
realpatidar.com
ગુજરાત યુનિવર્સિટી પ્રકાશન
ગુજરાતમાંની ઇસ્લામી
સલ્તનતનો ઇતિહાસ
(History of the Islamic
Sultanate in Gujarat)
(ઈ.સ. ૧૩૦૦થી ઈ.સ. ૧૫૭૩ સુધી)
લેખક
સ્વ. ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક
realpatidar.com
ગુજરાત યુનિવર્સિટી
અમદાવાદ-૩૮૦ ૦૦૯


realpatidar.com
ગુજરાત યુનિવર્સિટી પ્રકાશન
ગુજરાતમાંની ઇસ્લામી સલ્તનતનો ઇતિહાસ
(History of the Islamic Sultanate in Gujarat)
(ઈ.સ. ૧૩૦૦થી ઈ.સ. ૧૫૭૩ સુધી)
લેખક
સ્વ. ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક
You can resize and move this box in any PDF Application like Adobe Acrobat Reader
For page numbers, see the page footer. Page numbers are in 'Page x of y' format
For Reference See Pages: 9, 130, 131, 143
realpatidar.com
ગુજરાત યુનિવર્સિટી
અમદાવાદ—૩૮૦ ૦૦૯

## લેખક વિશે

સ્વ. ડૉ. છોટુભાઈ રણછોડભાઈ નાયક
એમ.એ ,બી.ટી.,પીએચ.ડી., ( મુંબઈ )
એફ.આર.એ.એસ ( લંડન )

(૧) ગુજરાત યુનિવર્સિટીના ભાષા-સાહિત્ય ભવનના ફારસી વિભાગના વડા (૧૯૬૪થી ૧૯૭૬ સુધી)

(૨) ફારસી સાહિત્યના સંશોધનક્ષેત્રમાં કરેલા કામની કદર તરીકે ૧૯૭૦ના ઑગસ્ટની પંદરમીના સ્વાતંત્ર્ય દિને રાષ્ટ્રપતિ ઍવૉર્ડ એમને એનાયત થયો હતો. અંગ્રેજી તથા ગુજરાતીમાં એમનાં સારી સંખ્યામાં પુસ્તકો પ્રકાશિત થયાં છે.






ગુજરાત યુનિવર્સિટી પ્રકાશન



# ગુજરાતમાંની ઇસ્લામી સલ્તનતનો ઇતિહાસ

# (History of the Islamic Sultanate in Gujarat)

(ઇ.સ. ૧૩૦૦થી ઈ.સ. ૧૫૭૩ સુધી)

લેખક

સ્વ. ડૉ. છોટુભાઈ રણછોડજી નાયક

એમ.એ.,બી.ટી.,પીએચ.ડી. (મુંબઈ);

એફ.આર.એ.એસ. (લંડન)

ફારસી વિભાગના ભૂતપૂર્વ રીડર અને વડા

ભાષા-સાહિત્ય ભવન

ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ-૯





ગુજરાત યુનિવર્સિટી

અમદાવાદ-૩૮૦૦૦૯



પ્રથમ આવૃત્તિ [ ૧૯૮૨





કિંમત : રૂ. ૩૦-૫૦ પૈ.

મુદ્રક :
જિતેન્દ્ર મ. પુરોહિત
વ્યવસ્થાપક
ગુજરાત યુનિવર્સિટી પ્રેસ
અમદાવાદ-૩૮૦૦૦૯

પ્રકાશક :
ભૂ. મ. પટેલ
કુલસચિવ
ગુજરાત યુનિવર્સિટી
અમદાવાદ-૩૮૦ ૦૦૯

# પ્રકાશક સંસ્થાનું નિવેદન

'શિક્ષણ અને પરીક્ષાના માધ્યમ તરીકે ગુજરાતી ભાષાને વધુ વ્યાપક બનાવવાના હેતુથી વિદ્યાર્થીઓ માટે ગુજરાતીમાં વાચનસામગ્રી ઉપલબ્ધ કરવા માટે ગુજરાત યુનિવર્સિટીએ કેટલીક યોજનાઓ ઘડી છે. વિવિધ ક્ષેત્રો અને વિષયો પર અધિકારી વિદ્વાનો પાસેથી આધારભૂત માહિતી મળે તે માટે લઘુગ્રંથો તૈયાર કરવાની યોજનાનો પણ તેમાં સમાવેશ થાય છે. જુદા જુદા વિષયોમાં સ્નાતક-અનુસ્નાતક કક્ષાના જે અભ્યાસક્રમો યુનિવર્સિટીએ નિયત કરેલા છે. તેને વિશદ રીતે સમજવામાં વિદ્યાર્થીઓને ઉપકારક નીવડે તે આ યોજનાનો મુખ્ય હેતુ છે. આ યોજના હેઠળ ગુજરાત યુનિવર્સિટીના ભાષા-સાહિત્ય ભવનના ફારસી વિષયના ભૂતપૂર્વ અધ્યક્ષ સ્વ. ડૉ. છોટુભાઈ આર. નાયક કૃત "ગુજરાતમાંની ઈસ્લામી સલ્તનતનો ઈતિહાસ" એ પુસ્તક પ્રસિદ્ધ કરતાં આનંદ થાય છે.

ડૉ. નાયકનું દુ:ખદ અવસાન થયું તે અગાઉ તેમણે આ પુસ્તકની હસ્તપ્રત લગભગ તૈયાર કરી હતી, પરંતુ તેમાં જે કોઈ ખૂટતું હોય તે જોઈ-તપાસીને ડૉ. હરિપ્રસાદ જી. શાસ્ત્રીએ સૂચનો કર્યાં જે ડૉ. પી. સી. પરીખે સદ્‌ભાવપૂર્વક કરી આપ્યાં તે માટે હું યુનિવર્સિટી તરફથી ડૉ. શાસ્ત્રીનો તેમ જ ડૉ. પરીખનો ખાસ આભારી છું.

આશા છે કે ઈતિહાસ વિષયના શિક્ષકો અને વિદ્યાર્થી મિત્રો ઉપરાંત આ વિષયમાં રસ ધરાવતી અન્ય વ્યક્તિઓને પણ આ પુસ્તક ઉપયોગી વાચન પૂરું પાડશે.

તા. ૨૬—૪—૧૯૮૨
ગુજરાત યુનિવર્સિટી,
અમદાવાદ-૩૮૦ ૦૦૯.

ભૂ. મ. પટેલ
કુલસચિવ.

# પ્રસ્તાવના

સદ્‌ગત ડૉ. છોટુભાઈ રણછોડજી નાયકનો આ ગ્રંથ ઈ.સ. ૧૩૦૦ થી ૧૫૭૩ સુધીનો કાલપટ આવરી લેતો ગુજરાતમાંની ઈસ્લામી સલ્તનતનો રાજકીય ઈતિહાસ છે. લેખક લાંબો સમય પથારીવશ રહી ૧૯૭૬માં અવસાન પામ્યા તે દરમિયાન તેઓ એની હસ્તપ્રતને આખરી સ્વરૂપ આપી શક્યા નહોતા. પરંતુ તેઓએ ગ્રંથનું મુખ્ય લખાણ લગભગ પૂરું કરેલું હતું. આથી એને આખરી સ્વરૂપ આપી પ્રકાશિત કરવા ગુજરાત યુનિવર્સિટીએ નક્કી કર્યું.

સદર કામગીરી યુનિવર્સિટીએ મને સોંપી હોવાથી મેં પ્રતને જોઈ જઈ એમાં જ્યાં જ્યાં જરૂરિયાત જણાઈ ત્યાં ત્યાં મૂળ લખાણને બાધ ન આવે એ રીતે એમાં ફેરફાર કર્યા છે. આમાં લેખકની પોતાની શૈલી અને ભાષા યથાવત્ જાળવ્યાં છે. લેખકની પાદટીપ-યોજનામાં પણ ફેરફાર કર્યો નથી. લેખક પોતે ફારસીના વિદ્વાન હોવાથી એમણે તમામ ઉપલબ્ધ પ્રકાશિત-અપ્રકાશિત ફારસી સંદર્ભગ્રંથોની તપાસ કરી આ ઈતિહાસગ્રંથ મુખ્યત્વે તેના આધારે લખ્યો છે. મૂળ ફારસી લેખકોમાં કેટલાંક વૃત્તાંતોની બાબતમાં મતભેદ પ્રવર્તતો હોવાથી એવી ઘટનાઓ વિશે બે મત રહે છે. ડૉ. નાયક એ પૈકીના અમુક લેખકોને આધાર માનીને ચાલ્યા છે. એ પૂરતો મતભેદ રહે, પણ તેઓ મૂળ લખાણના જ્ઞાતા હોવાથી તેમની વાચનામાં ક્યાંય ફરક કર્યો નથી. અર્વાચીન વિદ્વાનોનાં મંતવ્યોની ચર્ચામાં પડવા કરતાં ઈતિહાસના મૂળ ગ્રંથોના લેખકોના અભિપ્રાય અને એમાં જે ઈસ્ટ લાગતાં હોય એ લેખકે અપનાવ્યાં છે.

સંપાદન વખતે જ્યાં કંઈક સ્પષ્ટ કરવા જેવું કે વિગતદોષ જેવું જણાયું છે તેને લખાણમાં અંગ્રેજી આંકડામાં બતાવી પુસ્તકને અંતે સંપાદકીય નોંધમાં એની વિગતો આપી છે.

હસ્તપ્રતની તપાસ કરતાં એમાં સુલતાન મહમૂદશાહ અને સુલતાન મોહમ્મદશાહ ૩ જા વિશેનું લખાણ ખૂટતું જણાયું. આ લખાણ લેખકની કાચી નોંધમાંથી શોધી આમાં સામેલ કરવામાં આવ્યું છે.

સંપાદકે ગ્રંથના (૧) દિલ્હી સલ્તનતના અમલ નીચે ગુજરાત, અને (૨) ગુજરાતની સલ્તનત એવા બે ભાગ પાડી કુલ ૧૩ પ્રકરણોમાં લખાણ ગોઠવીને તે દરેકનું નામકરણ કર્યું છે.

આ ઈતિહાસ ગ્રંથમાં રાજતંત્ર અને તત્કાલીન સાંસ્કૃતિક સ્થિતિ વિશેનાં બે પ્રકરણો ઉમેરવાની ઈચ્છા હતી, "પરંતુ ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ" ગ્રંથમાળાનો ગ્રંથ ૫ "સલ્તનત કાલ" પ્રગટ થઈ ગયો હોવાથી અને એમાં એનું વિગતે નિરૂપણ થયું હોવાથી તે ભાગ અહીં ઉમેરવાનું જરૂરી માન્યું નથી.

આ ગ્રંથનું સંપાદનકાર્ય મને સોંપવા બદલ ગુજરાત યુનિવર્સિટીનો અને આ કાર્યમાં સંગીન માર્ગદર્શન આપવા માટે ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીનો હું આભારી છું.

૧૧-૩-'૮૨
ભો. જે. વિદ્યાભવન,
અમદાવાદ-૯.

**પ્રવીણચંદ્ર પરીખ**
સંપાદક

# અનુક્રમણિકા

## પ્રકરણ ૧

# રજપૂત શાસનનો અંત અને ઇસ્લામી હકૂમતનો આરંભ

ગુજરાતમાં વાઘેલા વંશના રાય કર્ણદેવનું શાસન ચાલુ હતું ત્યારે દિલ્હીના સુલતાન અલાઉદ્દીન ખલજી[1] (ઈ.સ. ૧૨૯૬--૧૩૧૬)એ ગુજરાત જીતી લેવાનો ઈરાદો કર્યો. એ માટેનાં કારણો ફારસીમાં લખાયેલા ઇતિહાસોમાં મળતાં નથી; પરંતુ હિંદુ લેખકો રાય કર્ણદેવના નાગર મહામાત્ય માધવને એ માટે કારણરૂપ ગણે છે.

પદ્મનાભ જણાવે છે કે રાય કર્ણદેવ કામલોલુપતાથી ઘેલો થયો હતો. તેના મહામાત્ય માધવની ગેરહાજરીમાં તેના ભાઈ કેશવને મારી નાખી તેની પત્નીને પોતાના અંતઃપુરમાં તે લઈ ગયો હતો, તેથી તેનું વેર લેવા માધવે દિલ્હી જઈ સુલતાન અલાઉદ્દીન ખલજીને ગુજરાત ઉપર આક્રમણ કરવા સમજાવ્યો અને તેના ધ્યેયમાં તે સફળ થયો.[2]

---

૧. ખલજી કોમ વિશે મોહમ્મદ કાસિમ ફિરિશ્તા(ભા. ૧, પૃ. ૮૮, લખનૌ)એ જે લખ્યું છે લગભગ તેવું જ બદાયૂની(મુન્તખબુત્ તવારીખ, ભા. ૧, પૃ. ૬૭)એ પણ લખ્યું છે. 'ખલ્જ'નો મૂળ ઉચ્ચાર 'કલ્જ' છે. એનો અર્થ તુર્કી ભાષામાં તલવાર થાય છે. સમય જતાં 'ક'નો ઉચ્ચાર 'ખ'માં પરિવર્તન પામ્યો. એમ પણ કહેવાય છે કે પેગમ્બર નૂહના પુત્રોમાંના એકનું નામ 'ખલ્જ' હતું. તેના વંશમાંથી એ કોમ ઊતરી આવી હતી, તેથી એ નામ પડયું હતું. ખ્વાજા નિઝામુદ્દીને (તબકાતે અકબરીમાં) પણ લગભગ એવું જ લખ્યું છે; પરંતુ ઝિયાઉદ્દીન બરનીએ ખલ્જીઓને તુર્ક માન્યા નથી ('તારીખે ફીરોઝશાહી', પૃ. ૧૭૧).

૨. A. K. Forbes, 'Ras Mala', Vol. I, pp. 265–6

મિર્આતે મોહમ્મદી(પૃ. ૩૪, ઉર્દૂ)માં જણાવવામાં આવ્યું છે કે માધવને કાશ્મીરી ઘોડા ખરીદવા રાય કર્ણદેવે મોકલ્યો હતો. પાછા ફરતાં મજકૂર વાતની ખબર તેને વાટમાં મળી હતી. ગુજરાતી પુસ્તકો અને મેરુતુંગની વિચારશ્રેણીમાં ચડાઈનું એ કારણ આપવામાં આવ્યું છે. ભાટની લોકકથામાં કેશવને બદલે માધવની પત્નીનું તથા નેણસીની ખ્યાતમાં માધવની પુત્રીનું અપહરણ થયાનું જણાવવામાં આવેલું છે. આ માત્ર વિગતફેર છે. (ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી, 'ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ', પૃ. ૨૩૪).

આના પરિણામે સુલતાને ઈ.સ. ૧૨૯૮ના ઉત્તરાર્ધમાં કે ઈ.સ. ૧૨૯૯ના પૂર્વાર્ધમાં[૧] અલમાસબેગ ઉલુગખાન નામના તેના ભાઈ તથા મલેક નુસ્રતખાનને મોટી ફોજો આપી સંપત્તિની વિપુલતા માટે મશહૂર એવા ગુજરાતના પ્રદેશને જીતવા રવાના કર્યા. તે લશ્કર મેવાડ અને ડુંગરપુર થઈ મોડાસા પહોંચ્યું અને ત્યાંના ગઢને ઘેર્યો. ગઢમાંના રજપૂત સંરક્ષકો આ ઓચિંતા આક્રમણથી ગભરાઈ તો ગયા છતાં તેમણે બરાબર સામનો કર્યો. પરંતુ તેમની સંખ્યા ઘણી ઓછી હોવાથી તેમનો પરાજય થયો. શાહી લશ્કર ત્યાંથી આગળ વધી[૨] અણહિલવાડ પાટણ[૩] પહોંચ્યું. તેણે તેનો કબજો લીધો. રાય કર્ણદેવ તેની પુત્રી દેવળદેવી સાથે ત્યાંથી નાસી છૂટયો. મુસલમાનોએ પાટનગરમાંના ભંડારો લૂંટયા અને ત્યાં કદી બન્યું ન હતું તેવું બન્યું.[૪] રાય કર્ણદેવની રાણી કમલાદેવી[૫] અંતઃપુરની અન્ય સ્ત્રીઓ, માલસામાન તથા જે કંઈ હાથ લાગ્યું તે સર્વનો કબજો મુસલમાનો-એ લીધો.[૬] તેમણે કમલાદેવીને દિલ્હી મોકલી આપી. તે પછી તે લશ્કરે આ

---

૧. અમીર ખુસ્રો (ખઝાઇનુલ્ફુતૂહ) મુજબ હિ.સ. ૬૯૯માં અલમાસબેગને ફરમાન મળ્યું હતું. એ સાલ બરાબર ઈ.સ. ૧૨૯૯ આવે છે. ઝિયા બરની મુજબ પણ લગભગ એ જ સાલ આવે છે ('તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૫૧). સોમનાથના એક શિલાલેખ મુજબ મુસલમાનો સાથે ઈ.સ. ૧૨૯૯ના જૂનમાં લડાઈ થઈ હતી. (A. K. Majumdar, 'Chaulukyas of Gujarat', p. 470).

૨. હાજીઉદ્દબીર, 'ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૨; પદ્મનાભ, 'કાન્હડદે પ્રબંધ', ખંડ ૨; મૌલાના ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૨૪૨.

જિનપ્રભસૂરિ મુજબ (વર્તમાન અમદાવાદના પરા) આશાવળના સ્થાને બન્ને સૈન્યો એકબીજા સામે ભેગાં થયાં હતાં અને જે લડાઈ થઈ હતી તેમાં રાય કર્ણદેવની હાર થઈ હતી ('તીર્થકલ્પ', પૃ. ૯૫--૯૬); પરંતુ એ વાતને ઝાઝું સમર્થન મળતું નથી.

૩. હાલ એ કડીપાટણ નામે ઓળખાય છે. ઉર્દૂમાં લખાયેલાં પુસ્તકોમાં પીરાનપટ્ટણ નામથી એ અંગેના ઉલ્લેખો મળે છે, કારણ કે એક સમયે એ પીરો એટલે કે મુસ્લિમ સંતોનું કેન્દ્ર હતું.

૪. હાજીઉદ્દબીર, 'ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભાગ ૨.

૫. કેટલાક વિદ્વાનોએ કમલાદેવી તથા દેવળદેવી ઐતિહાસિક વ્યક્તિઓ હશે કે કેમ તે અંગે વિવાદ ઉત્પન્ન કરેલો છે.

૬. અમીર ખુસ્રો, 'દવલરાની વ ખિઝ્રખાન', પૃ. ૮૨, ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૫૧; ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૨૪૩

પ્રદેશમાં રહી ભારે લૂંટફાટ કરી. અલમાસબેગ ઉલુગખાન ફોજ લઈ આશાવળ (આશાપલ્લી) તરફ ગયો. ત્યાં લૂંટ કરી તે ધોળકા પહોંચ્યો. આગળ વધી સોરઠ તરફ જઈ સોમનાથ પાટણમાં પહોંચી ત્યાંના જગવિખ્યાત દેવળને તેણે લૂંટયું અને સુલતાન મહમૂદ ગઝનવીના આક્રમણ (ઈ.સ. ૧૦૨૫ના જાન્યુઆરીમાં) પછી ત્યાં સ્થાપિત કરવામાં આવેલી બીજી મૂર્તિને ઉખેડી લઈને તે તેણે દિલ્હી મોકલી આપી. તે જ વખતે નાઘેર નામે ઓળખાતી સમુદ્રતટ ઉપરની પટી જે એ દ્વીપકલ્પમાં સૌથી વિશેષ ફળદ્રુપ ભાગ[૧] તરીકે જાણીતી છે તેનો કબજો લીધો. અલમાસબેગ ઉલુગખાને આમ સોરઠનાં ઘણાં નગરો ઉપર કબજો મેળવ્યો હતો અને ત્યાં લૂંટ પણ ચલાવી હતી. એ સર્વમાં વંથલી[૨] ઉપરનું આક્રમણ નોંધપાત્ર હતું. તેણે ગિરનારના રાજા સાથે પણ યુદ્ધ કર્યું હતું. સોરઠમાંથી પાછા ફરતાં પહેલાં ત્યાંના જીતેલા પ્રદેશ ઉપર વહીવટ કરવા અલમાસબેગ ઉલુગખાને ત્યાં એક અમલદારની નિમણૂક કરી હતી.

તે પછી તે અણહિલવાડ પાટણ પહોંચ્યો અને ત્યાં તેણે એક જામે મસ્જિદ બંધાવવાનું કામ શરૂ કર્યું,[૩] જે બહુધા ગુજરાતમાં ઈસ્લામી હકૂમત દરમ્યાન બંધાયેલી સૌથી પ્રથમ મસ્જિદ હતી.[૪]

તે કાળમાં ખંભાત સમગ્ર ભારતમાં મશહૂર સમૃદ્ધ બંદર હતું. મલેક નુસ્રતખાન તે તરફ ફોજ લઈ નીકળી ગયો અને તે ઉપર આક્રમણ કરી તેને તેણે લૂંટયું.[૫] ત્યાં રહેતા માલદાર વેપારીઓ પાસેથી તેણે રેશમી અને સુતરાઉ

---

૧. M. S. Commissariat, 'A History of Gujarat', Vol. I, p. 2

એ ભાગ માધવપુર અને ચોરવાડથી માંડી જાફરાબાદ સુધી વિસ્તાર પામેલો છે અને એ રીતે દ્વીપકલ્પનાં સર્વ સારાં બંદરો એમાં આવેલાં છે.

૨. એ જૂનાગઢની દક્ષિણે નવ માઈલના અંતર ઉપર છે.

૩. બદાયૂની, 'મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૧૯૦; મૌલાના હકીમ સૈયદ અબ્દુલ્ હય, 'યાદે અય્યામ', પૃ. ૫

૪. આ સર્વ વિગત પદ્મનાભના 'કાન્હડદે પ્રબંધ'માં નીચે પ્રમાણે આપવામાં આવેલી છે :

"અણહિલવાડ પડયા પછી વિજેતા સિપાહસાલારોએ આશાવળ, ધોળકા, ખંભાત અને રાંદેર તળ ગુજરાતમાં અને મહુવા, ઊના, દીવ, સોમનાથ અને જૂનાગઢ સોરઠના દ્વીપકલ્પમાં લૂંટયાં. કચ્છમાં આવેલા કંથકોટ સુધી તેમની ફોજો પહોંચી હતી." (ડાહ્યાભાઈ દેરાસરી–આવૃત્તિ)



૫. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૫૧

કાપડ, સોનું, ચાંદી, હીરા, માણેક, મોતી વગેરે તથા વીસ હજાર જેટલી રૂપવાન કુમારીકાઓનો[1] કબજો લીધો એટલું જ નહિ, પરંતુ કેટલાક લોકોની ઘાતકી રીતે તેણે કતલ કરી. એક વેપારી પાસેથી સુંદર દેખાવનો કાફૂર નામનો એક ગુલામ[2] પણ તેને હાથ લાગ્યો.[3] જેને તેણે દિલ્હી મોકલી આપ્યો. તે પછી મલેક નુસ્રતખાનની ફોજે સુરત, રાંદેર વગેરે શહેરોમાં ફરી વળી તેમાં લૂંટ કરી.

રાય કર્ણદેવ અણહિલવાડ પાટણમાંથી પોતાની પુત્રી દેવળદેવી સાથે નાસી છૂટયા બાદ દેવગિરિના યાદવ રાજા રામચંદ્ર ઉર્ફે રામદેવ (ઈ.સ. ૧૨૭૧-લગભગ ૧૩૧૧) પાસે મદદની આશાએ પહોંચ્યો હતો અને તે રાજાએ તેને આશ્રય આપ્યો હતો.[4] તે પછી (નંદરબાર જિલ્લામાં આવેલા) બાગલાણના નાનકડા રાજ્યમાં રાય કર્ણદેવને પોતાના માંડલિક તરીકે રહેવાની ગોઠવણ તેણે કરી આપી હતી. તેની રાણી કમલાદેવી દિલ્હી પહોંચ્યા પછી સુલતાન અલાઉદ્દીનના શાહી જનાનામાં રહેવા લાગી હતી.

મુસલમાન સૈનિકોએ પ્રદેશને તારાજ કર્યો તે પછી ધીમે ધીમે વ્યવસ્થા સ્થપાઈ અને અલમાસબેગ ઉલુગખાને અહીંનો વહીવટ સંભાળ્યો.[5] (ઈ.સ. ૧૨૯૯). એ પછી સરવરખાન ગોરીને પોતાનો નાયબ નીમી તે લૂંટનો માલ

૧, Sir H. M. Elliot and Prof. John Dowson, 'The History of India as told by its own Historians', Vol. III, p. 163

૨. કાફૂરને બગદાદના બજારમાંથી એક હજાર દીનારની કિંમતે એક વેપારીએ ખરીદ્યો હતો, તેથી તે કાફૂર હજાર દીનારી નામથી ઓળખાતો હતો. તે દેખાવે રૂપાળો હતો. તેના નામ પ્રમાણે તે કાફૂર એટલે કે કપૂર જેવો રંગ ધરાવતો હતો.

૩. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૫૧

૪. Sir Wolseley Haig, 'The Cambridge History of India', Vol. III, p. 112 and 518

૫. ગુજરાતને બીજી ચડાઈ બાદ દિલ્હી સલ્તનતમાં સમાવવામાં આવ્યું હતું એવો પણ એક મત છે. હિંદુ ગ્રંથો મુજબ એક જ ચડાઈમાં એ પ્રમાણે થયું હતું. જૈન લેખક જિનપ્રભસૂરિ જે સમકાલીન હતા તેમણે વિ. સં. ૧૩૫૬ની સાલ આપેલી છે. એ વર્ષના આરંભમાં કે વિ. સં. ૧૩૫૫ના અંતમાં એટલે કે ઈ.સ. ૧૨૯૯માં પાટણ પડયું એમ માનવું યોગ્ય છે. (જિનપ્રભસૂરિ, 'તીર્થકલ્પ' પૃ. ૯૫--૯૬, edited by Dr. D. R. Bhandarkar and K. N. Sahitya-bhusan); ઝિયાઉદ્દીન બરનીએ તારીખે ફીરોઝશાહી'માં હિ.સ. ૬૯૮ આપેલી

લઈ મલેક નુસરતખાન સાથે દિલ્હી ગયો. તેણે અણહિલવાડ પાટણમાં એક તળાવ બંધાવ્યું હતું. તે આજ સુધી તેના નામથી જાણીતું છે. દિલ્હી પહોંચ્યા બાદ થોડા જ સમયમાં ત્યાં તેનું મૃત્યુ થયું.



ગુજરાતમાં સરવરખાનનો વહીવટ લગભગ ત્રણ વર્ષ ચાલ્યો. ત્યાર બાદ ગુજરાતીઓએ બળવો કરતાં બીજી વારની ચડાઈ ઈ.સ. ૧૩૦૪ના અરસામાં મલિક ઝિતમ અને પાંચામીની સરદારી નીચે કરવામાં આવી ને તેમાં મળેલી જીતથી ગુજરાતની હિંદુ હકૂમતનો કાયમને માટે લોપ થયો (લગભગ ૧૩૦૪).[1]

છે એટલે કે ઈ.સ. ૧૨૯૯ છે. અમીર ખુસ્રોની 'ખઝાઈનુલ્ ફ્તૂહ' મુજબ ઈ.સ. ૧૨૯૯ની લડાઈથી જ એ પ્રદેશનો કબજો મુસલમાનોના હાથમાં ગયો હતો. તેની મસ્નવી (મહાકાવ્ય) 'દવલરાની વ ખિઝ્રખાન' મુજબ પ્રથમ લડાઈ દરમિયાન 'આલમાસબેગ ઉલુગખાને ચડાઈ કરી હતી, લૂંટ ચલાવી હતી, મંદિરો તોડયાં હતાં અને કમલાદેવીને દિલ્હી મોકલી આપી હતી. તે પછી સાત આઠ વરસ બાદ દેવળદેવીને મેળવવાની કાર્યવાહી શરૂ થઈ હતી, જે વિગત હવે પછી આવે છે.

૧. વિગતો માટે જુઓ 'સોલંકી કાલ', પૃ. ૧૦૪--૦૬.

# પ્રકરણ ૨

# ખલજી સલ્તનતના શાસન નીચે ગુજરાત

(ઈ.સ. ૧૩૦૦—૧૩૨૦)

## મલેક સંજર અલ્પખાન[૧] ગુજરાતનો પ્રથમ નાઝિમ

(લગભગ ઈ.સ. ૧૩૦૪—૧૩૧૫)

સુલતાન અલાઉદ્દીન ખલજીએ ઈ.સ. ૧૩૦૪માં તેના સાળા મલેક સંજર, જેને તેણે તખ્તનશીની વખતે ભરાયેલા દરબારમાં 'અલ્પખાન'નો ખિતાબ એનાયત કર્યો હતો તેની ગુજરાતના નાઝિમ તરીકે નિમણૂક કરી.[૨] આમ દિલ્હીના ખલજી અને તુગલુક સુલતાનો તરફથી આ પ્રદેશ ઉપર લગભગ સો વરસ સુધી નિમાતા રહેલા નાઝિમો પૈકીના પ્રથમ તરીકે તેનાથી આરંભ થયો.

અણહિલવાડ પાટણ જે હિંદુ રાજાઓનું પરંપરાગત પાટનગર હતું તે મુસલમાન નાઝિમોના સમયમાં પણ તેમના રાજ્ય વહીવટના કેન્દ્ર તરીકે ચાલુ રહ્યું હતું.[૩]

---

૧. અગાઉ જેના વિશે ઉલ્લેખો આવી ગયા છે તે (અલમાસબેગ) ઉલુગખાન સિપાહસાલાર અને આ અલ્પખાનને એક જ વ્યક્તિ તરીકે માનવાની ભૂલ કેટલાક ઇતિહાસકારોએ કરેલી છે. અલમાસબેગ ઉલુગખાન સુલતાનનો ભાઈ થતો હતો. 'મિરઆતે અહમદી', 'તારીખે ફિરિશ્તા' વગેરે ઈતિહાસોમાં એ ભૂલ છે. એ ગ્રંથોમાં સિપાહસાલાર અને નાઝિમ બંને માટે ઉલુગખાન ખિતાબ છે. 'તબકાતે અકબરી'માં બન્ને માટે અલ્પખાન ખિતાબ છે. એ જ ભૂલ અંગ્રેજી અને ગુજરાતીમાં લખાયેલા ઈતિહાસોમાં પણ જોવા મળે છે. ઉલુગખાન અને અલ્પખાન તે સમયે આપાતા ખિતાબો હતા. સુલતાન અલાઉદ્દીને તેની તખ્તનશીની થઈ ત્યારે ભરાયેલા દરબારમાં તેના ભાઈ અલમાસબેગને ઉલુગખાનનો અને તેના સાળા મલેક સંજરને અલ્પખાનનો ખિતાબ એનાયત કર્યો હતો.

૨. બદાયૂની, 'મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૧૯૦

૩. ઈ.સ. ૧૪૧૧માં સુલતાન અહમદશાહ પ્રથમે અમદાવાદ વસાવ્યું અને ત્યાં પોતાનું પાયતખ્ત રાખ્યું ત્યાં સુધી એની એ મહત્તા ચાલુ રહી હતી.

 વાલિ[illegible]નો હોદ્દો સંભાળ્યા પછી અલ્પખાને વ્યવસ્થા સ્થાપવાના પ્રયત્નો શરૂ કર્યા. તેણે ચૌહાણ રજપૂતો પાસેથી જાલોર[1] છીનવી લીધું.[1] તે પછી નવસારી, ભરૂચ અને ગંધારનો કબજો લઈ ત્યાં શાંતિમય વાતાવરણ ઊભું કર્યું. આ રીતે વહીવટ એવો તો પદ્ધતિસરનો ચાલતો રહ્યો કે પ્રદેશના એકે ખૂણામાંથી કોઈ પણ પ્રકારની ફરિયાદ આવતી ન હતી.

**દેવળદેવીને મેળવવાના સુલતાન અલાઉદ્દીનના પ્રયત્નો**

રાય કર્ણદેવ અણહિલવાડ પાટણમાંથી નાસી છૂટયા બાદ યાદવ રાજા રામચંદ્રના માંડલિક તરીકે બાગલાણના કિલ્લામાં પોતાની રાજકુંવરી દેવળદેવી સાથે રહેતો હતો અને તેની રાણી કમલાદેવી સુલતાનના શાહી જનાનખાનામાં માનીતી થઈ હતી. ખંભાતથી દિલ્હી મોકલાયેલો ગુલામ કાફૂર[2] તેની પોતાની અક્કલ હોશિયારી અને અજોડ લશ્કરી શકિતને લઈને પ્રગતિ કરતો કરતો ઘણા ઊંચા સ્થાન ઉપર પહોંચી ગયો હતો.

એવે સમયે ગુજરાતના ઇતિહાસમાં એક મહત્ત્વનો બનાવ બન્યો. એ અંગેના સંજોગો એવા ઉપસ્થિત થયેલા હતા કે દેવગિરિના રાજા રામચંદ્રને ઈ.સ. ૧૨૯૫માં અલાઉદ્દીને તેના કાકા સુલતાન જલાલુદ્દીન ફીરોઝશાહ (ઈ.સ. ૧૨૯૦—૧૨૯૬)ના શાસન દરમિયાન હરાવ્યો હતો તે પછી બન્ને પક્ષો વચ્ચે જે સંધિ થઈ હતી તેની શરતો મુજબ નક્કી થયેલી ખંડણી રાજા રામચંદ્ર સુલતાનને દિલ્હી પહોંચાડતો ન હતો અને રાજા કર્ણદેવને તેના સિપાહસાલારોએ હાર આપી ત્યારે તેને તેણે આશ્રય આપ્યો હતો. આવાં કારણોને લઈને રાજા રામચંદ્ર ઉપર સુલતાન રોષે ભરાયેલો હતો, તેથી ઈ.સ. ૧૩૦૬માં મજકૂર ગુલામ કાફૂરને મલેક નાયબ[3]નો હોદ્દો એનાયત કરી તેની નિમણૂક દેવગિરિ સહિત દક્ષિણ ભારત ઉપર આક્રમણ કરવા માટે સિપાહસાલાર તરીકે કરી અને તેને બળવાન ફોજ સાથે રવાના કરવાની તૈયારી ચાલુ હતી ત્યારે કમલાદેવીએ

---

૧. મારવાડમાં આવેલા સિવાનાની નજીક જાલોર છે.

૨. 'તારીખે ફિરિશ્તા'માં એ માટે હિ.સ. ૬૮૮(એટલે કે ઈ.સ. ૧૨૮૯)ની સાલ છે (જિલ્દ ૧, પૃ. ૧૫૩).

૩. 'મલેક નાયબ' (કે નાયબુલ્ મમાલિક). એનો અર્થ 'મલેક' એટલે સુલતાનનો 'નાયબ' એવો થાય છે. નબળા સુલતાનો 'મલેક નાયબ'ના હાથમાં રમકડા સમાન રમતા હતા. પાયતખ્તમાં સુલતાનની ગેરહાજરી દરમિયાન તે રાજ્યવહીવટ સંભાળતો હતો.

પોતાની પુત્રી દેવળદેવીને રાજા કર્ણદેવ પાસેથી મેળવી દિલ્હી લાવવાની ગોઠવણ કરવા સુલતાનને આજીજી કરી. આથી સુલતાને મલેક નાયબ કાફૂરને તે મુજબની કાર્યવાહી કરવાનો હુકમ કર્યો અને માળવાના હાકેમ ઐનુલ્ મુલ્ક તથા ગુજરાતના નાઝિમ અલ્પખાનને પણ તેને એ કાર્યમાં મદદ કરવાને ફરમાનો મોકલ્યાં. દખ્ખણમાં દેવગિરિ તરફ જતાં મલેક નાયબ કાફૂરે ખાનદેશમાં આવેલા સુલતાનપુર આગળ છાવણી નાખી અને બાગલાણમાં રાજા કર્ણદેવને એક પેગામ પાઠવ્યો. તેમાં તેણે તેની પાસેથી રાજકુંવરી દેવળદેવીને પોતાની પાસે મોકલી આપવાની માગણી કરી, જેથી તે તેને દિલ્હી તેની માતા પાસે પહોંચાડી શકે. એ બાબતનો ઈન્કાર હોય તો લડાઈ માટે તૈયાર રહેવાની ધમકી પણ તેણે લખી હતી. રાય કર્ણદેવે એ અપમાનજનક માગણી માન્ય રાખી નહિ.

નાઝિમ અલ્પખાને સુલતાન તરફથી મળેલા ફરમાન મુજબ તરત જ તૈયારી કરી બાગલાણ તરફ કૂચ કરી અને ત્યાં તે પહોંચી ગયો. રાજાએ બે મહિના મુસલમાન ફોજો સામે ટક્કર ઝીલી. તે પછી મલેક નાયબ કાફૂર એ કામ અલ્પખાનને સોંપી દેવગિરિ તરફ આગળ વધ્યો.

દરમિયાન એવું બન્યું હતું કે રાજા રામચંદ્રના યુવરાજ સિંઘણે[1]

---

૧. ઈતિહાસકારોએ સિંઘણદેવ માટે શંકરદેવ, સંગતદેવ, સંખાણદેવ અને સિંઘણદેવ જેવાં વિવિધ નામોનો ઉપયોગ કરેલો છે. જે. એફ. ફ્લીટ( **J. F. Fleet** )થી માંડીને સર વુલ્સેલી હેઈગ ( Sir **Wosleley Haig** ) સુધીના તમામ અર્વાચીન ઈતિહાસ-લેખકોએ યાદવ રાજા રામચંદ્રના પુત્ર અને ઉત્તરાધિકારીનું નામ શંકર હોવાનું જણાવેલું છે. ( Dynasties of the Kanerese Districts, pp. 71–78; 'Bombay Gazetteer', Vol. I, p. 530; Robert Sewell, 'A sketch of the Dynasties of Southern India', p. 114; R. G. Bhandarkar, 'Early History of the Dekkan', p. 119 ) અને તે પછીના લેખકોએ પણ એ પ્રમાણે જ કરેલું છે. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા( 'તારીખે ફિરિશ્તા', કાનપુર, જિલ્દ ૧, પૃ. ૧૧૭ અને મુંબઈ, જિલ્દ ૧, પૃ. ૨૦૪--૫ )એ શંકલદેવ નામ આપેલું છે. ફારસી જાણનારાઓની દૃષ્ટિએ એ લગભગ શંકરના જેવો જ ઉચ્ચાર છે એમ મનાય, પરંતુ અમીર ખુસ્રોએ, 'દવલરાની વ ખિઝ્રખાન' ( અલીગઢ, પૃ. ૮૫ )માં સિખન નામ લખેલું છે. ફારસી હસ્તપ્રતોમાં 'ક' ને બદલે 'ગ' અને 'ગ' ને બદલે 'ક' લખેલો મળે છે અને ફારસીમાં 'ણ' ને બદલે 'ન' ઉચ્ચાર અપનાવવામાં આવે છે. 'ણ' ઉચ્ચાર તેમાં નથી. એ ઉપરથી એમ લાગે છે કે એ 'સિંઘણ' છે. કે. એ. નીલકંઠશાસ્ત્રીએ તેમના પુસ્તક-( History of South India )માં એ પ્રમાણે જણાવેલું છે. પ્રો. એસ. એચ.

દેવળદેવી સાથે લગ્ન કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી, પરંતુ એક મરાઠાને[1] પોતાની રાજકુંવરી પરણાવવામાં આવે તો રજપૂત ગૌરવને હાનિ પહોંચે એવું રાય કર્ણદેવ માનતો હતો.

આ સમયે રાય કર્ણદેવના કફોડા સંજોગોનો લાભ ઉઠાવ્યો. તેણે તેના ભાઈ ભિલ્લમદેવ[2]ને સૈનિકોની એક ટુકડી સાથે રાજા કર્ણદેવ પાસેથી દેવળદેવીને મેળવી લેવા મોકલ્યો. મલેક નાયબ કાફૂરનો ઉપર જણાવેલો પેગામ રાયને મળેલો ત્યારથી તે ભયગ્રસ્ત રહેતો હતો. ભિલ્લમદેવનું આગમન થયું હોવાનું જાણી તેણે પોતાનો વિચાર બદલ્યો અને પોતાની પુત્રીને મુસલમાનને સોંપવા કરતાં યાદવ રાજા રામચંદ્રના યુવરાજ વેરે પરણાવવાનું વધુ વાજબી તેને લાગ્યું. આથી તેણે ભિલ્લમદેવને પોતાની કુંવરી દેવળદેવી સોંપી. તેને લઈ ભિલ્લમદેવ રવાના થયો. એ વખતે અલ્પખાન રાય કર્ણદેવના વસવાટ ઉપર આખી ફોજ લઈ તૂટી પડયો, જેથી તે દેવગિરિ તરફ નાસવા લાગ્યો.[3] અલ્પખાને તેનો પીછો કર્યો. રસ્તામાં અલ્પખાનનું લશ્કર છાવણી નાખી પડયું હતું ત્યારે તેના ત્રણસો ચારસો સૈનિકોને ઇલોરાના ગુફા જોવા તેણે પરવાનગી આપી. તેઓ ત્યાં ફરતા હતા એટલામાં તેમની નજર તેમના તરફ ચાલી આવતી ભિલ્લમદેવની ટુકડી ઉપર પડી. બંને પક્ષો વચ્ચે ઝપાઝપી થઈ. દરમિયાન અલ્પખાનના સૈનિકો-માંથી એકે તીર ફેંકયું. તે દેવળદેવીના ઘોડાને વાગ્યું અને તે ભોંય ઉપર પટકાઈ પડી. આથી તે મુસલમાન સૈનિકોના હાથમાં ઝડપાઈ ગઈ (ઈ.સ. ૧૩૦૭).

---

હોડીવાલાએ દેવગિરિના યાદવોની યાદીમાં પણ સિંઘણ નામ આપેલું છે. ('Studies in Indo-Muslim History', p. 373) એ ઉપરથી સાચું નામ સિંઘણદેવ હોવાનું સાબિત થાય છે.

૧. 'તારીખે ફિરિશ્તા', જિલ્દ ૧, પૃ. ૨૦૨ (લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ). દેવગિરિના યાદવો પોતે રજપૂત જાતિના હોવાનું અભિમાન ધરાવતા હતા; પરંતુ રાજસ્થાન અને ગુજરાતના રજપૂતો દક્ષિણના હિંદુઓને દ્રાવિડી લોહી ધરાવતા હોવાનું માને છે, તેથી તેઓ યાદવોને રજપૂત તરીકે ગણતા નથી.

૨. ઇતિહાસોમાં ભિલ્લમદેવનું નામ ભીમદેવ પણ મળે છે. ('તારીખે ફિરિશ્તા', જિલ્દ ૧, પૃ. ૨૯૫, લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ), પરંતુ ભિલ્લમદેવ નામ ઘણું પ્રચલિત છે.

૩. મલેક નાયબ કાફૂર એ વખતે દેવગિરિમાં હતો. રાય કર્ણને ત્યાં આશ્રય મળી શકયો ન હતો, જેથી તે તેલિંગાણા તરફ નાસી છૂટયો. પછી તેનું શું થયું તેનો ઉલ્લેખ મળતો નથી.

તેને લઈને અલ્પખાન ગુજરાતમાં આણહિલવાડ પાટણમાં આવ્યો અને ત્યાંથી તેણે તેને ભારે ઠાઠથી દિલ્હી રવાના કરી[1] તે ત્યાં પહોંચી એટલે માતાપુત્રી લાંબા સમય બાદ મળ્યાં.[2]

**અલ્પખાનની કારકિર્દીનો અંજામ**

મલેક સંજર અલ્પખાન સિપાહસાલાર અલમાસબેગ ઉલુગખાન પછી સલ્તનતનો સૌથી મોટો અમીર લેખાતો હતો. તે સુલતાનનો સાળો અને સલ્તનતના વારસ શાહજાદા ખિઝ્રખાનનો મામો થતો હતો. તેની બહેન મલેકા જહાન[3] માહરૂબેગમ ખિઝ્રખાનને તેની પોતાની પુત્રી વેરે પરણાવવા ઇચ્છા રાખતી હતી અને તેના મંતવ્ય મુજબ તે તેની યોજનામાં કામયાબ થવાના સંજોગો અનુકૂળ હોવાનું સમજતી હતી. પરંતુ ખિઝ્રખાનનું ધ્યાન માત્ર દેવળદેવી ઉપર કેન્દ્રિત હતું. આમ હોવા છતાં અલ્પખાનની કાબેલિયત અને સુંદર કામગીરીને લઈને

---

૧. દેવળદેવી અંગેની આ આખી વાત કપોલકલ્પિત હોવાની દલીલો માટે જુઓ K. M. Munshi, 'The Glory that was Gurjardesa', Vol. II, pp. 431–34ff; Proceedings of the India History Congress', Vol. III, pp. 477–79; A. L. Srivastava, 'Historicity of Deval Rani Khizr Khan' ('Islamic Cuture, 1936'; સ્વ. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, 'ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ', પૃ. ૫૦૧; A. K. Majumdar, 'Chaulukyas of Gujarat', p. 192.

૨. એ વખતે દેવળદેવીની વય આઠ વરસની હતી (અમીર ખુસ્રો, 'દવલરાની વ ખિઝ્રખાન', પૃ. ૨૯).

ઉપરના બનાવ પછીની વિગત એવી મળે છે કે ખિઝ્રખાન હમેશાં દેવળદેવી સાથે રહેતો અને ખેલતો, તેથી બન્ને વચ્ચે પ્રેમ થયો (અમીર ખુસ્રો, 'દવલરાની વ ખિઝ્રખાન', પૃ. ૨૭૬--૮૫). એ બંનેનું લગ્ન કરવામાં આવ્યું, તેથી ફારસી ઇતિહાસોમાં દેવળદેવીમાંથી દવલરાની નામે ઓળખાઈ. ખિઝ્રખાન ગ્વાલિયરમાં કેદી તરીકે હતો ત્યારે તે તેની સાથે રહેતી હતી (ઈ.સ. ૧૩૧૬). ખિઝ્રખાનના અવસાન પછી તે તેના ભાઈ કુત્બુદ્દીન મુબારકશાહના કબજામાં ગઈ અને તે પછી ખુસ્રોશાહ ગુજરાતીના હાથમાં પહોંચી.

૩. મૂળ 'મલેકા એ જહાન' અર્થાત્ દુનિયાની મલેકા. સુલતાનની મુખ્ય બેગમ એ નામથી ઓળખાતી હતી અને સુલતાન 'ખુદાવંદે આલમ' (દુનિયાનો માલિક) કહેવાતો હતો. સુલતાન અલાઉદ્દીનની મલેકા જહાન ઝિયા બરની (પૃ. ૩૬૮) મુજબ 'મૂર્ખીઓમાં મૂર્ખી' સ્ત્રી હતી.

તેની લાગવગ શાહી દરબારમાં વૃદ્ધિ પામતી રહી હતી. તે જોઈ મલેક નાયબ કાફૂરને તેની ઈર્ષા આવતી હતી અને સત્તાની ખેંચતાણને લઈને તે બન્ને વચ્ચે વેર વધતું જતું હતું એવે સમયે સુલતાનને જલંદરનો રોગ લાગુ પડયો અને તેના સ્વભાવની ઉગ્રતા અનેક ગણી વધી ગઈ. તેણે દેવગિરિથી મલેક નાયબ કાફૂરને અને ગુજરાતમાંથી અલ્પખાનને બોલાવી મંગાવ્યા. તે પછી એક વાર સુલતાનને ખિઝ્રખાન તથા મલેકા જહાન પ્રત્યે નારાજ થયેલા ભાળતાં મલેક કાફૂરે તેના કાન અલ્પખાન વિરુદ્ધ ભંભેરી[1] તેનું કાસળ કાઢવાની પેરવી કરવા[2] માંડી. આ ક્રૂર કાર્યવાહીના પરિણામે મલેકા જહાનને લાલ કિલ્લામાં અને ખિઝ્રખાનને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કરવામાં આવ્યાં. તે બાદ એક દિવસ અલ્પખાન શાહી મહેલમાં પ્રવેશ કરતો હતો ત્યારે જ સુલતાનની સૂચનાથી તેની કતલ કરવામાં આવી.[3] આમ થતાં સુલતાન અલાઉદ્દીનના વંશનો મૃત્યુઘંટ વાગી ગયો.[4]

નાઝિમ અલ્પખાન અલાઉદ્દીનની સલ્તનતના ચાર મહાન અમીરો પૈકીનો એક હતો.[5] તે એક કુશળ અને યોગ્ય વહીવટકર્તા હતો. તેની ઉદાર નીતિને લઈને તેના નાઝિમ-પદ દરમિયાન ગુજરાતના પ્રદેશમાં શાંતિ રહી હતી અને લોકો સુખી હતા.

અલ્પખાનને ઈમારતો બાંધવાનો ઘણો શોખ હતો. તે પ્રદેશની સમૃદ્ધિ વધારવા તથા બાંધકામ કરવા ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત રાખતો હતો.

અણહિલવાડ પાટણમાં વિવિધ મકાનો ઉપરાંત સફેદ આરસપહાણની એક આલીશાન અને વિશાળ એવી આકર્ષક મસ્જિદ તેણે બંધાવી હતી, જે આદીના

---

૧. ઈસામી, 'ફ્તૂહુસ્ સલાતીન', પૃ. ૩૨૯ અને ૩૩૧

૨. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૬૮--૬૯; ઈસામી, 'ફ્તૂહુસ્ સલાતીન,' પૃ. ૩૨૯; આમીર ખુસ્રો, 'દવલરાની વ ખિઝ્રખાન', પૃ. ૨૩૫--૩૭

૩. ઈબ્ને બતૂતા જણાવે છે કે મલેક નાયબ કાફૂરની ચઢવણીથી સુલતાને પોતાના ખાસ માણસોને હુકમ કર્યો હતો કે "મલેક સંજર (અલ્પખાન) મારી પાસે આવે અને હું તેને ખિલાત આપું અને તે પહેરવા માંડે ત્યારે જ તેના હાથ પાછળ બાંધી લઈ તેને નીચે તોડી પાડી તેની કતલ કરવી" (બાબ ૪, ફસલ ૯).

૪. અલી મોહમ્મદખાન, 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૬

૫. હાજીઉદ્દબીર, 'ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૨, પૃ. ૮૧૧

મસ્જિદ (શુક્રવારની મસ્જિદ) નામથી ઓળખાતી હતી.[૧] એ કોઈ હિંદુ મંદિરને તોડીને બંધાવવામાં આવી હતી.

સામાન્ય રીતે એ યુગના મુસ્લિમ શાસકો હિંદુ-મંદિરોનો નાશ કરવામાં પોતાની મજહબી ફરજ અદા થયેલી ગણતા હતા; પરંતુ અલ્પખાન અન્ય ધર્મો પ્રત્યે સહિષ્ણુ હતો અને ગેરમુસ્લિમો પ્રત્યે હમદર્દી ધરાવતો હતો. બન્યું ત્યાં સુધી તેણે તેમની ધાર્મિક લાગણી દુઃખવી ન હતી. તેનું સમર્થન કરતો એક બનાવ વિ.સં. ૧૩૬૯(ઈ.સ. ૧૩૧૨--૧૩)માં બન્યો હતો.[૨] કેટલાક તુર્ક સૈનિકો સૌરાષ્ટ્રના દ્વીપકલ્પમાંથી પસાર થતા હતા ત્યારે રસ્તામાં શત્રુંજયના પહાડ ઉપર આવેલાં જૈન મંદિરો પૈકીના મુખ્ય મંદિર ઉપર તેઓએ ઘા કર્યો હતો અને તેમાંની મૂર્તિ ખંડિત કરી હતી. આથી જૈન જાતિના લોકોને ઘણું મનદુઃખ થયું હતું. તે સમયે અણહિલવાડ પાટણમાં ઓસવાળ જ્ઞાતિનો સમરાશાહ નામે એક સમર્થ જૈન વેપારી રહેતો હતો. તેને અલ્પખાન સાથે ગાઢ મૈત્રી હતી. તે એ બાબતમાં તેને મળ્યો અને તેણે વિના વિલંબે મંદિરનો જીર્ણોદ્ધાર કરવાની પરવાનગી

૧. J. Burgess and H. Cousins, 'Architectural Antiquities of Northern Gujarat', pp. 53-54. Desai and Clarke, 'The Gazetteer of the Baroda State', Vol. II, pp. 574 and 584

એ મસ્જિદ આલીશાન, ખુશનુમા અને વિશાળ હતી. તેના સ્તંભો એટલા બધા હતા કે ગણતી વખતે તેમાં ભૂલ થઈ જતી હતી. અલ્પખાનના સમયમાં એ શહેરના મધ્ય ભાગમાં હતી (અલી મોહમ્મદખાન, 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૬). તેની એકે ઈંટ બાકી રહી નથી. હાલ તેનું સ્થાન પાટણના પશ્ચિમ દરવાજા બહાર ખેતરમાં બતાવવામાં આવે છે. (M. S. Commissariat, 'A History of Gujarat', Vol. I, p. 11).[2]

૨. આ બનાવ મુનિશ્રી જિનપ્રભસૂરિના 'વિવિધ તીર્થકલ્પ'(ભા. ૫, પૃ. ૧૧૯--૨૦)માં વર્ણવવામાં આવેલો છે. 'સમરા રાસો'નો વિષય જ એ છે અને 'પ્રાચીન ગુર્જર કાવ્ય-સંગ્રહ'માં એનું પ્રકાશન થયેલું છે. (સી. ડી. દલાલ, વડોદરા સેન્ટ્રલ લાઈબ્રેરી, ભા. ૧, ૧૯૨૦, પૃ. ૨૭--૩૦). તદુપરાંત મુનિશ્રી જિનવિજયજીના પ્રકટ થયેલા 'જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય-સંગ્રહ'માં પણ એનો સમાવેશ છે. (શ્રી. જૈન આત્માનંદ સભા, ભાવનગર, ૧૯૨૬, પૃ. ૨૩૮--૫૩). એ જ ગ્રંથમાં સમરાશાહ ઉપર પણ એક માહિતીપૂર્ણ નોંધ છે (ભા. ૨, પૃ. ૧૧૭--૨૦). મુનિશ્રી જિનવિજયજીએ શત્રુંજયના જીર્ણોદ્ધારનું વર્ણન એક બીજા ગ્રંથમાં કરેલું છે ('શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ', જૈન આત્માનંદ સભા, ભાવનગર, ૧૯૧૬).

આપી એટલું જ નહિ, પરંતુ એ પવિત્ર કાર્યમાં વાપરવા માટે હીરાથી ભરેલી પેટી પણ તેણે આપી. એ દેવળની મરામત વિ.સં. ૧૩૭૧ (ઈ.સ. ૧૩૧૪--૧૫)માં પૂરી થઈ હતી.[1]

**અલાઉદ્દીનનું અવસાન અને તે પછી**

અલ્પખાનનું ખૂન થયાના સમાચાર ગુજરાતમાં પહોંચતાં વેંત તેના સમર્થક લગભગ તમામ શાહી આમલદારો[2] અને સૈનિકો પોતાના નેતાને થયેલા અન્યાયનું વેર લેવા ઉશ્કેરાટમાં આવી ગયા અને તેમણે બળવો કર્યો.[3] સુલતાને તે દબાવવા મલેક કમાલુદ્દીન ગુર્ગને[4] ગુજરાતનો નાઝિમ નીમી મોકલ્યો. બળવાખોરોએ તેને પકડી મારી નાખ્યો અને પછી તો બળવાએ ગંભીર સ્વરૂપ પકડયું.

સુલતાન અલાઉદ્દીન જલંદરના રોગથી પીડાતો હતો તે દશામાં પોતાની નરી આંખે સલ્તનતની તેણે પોતે બનાવેલી આલીશાન ઇમારત નષ્ટ થતી તે નિહાળતો રહ્યો. એ આઘાતને લઈને તેના રોગે ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. પરિણામે ઈ.સ. ૧૩૧૬માં તેનું મૃત્યુ થયું.

તે પછી સર્વ સત્તાધારી બની બેઠેલા મલેક નાયબ કાફૂરે સુલતાનના સાત વરસની વયના[5] શિહાબુદ્દીન ઉમર નામના બાળ શાહજાદાને તખ્ત ઉપર બેસાડયો[6]

---

૧. આચાર્યશ્રી જિનવિજયજીકૃત, 'શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ', ઉપોદ્‌ઘાત, પૃ. ૩૧--૩૩

૨. અલી મોહમ્મદખાન, 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૩૬

૩. અલી મોહમ્મદખાન, 'મિર્‌આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૭; ઇસામી, 'ફ઼ુતૂહુસ્ સલાતીન', પૃ. ૩૩૨

૪. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૩૨--૩૩૩, હાજીઉદ્દબીર, 'ઝફરુલ્ વાલિહ બ-મુઝફ્ફર વ આલિહ', ભા. ૨. કેટલાક ઈતિહાસકારો માને છે કે મલેક નાયબ કાફૂરે તેને ધીમું ઝેર અપાવ્યું હતું (ખાજા નિઝામુદ્દીન અહમદ, 'તબકાતે અકબરી', ભા. ૧, પૃ. ૧૭૩; 'તારીખે ફિરિશ્તા', પૃ. જિલ્દ ૧, ૨૧૭, લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ) અને તેને ખતમ કરવામાં પૂરો ભાગ ભજવ્યો હતો (ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૬૯, કલકત્તા). ઇસામી મુજબ મલેક દીનારને બળવો દબાવવા મોકલવામાં આવ્યો હતો. (ફ઼ુતૂહુસ્ સલાતીન', પૃ. ૩૩૨).૩

૫. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', જિલ્દ ૧, પૃ. ૨૧૭ (લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ).



૬. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૭૨, મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', ભા. ૧, પૃ. ૩૮૧, લખનૌ.

અને રાજરક્ષક બની તેણે શાસનની લગામ પોતાને હસ્તક રાખી. તેણે સાચા વારસ ખિઝ્રખાન તથા શાહજાદા શાદીખાનને ગ્વાલિયરના કિલ્લામાં કેદી તરીકે મોકલી આપ્યા અને ત્યાં તેમની આંખો તેણે કઢાવી નાખી.[૧] આ રીતે પોતે સુલતાન થવાના તેના ધ્યેયના રાહમાં આડે આવે તેવાં સુલતાન અલાઉદ્દીનનાં તમામ સગાંસંબંધીઓને ઠેકાણે પાડી પોતે નિશ્ચિત બનવા ઇરાદો રાખતો હતો. એ માટે સીરીના હઝાર સુતૂન મહેલમાં શાહજાદા મુબારકખાનને કેદી તરીકે રાખ્યો હતો. ત્યાં તેણે થોડાક સૈનિકોને તેની તકલ કરવા મોકલ્યા, પરંતુ શાહજાદાએ તેમને લાંચ આપી પોતાના કરી લીધા. કેટલાક અમીરો મલેક નાયબ કાફૂરના અત્યાચારો જોઈ રોષે ભરાયા. તેમણે થોડા જ મહિનામાં કાવતરું યોજી તેનું ખૂન કરાવ્યું. તે પછી સલ્તનતના સૌ અમીરોએ એકત્ર થઈ શાહજાદા મુબારકખાનને કેદમાંથી મુકત કર્યો અને તેને તેના નાના ભાઈ શિહાબુદ્દીન ઉમરના[૨] રાજરક્ષક તરીકે નીમ્યો. બે એક માસ બાદ તેને પોતાનું સ્થાન સુરક્ષિત લાગતાં તેણે બાળ સુલતાનને પદભ્રષ્ટ કરીને કેદમાં પૂરી તે પોતે કુત્બુદ્દીન મુબારકશાહ ખિતાબ ધારણ કરી સુલતાન બન્યો (ઈ.સ. ૧૩૧૬). તેની તખ્તનશીની સમયે ગુજરાતમાં બળવો ચાલુ હતો. તે દબાવવા સુલતાને ઐનુલ્ મુલ્ક મુલતાની[3] નામના અમીરને ત્યાં એક બળવાન લશ્કર સાથે મોકલ્યો.[૪] તેણે એ પ્રદેશમાં આવી એક કુશળ અને કુટિલ રાજનીતિજ્ઞની રીતે કાર્યનો આરંભ કર્યો.[૫] બંડખોરોનું બળ તોડવાને તેણે તેમના નેતાઓને પત્રો લખ્યા[૬] અને તેમાં સ્પષ્ટતા કરી કે અલ્પખાનનું ખૂન થયું હતું. તે કરનાર ગુનેગાર (એટલે કે મલેક નાયબ કાફૂર)ને નસિયત કરવાનું ધ્યેય હાંસેલ થઈ ગયું છે. હવે તે કાર્યની પાછળ પડી રહેશો તો તમો પોતે બળવાખોરો છો એવો ડાઘ તમારી પ્રતિષ્ઠાને લાગશે અને શાહી લશ્કરનો રોષ તમે તે કારણે વહોરશો. વધારામાં તેણે એમ પણ જણાવ્યું કે અંતે તો વિજય

---

૧. અમીર ખુસ્રો, 'દવલરાની વ ખિઝ્રખાન', પૃ. ૨૬૩

૨. શિહાબુદ્દીન ઉમર દેવગિરિના રાજા રામદેવની પુત્રીનો પુત્ર થતો હતો (ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૩૩૫).

૩. સુલતાન અલાઉદ્દીન અને સુલતાન મુબારકશાહના શાસન દરમિયાન તેની લાગવગ સલ્તનતમાં ભારે હતી. તે લેખક પણ હતો અને 'ઇન્શાએ માહરૂ' નામના પત્રવ્યવહારના ગ્રંથની રચના તેણે કરી હતી.

૪. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૩૪૦-૩૪૧

૫. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૮૮

૬. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૩૫૧-૫૨

શાહી લશ્કરનો જ થશે. તો શા માટે તમો તમારી જિંદગી ખતરામાં મૂકો છો? તેમ કરવાને બદલે સુલતાનની ભલી લાગણી અને ખુશી સંપાદન કરો. આ પત્રોમાંના લખાણની ધારેલી અસર થઈ.[૧] ઘણા સૈનિકો અને સેના-નાયકો પોતાના બંડખોર નેતાઓને છોડી જતા રહ્યા. આ રીતે ઐનુલ્‌મુલ્ક મુલતાની તેના પોતાના ધ્યેયમાં સફળ થયો. તે પછી તે થોડા માસ તે આ પ્રદેશમાં જ રહ્યો. ઈ.સ. ૧૩૧૭માં સુલતાને તેને દિલ્હીમાં બોલાવી તેનું બહુમાન કર્યું[૨] અને તેના સ્થાને ગુજરાતમાં તેના પોતાના સસરા મલેક દીનારને 'ઝફરખાન'નો ખિતાબ એનાયત કરી નાઝિમ તરીકે મોકલ્યો. તે એક કાર્યદક્ષ વહીવટકર્તા હતો. ત્રણથી ચાર મહિનાના ગાળામાં તેના સુંદર વહીવટને લઈને પ્રદેશમાં શાંતિ પ્રસરી ગઈ, લોકો આનંદ માણવા લાગ્યા અને આબાદીનો અનુભવ કરતા થયા. તેના પરિણામે અગાઉ લોકપ્રિય થયેલા અલ્પખાનને તથા તેના ઉદાર શાસનને તેઓ યાદ કરતા બંધ થયા એટલું જ નહિ, પણ હિંદુ રાજાઓ અને રજપૂત ઠાકોરો પાસેથી મોટી રકમ ઉઘરાવીને તથા મહેસૂલની બાકી[૩] વસૂલ કરીને તે તમામ તેણે શાહી ખજાનામાં દિલ્હી પહોંચતું કર્યું.

**મલેક દીનાર ઝફરખાનની કતલ**

ઉપર જણાવ્યા મુજબની ગુજરાતમાં સુંદર કામગીરી મલેક દીનાર બજાવી રહ્યો હતો છતાં તેને નાઝિમના પદ ઉપર છ મહિનાથી વિશેષ ચાલુ રહેવા દેવામાં આવ્યો નહિ. અલ્પખાનની માફક તે પણ એક કાવતરાનો ઈ.સ. ૧૩૧૭માં ભોગ બન્યો.[૪]

એનું કારણ એવું બન્યું કે તખ્તનશીની પછી તરત જ સુલતાન કુત્બુદ્દીન મુબારકશાહ દારૂડિયો, વિષય-લંપટ અને વિલાસી બન્યો હતો. ગુજરાતમાં રહેતી ભરવાડ જ્ઞાતિના એક ખૂબસૂરત ચહેરાવાળા શખ્સ પ્રત્યે તેને આકર્ષણ થઈ ગયું હતું. તે ધર્મ-પરિવર્તન કરી મુસ્લિમ બન્યો હતો અને તેણે પોતાનું નામ હસન રાખ્યું હતું. તે સમય જતાં સુલતાનનો માનીતો સલાહકાર બની ગયો હતો અને

---

૧. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૮૮

૨. ઈસામી, 'ફ્‌તૂહુસ્‌ સલાતીન', પૃ. ૩૫૨

૩. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા (ઉર્દૂ)', ભા. ૧ પૃ. ૩૮૮; અલી મોહમ્મદખાન, 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૩૭; ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૮૮



૪. અલી મોહમ્મદખાન, 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૩૭

સુલતાને તેને ખુસ્‌રોખાનનો ખિતાબ એનાયત કરી વજીર નીમ્યો હતો. જેટલો કાબૂ મલેક નાયબ કાફૂરનો સુલતાન અલાઉદ્દીન ઉપર હતો તેટલો જ ખુસ્‌રોખાનનો સુલતાન કુત્બુદ્દીન મુબારકશાહ ઉપર હતો. ઈ.સ. ૧૩૧૮માં સુલતાનના જે ત્રણ ભાઈઓ ખિઝ્રખાન, શાદીખાન અને શિહાબુદ્દીન ઉમર અંધ અને લાચાર હાલતમાં ગ્વાલિયરના કિલ્લામાં કેદ ભોગવી રહ્યા હતા, તેમની કતલ કરાવી અને દેવળદેવીને પોતાના શાહી હરમમાં દાખલ કરાવી.

ખુસ્‌રોખાનની લાગવગને લઈને સુલતાન મુબારકશાહના ટૂંકા શાસન દરમિયાન ગુજરાતમાંથી દિલ્હી જતા લોકોનું મહત્ત્વ ઘણું વધી ગયું અને આ પ્રદેશમાં જે અશાંતિ વ્યાપી તે બહાને ખુસ્‌રોખાને સુલતાનને તેના સસરા મલેક દીનાર ઝફરખાનને ગુજરાતમાંથી પાછો બોલાવી લેવાની સલાહ આપી એટલું જ નહિ, પણ તેનો કોઈ પણ પ્રકારનો દોષ ન હોવા છતાં[1] કોઈક કારણે તેની કતલ કરાવી (ઈ. સ. ૧૩૧૭).

### મલેક હુસામુદ્દીન ગુજરાતી ગુજરાતમાં નાઝિમ તરીકે

મલેક હુસામુદ્દીન માતાપક્ષે ખુસ્‌રોખાનનો ભાઈ (બહુધા સાવકો ભાઈ) થતો હતો.[2] ઈ.સ. ૧૩૧૮માં સુલતાન પાસેથી ખુસ્‌રોખાને[3] તેની નિમણૂક નાઝિમ તરીકે કરાવીને ગુજરાતમાં મોકલ્યો. તેનો વહીવટ તુર્ક અમીરોને માફક રહે એવો ન હતો, બલ્કે તેમની ઈચ્છા વિરુદ્ધનો હતો. તેણે ગુજરાતમાં આવી જમીનદારો, રજપૂત ઠાકોરો તથા પોતાની ભરવાડ જ્ઞાતિના લોકોને એકત્ર કરી પોતાની આપખુદી સત્તા સ્થાપવાના પ્રયત્નો શરૂ કર્યા. આ જોઈ ગુજરાતમાં રહેતા શાહી અમલદારો અને અમીરોને તે શક્તિશાળી થઈ જશે એવો ભય લાગ્યો, તેથી તેમણે તેને ગિરફતાર કરી દિલ્હી મોકલી આપ્યો. આમ છતાં ખુસ્‌રોખાન નારાજ

---

૧. અલી મોહમ્મદખાન, 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૭

૨. અલી મોહમ્મદખાન, 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૭; ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૯૬

૩. એક ખાસ હેતુથી આ કામ તેણે કરાવ્યું હતું. ગુજરાત ખુસ્‌રોખાનનું વતન હતું. તે ઉપર પોતાનો કબજો જમાવી લેવાની તેની મહત્ત્વાકાંક્ષા હતી. તેમાં તેના જ્ઞાતિભાઈઓની મદદ તેને મળશે એવો તેને પૂરો વિશ્વાસ હતો. તેમ કરી, ધન એકત્ર કરી અને ફોજી ભરતી કરી ખુદ મુખ્તાર સત્તાનો પાયો નાખવાનું તેનું અંતિમ ધ્યેય હતું. પરંતુ હુસામુદ્દીન અયોગ્ય અને નાલાયક નીવડવાથી તેનું ધારેલું કામ પાર પડયું નહિ, બલ્કે તેના ધ્યેયને હુસામુદ્દીને ભારે નુકસાન પહોંચાડયું.

ન થાય તેમ કરવા સુલતાને તેને તમાચો મારીને[1] છોડી મૂક્યો એટલું જ નહિ, પરંતુ મહેલમાં અંગરક્ષક તરીકે તેની નિમણૂક કરી.[2]

### મલેક વહીદુદ્દીન કુરૈશી નાઝિમ તરીકે

ઈ.સ. ૧૩૧૮માં મલેક હુસામુદ્દીનના સ્થાન ઉપર નાઝિમ તરીકે મલેક વહીદુદ્દીન કુરૈશી નામના અમીરની નિમણૂક સુલતાને કરી. તે સદ્રુલ્ મુલ્કનો ખિતાબ ધરાવતો હતો.[3] તે એક ખાનદાન કુટુંબનો નબીરો હતો એટલું જ નહિ, પણ કાબેલ, યોગ્ય અને કુશળ પણ હતો. તે ગુજરાતમાંના તુર્ક અમીરોને વધારે સ્વીકાર્ય હતો. તેણે આવતાંની સાથે ગુજરાતમાં ભરવાડ જ્ઞાતિના જે લોકો માથાભારે અને શક્તિશાળી થઈ ગયા હતા તેમને તેમનાં સ્થાનો ઉપરથી હઠાવી દીધા. તેમ કરી મલેક હુસામુદ્દીનને લઈને છિન્ન ભિન્ન થયેલો પ્રદેશ તેણે વ્યવસ્થિત કરી દીધો અને સુલેહશાંતિ સ્થાપી.

તેણે ભાગ્યે જ ગુજરાતમાં એક વરસ જેટલો સમય પૂરો કર્યો હશે એટલામાં તો તેને પાયતખ્ત દિલ્હીમાં બોલાવી લેવામાં આવ્યો. ગુજરાતમાં તેણે બજાવેલી સુંદર કામગીરીની કદર તરીકે સુલતાને તેને તાજુલ્ મુલ્કનો ખિતાબ એનાયત કરી નાયબ વજીર નીમ્યો.

### ખુસ્રોખાનના નામે નાઝિમ-પદ

ઈ.સ. ૧૩૨૦માં ખુસ્રોખાને નાઝિમ-પદ પોતાના નામે સુલતાન પાસેથી કરાવી લીધું.[4] એ હોદ્દાની ફરજ બજાવવા કદી તે ગુજરાતમાં આવ્યો ન હતો, પરંતુ કોઈકને પોતાનો નાયબ નિમાવી પોતાના નામથી તે વહીવટ કરાવતો રહ્યો હતો.

### દિલ્હીના તખ્ત ઉપર ખુસ્રોખાન (ઈ.સ. ૧૩૨૦)

તે જ સાલે ખુસ્રોખાને પોતાના વિશ્વાસુ મિત્રો તથા સગાંસંબંધીઓની

૧. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૯૭

૨. બદાયૂની, 'મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૨૧૨

૩. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૯૭; ખ્વાજા નિઝામુદ્દીન, 'તબકાતે અકબરી', ભા. ૧, પૃ. ૧૮૦



૪. અલી મોહમ્મદખાન, 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૮

મદદથી[1] સર્વ સત્તાધિકારી બની જઈને સુલતાનનું ખૂન કરવાનું કાવતરું ઘડયું અને તેનો સફળતાપૂર્વક અમલ કરીને તેણે ખલજી વંશનો અંત આણ્યો અને નાસિરુદ્દીન ખુસ્રોશાહ ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો.

ખુસ્રોશાહ સુલતાન અલાઉદ્દીનની પેઠે પૈસા વેરીને તથા મનસબો અને ખિતાબો એનાયત કરીને નાના મોટા સર્વને પોતાના કરી લેવાનો ઇરાદો સેવતો હતો, પરંતુ અમીરોમાંનો એક વર્ગ તેની બિલકુલ વિરુદ્ધ હતો. તે પૈકીનો એક ગાઝી મલેક તુગલુક હતો. તે પંજાબમાં આવેલા દીપાલપુરનો[2] હાકેમ હતો. એક મોટું લશ્કર એકત્ર કરી તેણે દિલ્હી તરફ કૂચ કરી. ખુસ્રોશાહ તેની સામે લશ્કર લઈ રવાના થયો. તેઓ બન્ને વચ્ચે ઇંદ્રપ્રસ્થ આગળ લડાઈ થઈ. તેમાં ખુસ્રોશાહ હાર્યો અને રણક્ષેત્રમાંથી નાઠો. મલેક ગિયાસુદ્દીન તુગલુકના સૈનિકોએ તેને એક બાગમાં છુપાતો પકડી પાડયો. તે પછી તેની કતલ કરવામાં આવી (ઈ.સ. ૧૩૨૦)[3].

---

૧. તેઓ ખુસ્રોશાહની ભરવાડ જ્ઞાતિના લોકો હતા (ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૩૯૧).

૨. દીપાલપુર ઉર્ફે દેવપાલપુર પંજાબ પ્રાંતના માઉંટગુમરી જિલ્લામાં પાકપટ્ટણની પૂર્વે અઠ્ઠાવીસ માઈલ ઉપર આવેલું છે.

૩. ઇબ્ને બતૂતા, 'અજાઇબુલ્ અબ્સાર', ભા. ૨, પૃ. ૮૮ (ઉર્દૂ) (ઇબ્ને બતૂતાના સફરનામા 'તોહ્‌ફતુન્ નુઝ્ઝાર ફી ગરાઇબુલ્ અમ્સાર' ઉર્ફે 'રહ્‌લા'નો તરજુમો)

# પ્રકરણ ૩
# તુગલુક વંશ[1]ના શાસન નીચે ગુજરાત
(ઈ.સ. ૧૩૨૦–૧૪૦૩)

**ગાઝી મલેકની તખ્તનશીની દિલ્હીના સુલતાન તરીકે**

હવે ગાઝી મલેક તુગલુક સલ્તનતના ખાલી પડેલા તખ્ત ઉપર ગિયાસુદ્દીન તુગલુકશાહ ગાઝી[2] ખિતાબ ધારણ કરી બેઠો. એ રીતે તુગલુક વંશની સ્થાપના થઈ.

સુલતાન ગિયાસુદ્દીન તુગલુકશાહે તાજુદ્દીન તુર્ક નામના અમીરની ગુજરાતના નાઝિમ[3] તરીકે ઈ.સ. ૧૩૨૦માં નિમણૂક ચાલુ રાખી. તે એક હોશિયાર અને કાબેલ શખ્સ હતો. પ્રદેશમાં પહોંચતાં વેંત તેણે વહીવટ એવી સુંદર રીતે ગોઠવ્યો કે સર્વત્ર શાંતિ ફેલાઈ ગઈ.

તેના સમયમાં ઈ.સ. ૧૩૨૪ની સાલમાં ગુજરાતમાં નોંધવા લાયક એક બનાવ બન્યો હતો. ઝાલાવાડના રાજા સૂરજમલને વાઘેલાના સરદાર લુણાજીએ હરાવી તે પ્રદેશનો કબજો પોતાને હસ્તક લીધો હતો. સૂરજમલે નાઝિમની મદદ માગી ત્યારે તાજુદ્દીન જાફર તુર્કે તેની સાથે જઈ લુણાજીને મારી નસાડી મૂકયો. પરંતુ એ લડાઈમાં ઝાલાવાડનો રાજા સૂરજમલ માર્યો ગયો અને તેની રાજધાની સરધારનો કબજો નાઝિમના હાથમાં આવ્યો.[4]

---

૧. 'તુગલુક' મૂળ તુર્કી શબ્દ 'કુતલુગ'માંથી બનેલો છે અને સંભવિત છે કે જીભની ખરાદ ઉપર 'કુતલુગ'નું 'તુગલુક' હિંદુસ્તાનમાં થયું હોય. તેનો શબ્દાર્થ 'પહાડી' થાય છે. એ કોઈ કુટુંબ કે કબીલાનું નામ હતું. ('તારીખે ફિરિશ્તા', જિલ્દ ૧, પૃ. ૨૩૧, લિથો; Ishwari Prasad, 'History of the Qaranrah Turks in India', pp. 5ff; Sir Wolseley Haig, 'The Cambridge History of India', Vol. III, pp. 127ff.

૨. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૪૨૪

૩. અલી મોહમ્મદખાને (મિરૂઆતે અહ્‌મદી, પૃ. ૩૮) અને ઝિયા બરની('તારીખે ફીરોઝશાહી', પૃ.૪૨૪–૨૮)એ નાઝિમને બદલે નાયબ શબ્દનો ઉપયોગ કરેલો છે અને તેનું નામ તાજુદ્દીન તુર્ક આપેલું છે. તે નાયબ રહ્યો ત્યાં સુધી નાઝિમ-પદ ખુસ્રોખાનના નામે હતું.

૪. શેખ ગુલામ મોહમ્મદ, 'મિરૂઆતે મુસ્તફાબાદ', ભા. ૨, પૃ. ૫૬

**મોહમ્મદશાહ બિન તુગલુક દિલ્હીના તખ્ત ઉપર (ઈ.સ. ૧૩૨૫–૧૩૫૧)**

સુલતાન ગિયાસુદ્દીન તુગલુકશાહનું મૃત્યુ ઈ.સ. ૧૩૨૪માં થયું. તે પછી દિલ્હી સલ્તનતના તખ્ત ઉપર તેનો પુત્ર ફખ્રુદ્દીન મોહમ્મદ જોનાખાન બેઠો. તે મોહમ્મદ તુગલુક, મોહમ્મદ બિન તુગલુક અથવા માત્ર મોહમ્મદશાહ નામથી ઈતિહાસમાં ઓળખાય છે. તે તેના પૂર્વે થયેલા અને ઉત્તરાધિકારી સુલતાનોમાં સૌથી વિશેષ આલેમ ફાજેલ હતો. તેની લશ્કરી કાર્યકુશળતા ઉચ્ચ કોટિની હતી. ઉચ્ચ હોદ્દા ઉપર અમલદારોની નિયુક્તિ કરવામાં તે ન્યાત-જાત અને મજહબનો ભેદભાવ રાખતો ન હતો. ન્યાય આપવા બાબતમાં તેની ચીવટાઈ અજોડ હતી. તેના શાસન દરમિયાન એક સમયે દિલ્હી સલ્તનતનો વિસ્તાર એટલો મોટો થઈ ગયો હતો કે મોગલ શહેનશાહ ઔરંગઝેબ (મૃ. ઈ.સ. ૧૭૦૭)ના સમય સુધી એટલા ભાગ ઉપર કોઈ પણ શાસકે સત્તા ભોગવી ન હતી. કેટલાક ઈતિહાસકારોએ આ સુલતાનને દુનિયાની અજાયબી તરીકે લખેલો છે.[૧] તેનામાં વિરોધી ગુણોનું અજબ મિશ્રણ[૨] હતું અને તેથી જ તેનું શાસન ઈતિહાસમાં વિશિષ્ટ રીતે વગોવાયેલું છે.

**ગુજરાતમાં સલ્તનતની સત્તાનો વિકાસ અને મોહમ્મદખાન શરફુલ્મુલ્ક નાઝિમ તરીકે**

બન્યું હતું એવું કે મોહમ્મદશાહની તખ્તનશીની અગાઉ સલ્તનતના પ્રદેશોમાં જે વહીવટ ચાલતો હતો તે નબળો હતો. કોઈક વાર તો કેન્દ્રીય સત્તામાંથી મુક્ત થઈ જવાની હદ સુધી ત્યાંનો અંકુશ ઢીલો થઈ ગયો હતો. નાઝિમો કે હાકેમો મનસ્વીપણે વર્તતા હતા. આથી ચાલુ વહીવટના માળખામાં સુલતાને ફેરફારો કરી તે સંગીન પાયા ઉપર મૂકવાને પૂરા પ્રયત્નો કર્યા. તેનું મુખ્ય ધ્યેય પ્રદેશોના મુખ્ય વહીવટકર્તાઓની સત્તા તોડી પોતાની પકડ મજબૂત કરવાનું હતું. આથી ઈ.સ. ૧૩૨૫માં ગુજરાતના પ્રદેશની લશ્કરી સત્તા અહમદ બિન અયાઝને સોંપી અને તેને ખાજા જહાનનો ખિતાબ એનાયત કર્યો. તેણે તેના પોતાના ઉસ્તાદ કુતલુગ ખાનના મોટા પુત્ર મોહમ્મદખાન શરફુલ્મુલ્કને અલ્પખાનના ખિતાબની નવાજિશ કરી અને ગુજરાતનો વાલી એટલે કે

૧. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૪૬૨; ખાજા નિઝામુદ્દીન, 'તબકાતે અકબરી', ભા. ૧, પૃ. ૧૯૯



૨. ખાજા નિઝામુદ્દીન, 'તબકાતે અકબરી', ભા. ૧, પૃ. ૧૯૯; મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', ભા. ૧, પૃ. ૨૩૭, લિથો.

નાઝિમ નીમ્યો. મલેક શિહાબુદ્દીનને મલેક ઈક્તિખારનો ખિતાબ આપી નવસારીનો સૂબેદાર નીમ્યો.[1] મલેકુલ્ હુકમા જેનું વેવિશાળ તે સુલતાન મોહમ્મદશાહની પોતાની સાવકી બહેન વેરે થયું હતું તેને વડોદરામાં જાગીર આપી. તાજુદ્દીન ઈબ્નુલ્ કોલમી નામના[2] તુર્કસ્તાની વેપારીને ખંભાતના બંદરનો દરોગો નીમ્યો.[3] કેટલાક દિવસ બાદ મલેક મુકબિલખાનને ખાને જહાનનો ખિતાબ આપી તેને ગુજરાતની નાયબ વિઝારત (એટલે કે નાયબ નાઝિમ-પદ)[4] સોંપ્યું અને ગુજરાતના એક ભાગનો જાગીરદાર પણ તેને બનાવ્યો. તદુપરાંત સુલતાને ખાજા જહાન અહમદ આયાઝને દિલ્હી બોલાવી લઈ વજીર નીમ્યો.

આ રીતની વ્યવસ્થા થવાથી સુલતાન મોહમ્મદશાહના શાસનના શરૂઆતના સમયમાં દખ્ખણમાં અને ગુજરાતમાં એકંદરે શાંતિ પ્રવર્તેલી રહી હતી,[5] કારણ કે દખ્ખણમાં સુલતાનનો ઉસ્તાદ કુતલુગખાન હાકેમ હતો અને ગુજરાતમાં તેનો પુત્ર મોહમ્મદખાન શરફુલ્ મુલ્ક અલ્પખાન નાઝિમ હતો. બાપ-દીકરો બન્ને સુલતાનને વફાદાર હતા અને રૈયતનું કલ્યાણ ઈચ્છતા હતા. દેશના અન્ય પ્રદેશોમાં બળવા થતા. તેમના પ્રત્યાઘાતો તરત અહીં જ પડતા હતા અને તે દબાવી દેવામાં આવતા હતા. આ રીતે મોહમ્મદખાન શરફુલ્ મુલ્ક અલ્પખાને ચાલાકી અને સાવચેતીથી ગુજરાતના પ્રદેશમાં શાંતિ જાળવી રાખી હતી. તે નાઝિમ-પદ ઉપર ઈ.સ. ૧૩૩૯ સુધી રહ્યો હતો.

મોહમ્મદખાન શરફુલ્ મુલ્ક અલ્પખાન ગુજરાતનો નાઝિમ હતો. તે સમય દરમિયાન ઈ. સ. ૧૩૨૫ માં પાલણપુરમાં આવેલા માલણ ગામમાં સફેદ પથ્થરની

૧. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', પૃ. ૪૬૬ (ઉર્દૂ). અહમદ આયાઝે સુલતાન ગિયાસુદ્દીનને મારી નાખવાના કાવતરામાં સુલતાન મોહમ્મદશાહને મદદ કરી હતી, તેથી તે એનો માનીતો બન્યો હતો અને આખી જિંદગી તેનો વિશ્વાસુ રહ્યો હતો. (ઈબ્ને બતૂતા, ભા. ૩, પૃ. ૨૧૨--૧૪).

૨. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', પૃ. ૪૬૬ (ઉર્દૂ).

૩. ઈબ્ને બતૂતા, ભા. ૨, પ્રકરણ ૬, ફસ્લ ૧૭.

૪. મોહમ્મદ કાસિમ ફિરિશ્તાએ 'વિઝારત' મલેક મુકબિલખાનને સોંપી એમ જણાવ્યું છે, પરંતુ તેમાં તેણે ભૂલ કરેલી હોવાનું ઝિયા બરની, ઈબ્ને બતૂતા, નિઝામુદ્દીન અહમદ (તબકાતે અકબરી) તથા બદાયૂનીના ઈતિહાસોમાંથી જણાય છે. પ્રદેશની વિઝારત અને નાયબ વિઝારતનો અર્થ નાઝિમ-પદ અને નાયબ નાઝિમ-પદ થતો હોવાનું પણ એ ઉપરથી જણાય છે.



૫. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૪૭૧

જામે મસ્જિદ બાંધવામાં આવી હતી. તે બે મજલાની માંગરોળની જામે મસ્જિદ જેવી હતી. તેની જ સાથે માલોલનો કિલ્લો પણ તૈયાર કરવામાં આવ્યો હતો. એ તમામ બાંધકામ ત્યાંના વડા થાણાદાર ઉલુગખાનના ફરમાનથી થયું હતું એવો ત્યાંના શિલાલેખમાં ઉલ્લેખ છે.[1] એમ જણાય છે કે બહુધા ઉલુગખાન એ મોહમ્મદખાન શરફુલ્ મુલ્કનો અલ્પખાન ઉપરાંત બીજો ખિતાબ હતો.

આ સમયે એવું બન્યું હતું કે સલ્તનતના પ્રદેશોમાં મોટા મોટા અમીરો ઇજારા લેતા હતા અને ઊપજના અભાવે તે તેમની કામગીરી સફળતાપૂર્વક અદા કરી શકતા ન હતા. તે સાથે તેઓ લોકોની મુશ્કેલી પણ સારી રીતે સમજતા હતા, તેથી મહેસૂલ વસૂલ કરવા બાબતમાં જુલમ કરતા ન હતા. આના પરિણામે શાહી ખજાનામાં ભરવાની રકમ તેઓ ભરી શકતા ન હતા. આ હકીકત હતી; પરંતુ સુલતાન એમ માનતો હતો કે તેઓ ઇરાદાપૂર્વક મહેસૂલની રકમ શાહી ખજાનામાં ભરપાઈ કરતા ન હતા. આથી નીચલી કક્ષાના હલકા વર્ણોના લોકોને મોટા હોદ્દા આપવામાં આવે તો તેઓ ઉપકૃત રહી શાહી હુકમોનું પાલન કરતા રહેશે એમ માની સુલતાને તેવા લોકોની નિમણૂક મોટા હોદ્દા ઉપર કરવાનું ફરમાન મોકલ્યું.

## મલેક મુકબિલ તિલંગી[2]નો ગુજરાતના નાઝિમ[3] તરીકે વહીવટ

મજકૂર કારણને લઈને ઈ.સ. ૧૩૩૯માં સુલતાન મોહમ્મદશાહે મલેક મુકબિલ તિલંગી નામના ગાયક-પુત્રને ગુજરાતનો વહીવટ સોંપ્યો. તે મૂળ હિંદુ

૧. પાલણપુરમાં આવેલા માલણ ગામના હિ. સ. ૭૨૬(ઈ.સ.૧૩૨૫)માં લખાયેલા શિલાલેખ ઉપરથી આ જાણવાનું મળે છે. (પ્રો. સૈયદ અબૂ ઝફર નદ્વી, 'ગુજરાતનો ઇતિહાસ', ભા. ૨, પૃ. ૧૬૧ના આધારે), પરંતુ એમ જણાય છે કે મરહૂમ પ્રો. નદ્વી સાહેબની એ લેખ વાંચવામાં ભૂલ થયેલી છે. એ લેખ સુલતાન મહમૂદશાહ બેગડાના સમયનો હિ.સ. ૮૬૬નો છે. (Epigraphia Indica, Arabic A Persian, Supplement, Pt. VIII a, 1963, p. 27

૨. તેને ગુલામ તરીકે તેલિંગાણાથી લાવવામાં આવ્યો હતો, તેથી તે તિલંગી કહેવાતો હતો. ઉત્તરોત્તર પ્રગતિ કરતો કરતો તે આ સ્થાન ઉપર પહોંચ્યો હતો.

૩. એના નામ વિશે ઇતિહાસોમાં મતભેદ છે. 'મિર્આતે અહમદી'-(ભા. ૧, પૃ. ૩૮)માં બખ્તયાર છે. એ ખાજા જહાન અહમદ અયાઝનો ગુલામ હતો. એ જે હોદ્દા ઉપર ગુજરાતમાં આવ્યો તે અંગે ઇતિહાસો એક-મત નથી. ઇબ્ને બતૂતાએ એ ખંભાતનો હાકેમ હોવાનું જણાવ્યું છે (સફરનામ-એ

હતો અને ધર્મ-પરિવર્તન કરી મુસ્લિમ થયો હતો. તેનું મૂળ નામ કન્નુ હતું. તેને ખાને જહાનનો ખિતાબ સુલતાન તરફથી એનાયત કરવામાં આવ્યો હતો. હલકી વર્ણના આ માણસને આવો ઊંચો હોદ્દો આપવામાં આવ્યો, તેથી ગુજરાતના મોટા અમીરો અને મોટા હોદ્દેદારો અતિ નારાજ થયા. તેઓ તેના હાથ નીચે રહેવાનું પસંદ કરતા ન હતા. અગાઉ જેના નામનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે તે ખંભાતનો હાકેમ તાજુદ્દીન ઇબ્નુલ્ કોલમી તેવાઓ પૈકીમાંનો એક હતો. તે તુર્કસ્તાન, મિસર, ભારત, સિલોન વગેરે દેશોમાં મોટા પાયા ઉપર વેપાર કરતો હતો અને અતિ દોલતમંદ હતો. એક વખતે ગુલામ, ઊંટો, કપડાં અને શસ્ત્રો વગેરે અજોડ કીમતી ભેટો સુલતાનની આગળ તેણે ધરી હતી ત્યારથી સુલતાન તેના ઉપર ખૂબ પ્રસન્ન હતો. તેનું પદ નીચું હતું. નાઝિમ અને નાયબ નાઝિમની સત્તા નીચે રહી તેણે કામ કરવાનું હતું. છતાં તેની નિમણૂક સીધી સુલતાને દિલ્હીથી કરી હતી, તેથી તે મલેક મુકબિલની સત્તા નીચે તો શું તે પોતે પોતાની ફરજો સંબંધમાં સુલતાનને જ જવાબદાર હોવાનું સમજતો હતો. એવામાં મલેક મુકબિલે ઇબ્નુલ્ કોલમીને[૧] મહેસૂલ વગેરે ભરી જવાનો હુકમ કર્યો. ઇબ્નુલ્-કોલમીએ તેની અવગણના કરી અને તે રકમ પોતે જ સીધી દિલ્હી પહોંચાડશે એવી ખબર તેને આપી. આથી મલેક મુકબિલને પોતાની પ્રતિષ્ઠાહાનિ થયેલી હોવાનું લાગ્યું. તેણે એ સર્વ માહિતીથી દિલ્હી વજીર ખાજા જહાનને વાકેફ કર્યો. વજીરે જવાબમાં મલેક મુકબિલ ઉપર ઠપકાનો પત્ર લખ્યો અને તેમાં જણાવ્યું કે તમારાથી પ્રદેશનો વહીવટ સંભાળી શકાતો ન હોય તો રાજીનામું આપો. એ જવાબ મળતાં મલેક મુકબિલને દિલમાં દુઃખ થયું અને પછી તો રોષમાં આવી જઈ શસ્ત્રસરંજામ એકત્ર કરી ઇબ્નુલ્ કોલમી સાથે લડી લેવાનો મક્કમ ઇરાદો તેણે કર્યો. તેણે ઇબ્નુલ્ કોલમી ઉપર આક્રમણ કર્યું અને તેમાં ઇબ્નુલ્ કોલમીની હાર થઈ અને તેના ઘણા માણસો માર્યા ગયા. વિશેષે કરીને તો તેના મોટા અમલદારોની કતલ થઈ ગઈ અને તેણે શહેરમાં જઈ આશ્રય લેવો પડ્યો. તે

ઇબ્ને બતૂતા, ઉર્દૂ, પૃ. ૬૯૭) મિરૂઆતે અહમદી (ભા. ૧, પૃ. ૩૮)ના કર્તાએ નાઝિમના પદ ઉપર તે હતો એમ લખ્યું છે. ઝિયા બરની અને બદાયૂનીએ નાયબ વઝીરના હોદ્દા ઉપર એ આવ્યો હતો એવું જણાવ્યું છે અને મોહમ્મદ કાસિમ ફિરિશ્તાએ ગુજરાતનો વઝીર એવું લખ્યું છે. 'વઝીર' અને 'નાયબ વઝીર'ના હોદ્દા પ્રદેશમાં 'નાઝિમ' અને 'નાયબ નાઝિમ'ના અર્થમાં વપરાયા છે. ગુજરાતમાં 'નાયબ'નો અર્થ પણ 'નાઝિમ' નીકળ્યો છે. જેમ કે ઝિયા બરનીની 'તારીખે ફીરોઝશાહી' અને અન્ય ઇતિહાસોમાંથી જાણવા મળે છે.



૧. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', જિલ્દ ૧, પૃ. ૨૪૭, લિથો.

પછી મલેક મુકબિલે તેના ઉપર એવો પેગામ પાઠવ્યો કે જો મહેસૂલ અને સુલતાનને મોકલવાની ભેટો તે તેને મોકલી આપે તો શાંતિપૂર્વક તેને રહેવા દેવામાં આવશે. એ બાબતમાં ઇબ્નુલ્ કોલમી સંમત થયો અને મહેસૂલ અને સુલતાનને આપવાની ભેટની ચીજો મલેક મુકબિલ ઉપર મોકલી આપી. પરંતુ તેણે મલેક મુકબિલ સામે શિકાયત કરતો પત્ર પણ સુલતાન ઉપર બહારોબહાર રવાના કર્યો અને બીજી બાજુએ મલેક મુકબિલે પણ બનેલી સર્વ વિગતથી સુલતાનને પત્ર મારફત વાકેફ કર્યો હતો.

એક જ પ્રદેશમાંના બે સ્થાનિક અમલદારો વચ્ચેનો એ ઝઘડો હોવાનું ગણીને તેની પતાવટ કરવા સુલતાને તેના પોતાના બનેવી મલેકુલ્ હુકમાને ગુજરાતમાં મોકલ્યો.[1] પરંતુ એ બાબતનો ફેંસલો કરવામાં આવે તે પહેલાં આખા દેશમાં અશાંતિ પ્રસરી ગઈ. દખ્ખણ તથા ગુજરાત સિવાયના લગભગ તમામ પ્રદેશોમાં બળવા ફાટી નીકળ્યા. ગુજરાતમાં પણ તોફાનો પહેલાંની શાંત હાલત જેવું વાતાવરણ હતું.

બન્યું હતું એવું કે દુકાળ પીડિત પ્રજાને રાહત આપવા સુલતાન ગંગા નદીના કિનારે ફર્રુખાબાદ જિલ્લામાં આવેલા શમ્સાબાદમાં ગયો હતો. ત્યાં મંડપો બાંધી તેણે એક છાવણી ઊભી કરી તેનું નામ સ્વર્ગદ્વાર (વર્તમાન સર્ગદ્વારી)[2] રાખ્યું હતું. ત્યાં અઢી વરસ (ઈ.સ. ૧૩૩૮--૧૩૪૦) જેટલો સમય ગાળી તે દિલ્હી પાછો ફર્યો.

સુલતાન મોહમ્મદશાહે તે પછી ત્રણથી ચાર વરસ દિલ્હીમાં રહી કેટલાંક મહત્ત્વનાં કાર્યો પૂરાં કરવાનું કામ હાથ ધર્યું. તેના પાછલા ગાળામાં કેટલાક અયોગ્ય સલાહકારોએ દખ્ખણની આવક ઓછા પ્રમાણમાં આવતી હોવાનું જણાવી ત્યાંથી કુતલુગખાનને બોલાવી લઈ ત્યાંની આવકમાં વૃદ્ધિ કરી શકે એવા કોઈ અમીરની નિમણુક કરવાની સુલતાનને સલાહ આપી. આથી સુલતાને કુતલુગખાનને દિલ્હીમાં બોલાવી લઈ તેના ભાઈ મૌલાના નિઝામુદ્દીન (ખિતાબ આલિમુલ્ મુલ્ક) જેવા બિનઅનુભવી અમીરને ત્યાં ઈ.સ. ૧૩૪૩માં નીમ્યો. દખ્ખણના લોકોમાં પ્રિય એવા કુતલુગખાનને ત્યાંથી ખસેડી લીધો, તેથી તેઓ નારાજ થયા અને ત્યાંની બગડેલી પરિસ્થિતિ માટે એ બનાવ અપશુકનનું એંધાણ બન્યો.[3]

---

૧. The Rehla of Ibn Batuta, English Tra. by Mehdi Husain, Baroda, p. 116



૨. એજન.

૩. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૧-૫૦૨

**'અમીરાને સદા' (સદા અમીરો)**

એ સમયે પશ્ચિમ ભારતના કેટલાક પ્રદેશોમાં (અફઘાન) અમીરોનો એક વર્ગ ઊભો થયો હતો. તેઓ 'આમીરાનેસદા'[૧] (સદા અમીરો) નામથી ઓળખાતા હતા. એ સમયે મોટાં પદો તુર્કોને હસ્તક હતાં; પરંતુ તેમની સંખ્યા થોડી હતી. સદા અમીરો અફઘાનોમાંથી હતા અને તેઓ તુર્કોને ખસેડી પોતે તેમની ખાલી પડેલી જગ્યાઓ પચાવી પાડતા હતા. તેઓની સંખ્યા જોતજોતામાં ઘણી મોટી થઈ ગઈ હતી અને તેમની પાસે એક મોટું લશ્કર પણ એકત્ર થઈ ગયું હતું. એ શિસ્તબદ્ધ ન હતું. પૈસાને ખાતર સર્વ પ્રકારના લોકો તેમાં સામેલ થઈ જતા હતા. તેમને દેશ પ્રત્યે કે લોકો પ્રત્યે કે સલ્તનત પ્રત્યે તેમની કોઈ પ્રકારની ભલી લાગણી ન હતી. ભરૂચ, ડભોઈ, વડોદરા, દેવગિરિ વગેરે સ્થળોમાં તેઓ શકિતશાળી બન્યા હતા. ગુજરાત અને કાઠિયાવાડના પ્રદેશોમાં સંજોગો નિહાળી કોઈ પણ સત્તા આગળ નમતું જોખે એવા બની ગયેલા હિંદુ રાજાઓ અને રજપૂત ઠાકોરો હતા. દક્ષિણ ગુજરાતમાં સદા અમીરોનું જોર વિશેષ હતું.

---

૧. મુસલમાન ઇતિહાસકારોએ પરદેશી અમીરો માટે 'અમીરાને સદા' નામનો ઉપયોગ કરેલો છે. ઝિયા બરનીએ દરેક ઠેકાણે એ જ નામ વાપરેલું છે. 'તારીખે ફિરિશ્તા'ના અંગ્રેજી તરજુમામાં બ્રિગ્સે 'આમીરાને જદીદ' (વર્તમાન અમીરો) એવું નામ લખેલું છે, પરંતુ મૂળ ફારસી 'તારીખે ફિરિશ્તા'માં એ 'આમીરાને સદા' છે (જિલ્દ ૧, પૃ. ૨૫૦, લિથો). એનો શબ્દાર્થ સો સોના અમલદારો (centurions) એવો થાય છે. આ અમીરો મૂળ પરદેશથી આવેલા લોકો હતા અને તે અનેક જાતિના હતા. તેઓ ભારતમાં વસવાટ કરીને રહેતા હતા. (**Denison Ross, 'Arabic History of Gujarat', Introduction, Vol. III, pp, 31–32**). એ સર્વ મુજબ 'આમીરાનેસદા' સો સૈનિકોના સરદારોની ઉપાધિ હતી. વુલ્સેલી હેઈગ (**'The Cambridge History of India', Vol. III, p. 106 f.n. 2.**) મુજબ તેઓ લગભગ સોએક ગામોના જૂથમાં કરો ઉઘરાવવાની મહેસૂલી જવાબદારી સંભાળતા હતા. તેના વેતન તરીકે તેમને પાંચ ટકા હિસ્સો મળતો હતો.

મિર્આતે મોહમ્મદી (પૃ. ૪૧) મુજબ મોંગલ સરદાર તર્મા શીરીનના જમાઈ અમીર નવરોઝ સાથે મોંગલો મોટી સંખ્યામાં ભારતમાં આવ્યા હતા. અમીર નવરોઝ સુલતાન મોહમ્મદશાહની નોકરીમાં રહ્યો હતો. તેની સાથેના મોંગલોમાંના જેઓ એકસોની ફોજના અમલદાર બન્યા હતા તેઓ 'સદાઅમીરો' ('સદ' અર્થાત્ સો ઉપરથી) નામથી ઓળખાયા હતા. તેઓ દખ્ખણ, માળવા અને ગુજરાતમાં મોટી સંખ્યામાં પ્રસરી ગયા હતા.

તેઓ ઉઘરાણામાં પણ વિશિષ્ટ અધિકારો ભોગવતા હતા, બંડખોરોને મદદ કરતા હતા અને અંધાધૂંધી ફેલાતાં લૂંટ પણ ચલાવતા હતા.[૧] આથી તેમનું જોર તોડવા સુલતાન મોહમ્મદશાહે કમર કસી હતી.

એ સમયે એવું બન્યું હતું કે સુલતાને તરંગયુક્ત સુધારાની નીતિ અમલમાં મૂકવાના ઉદ્દેશથી કેટલાક જૂના અમલદારોને બરતરફ કર્યા અને કેટલાકની ફેરબદલી કરી. તેણે કેટલીક એવી નવી નિમણૂકો કરી, જે કેટલાક અફઘાન અમલદારો અને અમીરોને પસંદ પડી નહિ. તદુપરાંત તેઓ તથા તેમના આશ્રિતોના દિલમાં તેમનાં પોતાનાં સ્થાનોની સ્થિરતા બાબતમાં શંકાકુશંકા થવા માંડી અને સુલતાન પ્રત્યે તિરસ્કારની લાગણી તિવ્ર બની. આ જોઈ અમીરો, અમલદારો તેમ જ લોકોમાં તેની થયેલી અપ્રિયતાનો લાભ ઉઠાવવા કેટલાક મહત્ત્વાકાંક્ષી અમીરો ક્રિયાશીલ બની ગયા. તે સાથે અંધાધૂંધીની ગતિ જેમ જેમ વધતી ગઈ તેમ તેમ સુલતાનનો સ્વભાવ વધારે ને વધારે ઉગ્ર થતો ગયો અને અંતે તે ઘાતકી બન્યો.

ઈ.સ. ૧૩૪૩માં તેણે માળવાના હાકેમ[૨] અઝીઝ ખમ્માર[૩] નામના એક મૂર્ખ કલાલ-પુત્રને ધાર[૪] (ધારાનગરી) મોકલ્યો. તે પછી સુલતાનને જ્યારે ખાતરી થઈ ગઈ કે સદા અમીરોની સહાય અને ઉશ્કેરણીથી જ બંડો ફાટી નીકળતાં હતાં ત્યારે તેણે અઝીઝ ખમ્મારને તે કડક હાથે દબાવી દેવાની સત્તા આપી. આથી તેણે સદા અમીરોનું કાસળ કાઢવાની તરકીબો શરૂ કરી.[૫] તેણે તેઓ પ્રત્યે ઉદ્ધતાઈભરેલું વર્તન કરવા માંડયું. આથી તેમણે બળવો કર્યો. રોષે ભરાયેલા અઝીઝ ખમ્મારે સિત્તેર[૬] જેટલા એવા બંડખોરોને જમવાના

૧. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'તારીખે ફિરિશ્તા', જિલ્દ ૧, પૃ. ૧૪૦, લિથો.

૨. ઈસામી, 'ફ તૂહુસ્ સલાતીન', પૃ. ૪૭૯

૩. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા('તારીખે ફિરિશ્તા', ભા. ૧, પૃ. ૧૪૦ લિથો)એ તથા કેટલાક અન્ય ઈતિહાસકારોએ અઝીઝ હિમાર નામ લખેલું છે. પરંતુ ફારસીમાં અક્ષરોમાંની બિંદીઓની હેરફેરને લઈને આવી ભૂલો થવા સંભવ છે.

૪. માળવાની મૂળ રાજધાની ધારા (વર્તમાન ધાર) હતી અને તે પછી માંડવગઢ(વર્તમાન માંડૂ)માં ખસેડવામાં આવી હતી.

૫. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૩

૬. **Mountstuart, Elphinstone, 'The History of India', Vol. III, p. 64;** વુલ્સેલી હેઈગે **(The Cambridge History of India, Vol. III, p. 166)** તેમની સંખ્યા નેવાસીની હોવાનું જણાવ્યું છે  અને ઝિયા બરનીની 'તારીખે ફીરોઝશાહી'માં એ સંખ્યા લગભગ નેવાસીની છે. તારીખે ફિરિશ્તા(જિલ્દ ૧, પૃ. ૧૪૦)એ સિત્તેરની આપી છે.

નિમંત્રણને બહાને પોતાના મકાન ઉપર બોલાવ્યા અને તેમની કતલ કરાવી. સુલતાનને તેણે એ ખબર મોકલાવી ત્યારે તેના આનંદનો પાર રહ્યો નહિ. તેણે અઝીઝ ખમ્માર ઉપર ખુશ થઈને એક ખિલાત ભેટ તરીકે મોકલી આપ્યો.

અઝીઝના આ ઘાતકી કાર્યના પ્રત્યાઘાતો દેવગિરિ અને ગુજરાત તેમ જ આજુબાજુના અન્ય પ્રદેશોમાં પડયા. ત્યાં વિદ્યુતવેગે અવ્યવસ્થા ફેલાઈ ગઈ અને ઠેકઠેકાણે ફોજી લોકોમાં બળવા ફાટી નીકળ્યા.[1]

આથી સુલતાને સદા અમીરોના નેતા કાઝી જલાલ અને તેના અફઘાન અનુયાયીઓ (જે સદા અમીરોમાંથી જ હતા તેમના) તરફથી થતી હેરાનગતિ દબાવી દેવાનું ફરમાન ગુજરાતમાં મલેક મુકબિલને મોકલી આપ્યું.[2] તે મુજબ મલેક મુકબિલે મલેકુલ્ હુકમાને ખંભાત જઈ ત્યાંથી કાઝી જલાલ અને તેના સાથીદાર સદા અમીરોને યુકિતપ્રયુકિત કરીને તેની પાસે લાવવા સૂચના આપી. આથી મલેકુલ્ હુકમા ખંભાત ગયો અને કાઝી જલાલને મળીને તેને સુલતાન તરફથી આવેલા ફરમાનની સ્પષ્ટ જાણ કરી.

બહુધા મલેક મુકબિલ પણ અઝીઝ ખમ્મારે જે કંઈ ધારમાં (ધારાનગરી) કર્યું હતું તેવું જ કરવાની પેરવી કરી રહ્યો હતો. મલેકુલ્ હુકમા અને કાઝી જલાલ એક જ સ્થળના વતની હતા તે સંબંધને લઈને જે બાબત વિશિષ્ટ રીતે છાની રાખવાની હતી તે પણ મલેકુલ્ હુકમા કાઝી જલાલથી છુપાવી શકયો ન હતો. અંતે કાઝી જલાલ મલેકુલ્ હુકમાની સલાહથી ત્રણસો જેટલા બખ્તરિયા શસ્ત્રસજજ સાથીદારો સાથે મલેક મુકબિલ સામે ઉપસ્થિત થયો. એ સમયે તેને ગિરફતાર કરવાનું મુશ્કેલ જણાતાં મલેક મુકબિલે કોઈ પણ પ્રકારનો ભય સેવ્યા વિના તેને પરત ખંભાત જવાનો હુકમ કર્યો, કારણ કે તેને ખાતરી થઈ ગઈ હતી કે તેણે યોજેલી વ્યવસ્થાની માહિતી કાઝી જલાલને અગાઉથી મળી ગઈ હતી.[3]

**ગુજરાતમાં બળવાનું વાતાવરણ**

હવે ગુજરાતમાં બળવાનો દાવાનળ સળગ્યો. કાઝી જલાલ અને તેના સાથીદાર સદા અમીરોએ તેનો આરંભ ઈ.સ. ૧૩૪૪ના જૂન--ઑગસ્ટમાં કર્યો.

એ સમય દરમિયાન માળવામાંના સદા અમીરો તે પ્રદેશમાંથી અઝીઝ ખમ્મારના અત્યાચારોને લઈને ગુજરાતમાં નાસી આવ્યા હતા. વડોદરા અને



૧. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૭
૨. **Rehla, p.** 113
૩. **Rehla,** p. 114

ડભોઈમાંના પોતાના વર્ગના અમીરોના સંરક્ષણ માટે યોજના ઘડવા તેઓ વડોદરામાં મળ્યા અને પોતાની ઝુંબેશ શરૂ કરી. ખંભાત બંદરને પ્રદેશના ઉત્તર તથા દક્ષિણના અન્ય ભાગો સાથે જોડનાર વેપાર-રસ્તાઓ ઉપર આવેલા મોખરાના સ્થળ વડોદરાને તેમણે પોતાનું કેન્દ્ર પ્રવૃત્તિ-સ્થાન બનાવ્યું.

એ પછી ખંભાતથી માંડી વડોદરા અને ડભોઈ તથા આણહિલવાડ પાટણ સહિત આખા પ્રદેશમાં ઠેરઠેર બંડો ફાટી નીકળ્યાં. સદા અમીરો ઘોડા, શસ્ત્રો તથા ધનદોલત પ્રાપ્ત કરીને શકિતશાળી બની ગયા હતા. આર્થિકરીતે આસામાજિક લોકો પણ ફોજમાં ભરતી થઈને તેમની સંખ્યામાં વૃદ્ધિ કરતા રહ્યા હતા.

એવે સમયે મલેક મુકબિલને ગુજરાતનું મહેસૂલ તથા કાઝી જલાલે સુલતાન માટે મોકલેલી ભેટો લઈ આણહિલવાડ પાટણથી દિલ્હી જવાનું હતું. તે ડભોઈ તથા વડોદરાના રસ્તે જઈ રહ્યો હતો[૧] ત્યારે સદા અમીરોને એ બાબતની બાતમી મળી જતાં તેઓ ડભોઈ આગળ મલેક મુકબિલ ઉપર અચાનક તૂટી પડયા. મલેક મુકબિલ તેમની સામે ટકી શકયો નહિ અને મહામુસીબતે જાન બચાવી આણહિલવાડ પાટણ પરત પહોંચ્યો.[૨] મહેસૂલનાં નાણાં, ઘોડા તથા સુલતાન માટેની ભેટો સદા અમીરોના કબજામાં ગયાં. તે સાથે ઈબ્નુલ્ કોલમી અને અન્ય વેપારીઓનો બીજો માલસામાન પણ લુંટાઈ ગયો. ઈબ્નુલ્ કોલમી ત્યાંથી નાસી છૂટી ખંભાત પાછો ગયો.[૩] એ સર્વ માલસામાન અને સંપત્તિ હાથમાં આવતાં સદા અમીરોનું બળ વધી ગયું. તેમણે લશ્કર ભેગું કરી મોટો બળવો કરવા માટે તૈયારી કરવા માંડી. તેમણે ખંભાત પહોંચી તેનો કબજો લીધો.[૪]

તે પછી બળવાખોરો ગુજરાતમાંના મધ્ય ભાગના પ્રદેશો ઉપર પોતાનો કબજો જમાવવા આજુબાજુ વેરાઈ ગયા. તેઓમાંના કેટલાકે વીસ દિવસ ઘેરો રાખી અશાવળ પોતાને હસ્તક લઈ લીધું, કારણ કે તે ઘોરી માર્ગોના સંગમ ઉપર આવેલું હતું. આથી દક્ષિણ ગુજરાતનાં ભરૂચ જેવાં મથકો સાથેનો મલેક મુકબિલનો સંબંધ કપાઈ ગયો. આખા પ્રદેશમાં સર્વત્ર અશાંતિ પ્રસરી અને વ્યવસ્થા ખોરવાઈ ગઈ. આથી મલેક મુકબિલે કુમક મોકલવા માટે અઝીઝ

૧. અલી મોહમ્મદખાન, 'મિર્‌આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૮–૩૯

૨. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૭

૩. Rehla, p. 114

૪. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૭; 'ઇસામી, 'ફ્‌તૂહુસ્ સલાતીન', પૃ. ૪૮૨

ખમ્મારને માળવા વિનંતિ-પત્ર લખ્યો અને બનાવોનો હેવાલ દિલ્હી સુલતાન મોહમ્મદશાહ ઉપર પણ રવાના કર્યો. હિ.સ. ૭૪૫(ઈ.સ. ૧૩૪૪)ની સાલમાં રમઝાન મહિનો ચાલુ હતો ત્યારે એ હેવાલ સુલતાનને મળ્યો. પરિસ્થિતિ ગંભીર જણાતાં તેણે તે બળવો સમાવી દેવા જાતે ગુજરાતમાં પહોંચવાનો નિશ્ચય કર્યો અને તે માટેની તૈયારી માટે હુકમ પણ આપી દીધો.

માળવાના હાકેમ અઝીઝ ખમ્મારે મલેક મુકબિલનો પત્ર[1] મળતાં વેંત ઝડપી તૈયારી કરી અને બળવો શમાવવા જવાની રજા સુલતાન પાસે માગી મલેક જહાન સુમ્બુલે તે પછી સાથે સાત હજારની ફોજ લઈ ગુજરાત તરફ કૂચ કરી અને એ અંગેની ખબર સુલતાન ઉપર મોકલી આપી. આથી સુલતાન ગભરાઈ ગયો, કારણ કે તે જાણતો હતો કે અઝીઝ ખમ્માર જંગની કાર્યવાહીથી વાકેફ ન હતો. આથી તેણે નીકળવાની તૈયારી કરવામાં જલ્દી કરી.[2]

સુલતાનનો ભય સાચો પડયો. અઝીઝ ખમ્માર ફોજ લઈ ગુજરાતમાં આવ્યો અને તેણે સદા અમીરોનો સામનો કરવા માંડયો. તેઓ સામે તે ટકી શકે એમ ન હતું, કારણ કે તેમની સ્થિતિ મજબૂત હતી અને તેમના ફોજી અમલદારો અનુભવી હતા. ડભોઈમાં તેને સદા અમીરોના સૈનિકોએ ઘેરી લીધો ત્યારે તેના હાથ ફૂલી ગયા અને ગભરાઈ જતાં તે બેભાન થઈ ગયો અને ઘોડાની જિન ઉપરથી જમીન ઉપર પટકાઈ પડયો. સદા અમીરોના સૈનિકોએ તેને પકડી ખરાબ રીતે તેની કતલ કરી[3] અને શાહી ફોજ હતાશ થઈ વેરવિખેર થઈ ગઈ. આ વિજયને લઈને સદા અમીરોનું જોમ વધી ગયું. કડીથી માંડી ભરૂચ તથા એક બાજુ ખંભાત અને બીજી બાજુ પહાડી પ્રદેશ એમ ગુજરાતના મધ્યના પ્રદેશ ઉપર તેમની પકડ જામી ગઈ.

૧. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૭

૨. એજન.

૩. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૪૮૩-૮૬; બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૯

## પ્રકરણ ૪

# તુગલુક વંશના શાસન નીચે ગુજરાત (ચાલુ)

**સુલતાન મોહમ્મદશાહની દિલ્હીથી ગુજરાત તરફ કૂચ**

સુલતાને દિલ્હીથી ઈ. સ. ૧૩૪૫ના જાન્યુઆરીની એકત્રીસમીએ કૂચ કરી. ત્યાંથી દક્ષિણમાં લગભગ પચીસ માઇલ ઉપર આવેલા સુલતાનપુર (જિલ્લો ગુડગાંવ) નામના સ્થળ આગળ રોજાનો રમઝાન મહિનો પૂરો કરવા છાવણી નાખી ત્યાં રોકાયો હતો. ત્યાં તેને અઝીઝ ખમ્મારનો મલેક મુકબિલને મદદ કરવાને નીકળ્યા બાબતની ખબર આપતો પત્ર મળ્યો અને પાછળથી તે માર્યા ગયાના સમાચારનો પત્ર પણ મળ્યો, એથી તે અતિ પરેશાન થયો.

આ બાજુ બંડખોરોનો વિજય તો થયો હતો, પરંતુ લોકોમાં તેમના પ્રત્યે ઘૃણા થઈ ગઈ હતી. જે થોડા દિવસ બંડખોરો ખંભાતમાંથી બહાર હતા તે દરમિયાન ત્યાંના શાંતિપ્રિય લોકોએ એવી વ્યવસ્થા કરી દીધી હતી કે તેઓ શહેરમાં આવ્યા ત્યારે દરેક ઘર એક કિલ્લા સમાન બની ગયું હતું. આથી બંડખોરો શહેરની બહાર છાવણી નાખી છમકલાં કરતા રહ્યા. લૂંટફાટ કરવા અંદરના ભાગમાં કેટલાક માણસોની ટુકડીઓ બાંધી મોકલતા રહ્યા. પરંતુ તેમાં તેઓ ફાવ્યા નહિ, તેથી અંતે તેમણે શહેર ઉપર એક મોટું આક્રમણ કર્યું જેને લઈને બહાર હતા તેમાંના મોટી સંખ્યામાં લોકો માર્યા ગયા અને બાકીના ઘરોમાં ભરાઈ રહ્યા. તક મળતાં સુરક્ષિત રહેલા લોકોએ મહોલ્લામાં દીવાલો ચણી દીધી હતી અને મુખ્ય ભાગોને કિલ્લેબંધ કરી દીધા હતા. આ બધું જોઈ બંડખોરો જુસ્સામાં આવી જઈ નાનાં મોટાં અનેક આક્રમણો કરતા રહ્યા, પરંતુ તેઓ ખંભાતનો કબજો લઈ શકયા નહિ[1].

**શેખ મુઇઝ્ઝુદ્દીન બિન અલાઉદ્દીન અયોધ્યાથી નાઝિમ તરીકે**

ગુજરાતમાં બળવો થયાની[2] ખબર સુલતાનને મળે તે અગાઉ તેણે શેખ મુઇઝ્ઝુદ્દીનની નિમણૂક ગુજરાતના નાઝિમ તરીકે કરી દીધી હતી અને



---

૧. ઇસામી, 'ફ઼ુતૂહુસ્ સલાતીન', પૃ. ૪૮૬-૮૭
૨. ઝિયા બરની, 'તારીખે ફ઼ીરોઝશાહી', પૃ. ૫૦૮

મલેક મુકબિલને મદદ કરવા ગુજરાતના પ્રદેશમાં આવવા નીકળ્યો ત્યારે સુલતાને તેને સાથે લઈ લીધો હતો. તદુપરાંત બે ત્રણ દિવસમાં એક હજારનું લશ્કર વ્યવસ્થિત રીતે તૈયાર કરી લેવા શાહી ખજાનામાંથી તેને ત્રણ લાખ ટંકાની રકમ મળે એવો ઇન્તેજામ પણ તેણે કર્યો હતો. ઈ.સ. ૧૩૪૫ના ફેબ્રુઆરીની ૫મી તારીખે સુલતાનપુરથી નીકળી રાજસ્થાનના ટૂંકા પણ મુશ્કેલ રસ્તે ગુજરાતના સીમાડા ઉપર આવી પહોંચ્યા બાદ સુલતાને શેખ મુઇઝ્ઝુદ્દીનને તેના રસાલા સાથે અણહિલવાડ પાટણ પહોંચી નાઝિમ-પદ સંભાળવા હુકમ કર્યો અને તે પોતે આબુની દક્ષિણે આવેલા એક પહાડી સ્થળમાં પહોંચી ત્યાં બળવાખોરો સામેની પોતાની કાર્યવાહી શરૂ કરી.[1] તેણે એક સરદારને તેમની સામે લડવા મોકલ્યો. ડભોઈમાં જંગ જામ્યો તેમાં સદા અમીરો હાર્યા. બળવાખોરોનો નેતા કાઝી જલાલ પોતાના મિત્રો તથા કુટુંબકબીલાને લઈને ખંભાત તરફ ચાલ્યો ગયો.

આ સમયે મુખ્ય બળવાખોરોએ ભરૂચના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો. સુલતાનના આગમનની ખબર થતાં તેમણે તેનો સામનો કરવા મરણિયા પ્રયાસો શરૂ કર્યા. સુલતાન ઈ.સ. ૧૩૪૫ના નવેમ્બરમાં ત્યાં પહોંચ્યો.[2] તે સમયે ભરૂચમાં સુલતાનની ફોજ અને દોલતાબાદથી આવેલી ફોજ હતી. સુલતાને આઝમ મલેક ખુરાસાનીને ભરૂચ મોકલ્યો અને તેણે દોલતાબાદવાળી સેનાને કિલ્લા પર હુમલો કરવા હુકમ કર્યો. આથી બળવાખોરોનું જોર તૂટી ગયું અને તેમણે નાસભાગ કરવા માંડી. સુલતાનનો હુકમ થતાં મલેક મકબૂલ નાયબ વઝીરુલ્મમાલિકે[3] તેમનો પીછો કર્યો અને નર્મદા આગળ તેમના ઉપર તૂટી પડયો અને ભારે જંગ જામ્યો. બળવાખોરોને ખંભાતમાં સમાચાર પહોંચ્યા કે ભરૂચમાં બહુ મોટી સંખ્યામાં શાહી ફોજ પહોંચી ગઈ છે અને કિલ્લાને ઘેરી અંદરની ફોજ બહાર નીકળે તેની રાહ

---

૧. ઝિયા બરની પંડૂ પહોંચ્યો એ પ્રમાણે જણાવે છે (પૃ. ૫૧૨), પરંતુ મોહમ્મદ કાસિમ ફિરિશ્તાએ કહ્યું છે કે શેખ મુઇઝ્ઝુદ્દીનને આબુથી લશ્કર સાથે ડભોઈમાં દુશ્મનના લશ્કરનો સામનો કરવાને મોકલ્યો. ત્યાં ખાને જહાન મલેક મુકબિલ તેને મળ્યો. બંનેએ સાથે મળી બળવાખોરોને હરાવ્યા.

આનું સમર્થન કોઈ અન્ય ઇતિહાસમાં મળતું નથી. ખ્વાજા નિઝામુદ્દીને તેની તબકાતે અકબરીમાં ઝિયા બરનીનું જ સમર્થન કરેલું છે. બદાયૂની તેની મુન્તખબુત્ તવારીખમાં લગભગ એ જ પ્રમાણે જણાવે છે.

૨. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૪૮૯

૩. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૪૯૧; ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૨; ખ્વાજા નિઝામુદ્દીન, 'તબકાતે અકબરી', ભા.૧, પૃ. ૨૧૮

જાની પડાવ નાખી પડી છે. તે સમયે ભરૂચના કિલ્લામાં ચાર હજારની ફોજ હતી અને બળવાખોરો સાતસોની સંખ્યામાં હતા. બળવાખોરોના સરદાર જહલુ કે ઝલ્લુ અફઘાને બે ત્રણ વાર કિલ્લા ઉપર કબજો મેળવવાના પ્રયત્નો કર્યા, પરંતુ તે ફાવ્યો નહિ. અંતે દોલતાબાદની ફોજે બહાર નીકળી હુમલો કર્યો, જેમાં તે માર્યો ગયો અને બળવાખોરો વેરવિખેર થઈ ગયા[1]. તેઓમાંના ઘણાખરા માર્યા ગયા. તેમનાં કુટુંબીજનોને ગિરફતાર કરવામાં આવ્યા અને કેટલાક તો વિના જીને ઘોડાની પીઠ ઉપર બેસીને ખાનદેશ તરફ નાસી છૂટયા અને બાગલાણના સાલેહમૂલેહના રાઠોડ રાજા માનદેવ કે નાનદેવને[2] શરણે ગયા. તેણે તેમને કેદ કરી લીધા અને તેમનો માલસામાન છીનવી લીધો. થોડો સમય ભરૂચમાં નર્મદા કિનારે[3] રોકાઈને સુલતાનના ફરમાન મુજબ નાયબ વઝીરુલ્ મમાલિક અમીર મલેક મકબૂલે[4] ભરૂચના સદા અમીરોની એકસામટી કતલ કરી દીધી. એમાંના કેટલાક તો સુલતાન પ્રત્યે વફાદાર રહેનારા હતા છતાં તેઓ ય ક્રૂરતાના ભોગ બની ગયા. તેઓમાંથી જે કોઈ બચવા પામ્યા તે જ્યાં ફાવ્યું ત્યાં નાઠા, કેટલાક દખ્ખણ તરફ નીકળી ગયા અને કેટલાકે રજપૂત ઠાકોરોની પાસે જઈ આશ્રય લીધો.

**સુલતાન મોહમ્મદશાહનું ભરૂચમાં રોકાણ**

સુલતાન મોહમ્મદશાહ ભરૂચમાં રોકાયો તે દરિમયાન તેણે પ્રથમ કામ તો તોફાની તત્ત્વોની સાફસૂફી કરવાનું અને વહીવટ વ્યવસ્થિત કરવાનું કર્યું. તે પછી તેણે ભરૂચ, ખંભાત ઉપરાંત સલ્તનતના તમામ પ્રદેશનું લાંબા સમયથી બાકી રહેલું મહેસૂલ વસૂલ કરવાનું ફરમાન બહાર પાડયું.[5] આથી એ કામ ઝડપભેર શરૂ થયું. તેના અમલ માટે એવો તો જુલમ કરવામાં આવ્યો કે પ્રજા હેરાનપરેશાન થઈ ગઈ. મહેસૂલ આપવામાં સહેજ પણ આનાકાની કરનારની

૧. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૨

૨. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૨; ઈસામી,' 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૪૮૯--૯૧

૩. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૨

૪. જે વજીર ખાજા જહાન અહમદ અયાઝનો પુત્ર થતો હતો અને જેને સુલતાન ફીરોઝે વજીર નીમ્યો હતો. કેટલાક ઈતિહાસકો મલેક મુકબિલ (નાયબ નાઝિમ) અને મલેક મકબૂલ (વઝીરુલ્ મમાલિક) એ બંને એક જ વ્યકિત હોવાનું માને છે તે ગેરસમજ છે. એ બંને અલગ વ્યકિતઓ હતી અને બંનેના હોદ્દા પણ અલગ હતા.

૫. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૩

કતલ કરવામાં આવતી હતી. તે ઉપરાંત ભરૂચ અને ખંભાતમાં જે લોકોએ ઉચ્ચ શાહી અમલદારો સાથે ગેરવર્તન કર્યું હોવાની અથવા તો જેમણે બળવાખોરોને કોઈ પણ પ્રકારની મદદ કરી હોવાની બાતમી મળતી તેમની વીણી વીણીને કતલ કરવામાં આવી. આ રીતે સુલતાને પ્રજા પ્રત્યે વેરવૃત્તિથી કામ લીધું.[૧]

આ કામ ચાલુ હતું અને સુલતાનની છાવણી ભરૂચમાં જ હતી તેવે સમયે દેવગિરિ( દોલતાબાદ )માંની સુલતાનની કડક નીતિને લઈને સદા અમીરોએ ત્યાં ખટપટ શરૂ કરી દીધી હોવાની ખબર સુલતાનને મળી. આથી ત્યાંના હાકેમ મૌલાના નિઝામુદ્દીન[૨] ( ખિતાબ આલેમુલ્ મુલ્ક ) પાસે સુલતાને બે જાણીતા અમીરોને એક ફરમાન લઈ મોકલ્યા. તેમાં તેણે તેમને જણાવ્યું કે દોઢ હજાર ઘોડેસવારોની એક ફોજ એકત્ર કરી તેની સાથે દખ્ખણમાંના તમામ નામચીન સદા અમીરોને ભરૂચ મોકલી આપો.[૩] આથી મૌલાના નિઝામુદ્દીને ફરમાન મુજબ તે બે અમીરો સાથે તેમને ભરૂચ પહોંચવા રવાના કર્યા. તેઓ ત્યાંથી નીકળી પ્રથમ મંઝિલ ઉપર[૪] પહોંચ્યા ત્યારે સદા અમીરોને ખ્યાલ આવ્યો કે "સુલતાને ભરૂચમાં આપણને બોલાવ્યા તેનું શું કારણ હશે ?" તેમને દિલમાં શંકા ઉપસ્થિત થઈ કે "જરૂર જ ત્યાં કતલ કરવાના ઇરાદાથી આપણને બોલાવ્યા હશે." આથી ઘેટાંબકરાંની પેઠે મરવા કરતાં લડાઈ લડી કિસ્મત અજમાવવાના નિર્ણય ઉપર તેઓ આવ્યા અને બંડ કર્યું. જે બે અમીરો સાથે તેઓ જઈ રહ્યા હતા તેમની તેમણે કતલ કરી. તે પછી તરત જ દેવગિરિ ( દોલતાબાદ ) પરત પહોંચી જઈ ત્યાંના હાકેમ મૌલાના નિઝામુદ્દીનને કેદ કર્યો અને કેટલાક લોકોને મારફાડ કરી પોતાની સાથે મેળવી લીધા. જેમણે તેમનો વિરોધ કર્યો તેમને તેમણે મોતને ઘાટ ઉતારી દીધા. આમ કર્યા બાદ દખ્ખણના તમામ પ્રદેશને તેઓએ માંહોમાંહે વહેંચી લીધો.[૫]

---

૧. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૩

૨. એ સુલતાન મોહમ્મદશાહના ઉસ્તાદ કુતલુગખાનનો ભાઈ થતો હતો અને એ સમયે દેવગિરિ( દોલતાબાદ )નો હાકેમ હતો.

૩. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૩

૪. પ્રિન્સિપાલ હોડીવાલાના મત મુજબ આ મંઝિલ સંભવતઃ દોલતાબાદથી ચાળીસ માઈલ ઉપર વાયવ્યમાં આવેલી 'માણેકપુંજ' ઘાટીમાં હતી. ( '**Studies in Indo-Muslim History**', **Vol. I, p. 300** ).



૫. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન' પૃ. ૪૯૧--૯૭; **H. K. Sherwani, 'The Bahmanis of the Deccan', pp. 28–30**

**સુલતાનની ભરૂચથી દોલતાબાદ તરફ રવાનગી**

આ ખબર વડોદરા, ડભોઈ વગેરે સ્થળોમાં સંતાતા ફરતા સદા અમીરોને મળી ત્યારે તેઓ એકત્ર થઈ દોલતાબાદ પહોંચ્યા અને જેઓ સાલેર-મૂલેરના રાઠોડ રાજા માનદેવ પાસે કેદી તરીકે જીવન ગુજારી રહ્યા હતા તેઓ પણ નાસી છૂટીને ત્યાં પહોંચ્યા અને બળવાખોરોને મળી ગયા. ત્યાંના અફઘાન તુર્ક અને હિંદુ સરદારોએ અને સામંતોએ તેમને આશ્રય આપ્યો. આ સર્વ સમાચાર સુલતાનને ભરૂચમાં મળ્યા[1] ત્યારે તે રોષે ભરાયો અને તેણે તાત્કાલિક દોલતાબાદ પહોંચવાનો નિર્ણય કર્યો. તે ઈ.સ. ૧૩૪૯ના મેમાં ભરૂચથી રવાના થયો તે પહેલાં તેણે પોતાના બનેવી અમીર શરફુલ્‌મુલ્ક ખુરાસાનીને ખંભાતમાંના તમામ બળવાખોરોનો પત્તો મેળવી તેમને નસિયત કરવાનો હુકમ કર્યો હતો અને સજાના અમલ કરવાની કાર્યવાહીમાં વિલંબ ન થાય તેમ કરવા તાત્કાલિક ફતવા મેળવવા તેમની સાથે મુફતીઓની પણ નિમણૂક કરી.[2]

**શેખ અલી હૈદરી**

જેઓ મજકૂર હુકમનો ભોગ બન્યા હતા તેઓ પૈકીમાં એક શેખ અલી હૈદરી[3] નામનો એક સૂફી પણ હતો. તે ખંભાતમાં રહેતો હતો. તેની ખ્યાતિ દૂર દૂર સુધી ફેલાયેલી હતી. વેપારીઓ સમુદ્રમાં તેના નામની બાધા રાખતા હતા. તેઓ તેની સામે આવી સલામ કરતા ત્યારે તે તેમના દિલની વાત તેમને જણાવી દેતો. કોઈ વેપારી મોટી રકમની બાધા રાખતો અને તેનાથી ઓછી રકમ તેની સામે ધરતો તો વેપારીએ તેમ કર્યું હોવાની ખબર તેને પડી જતી હતી. આવી તેની ગેબી શક્તિ હતી, તેથી લોકો તેનાથી પ્રભાવિત રહેતા હતા. કાઝી જલાલે બળવો કર્યો ત્યારે શેખ પાસે આશીર્વાદ લેવાને તે આવ્યો હતો અને શેખે તેના પોતાના માથા ઉપરની ટોપી કાઝી જલાલના હાથ ઉપર તેની શુભેચ્છાના પ્રતીક તરીકે મૂકી હતી. અમીર શરફુલ્‌મુલ્કે શેખને બોલાવીને એ

---

૧. ઈસામી, 'ફુતૂહુસ્‌ સલાતીન', પૃ. ૫૦૪--૦૫; બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૪.

૨. **Rehla, p. 92, 115**

૩. શેખ હૈદરી પંથનો સ્થાપક હતો. કહેવાય છે કે ભાંગના ઉપયોગની શોધ તેણે કરી હતી. સામાન્ય જનતામાં પોતાના પંથનો પ્રચાર કરવા અજાયબી ભરેલી તરકીબો તેના અનુયાયીઓ અજમાવતા હતા. જેમ કે તેઓ બળતી આગમાં કૂદી પડતા વગેરે (ઇબ્ને બતૂતા, ભા. ૨, પૃ. ૧૨૮, લાહોર, ઉર્દૂ).

બાબતમાં પૂછપરછ કરતાં એ વાત સાચી હોવાનું તેને જણાયું અને વધારામાં એવી પણ માહિતી મળી કે કાઝી જલાલની કામયાબી માટે શેખે અલ્લાહની બંદગી પણ કરી હતી. આથી અમીર શરફુલ્‌મુલ્કે મુફતીઓ પાસેથી શેખની કતલ માટેનો ફતવો મેળવ્યો. સજાનો અમલ કરવામાં આવ્યો ત્યારે પહેલા જલ્લાદની શમશેરના ઘાએ તેના ઉપર અસર કરી નહિ અને બીજા જલ્લાદે તેને ખતમ કર્યો.[૧]

**મલેક તગીનો બળવો**

સુલતાન બળવો સમાવી શાંતિ સ્થાપવા થોડા મહિના (ઈ.સ. ૧૩૪૬ના ઑકટોબરથી ઈ.સ. ૧૩૪૭ના માર્ચ સુધી) દેવગિરિ (દોલતાબાદ)માં રોકાયો અને ત્યાં વ્યવસ્થા ગોઠવી એટલામાં ગુજરાતમાં બળવો ફાટી નીકળ્યાની ખબર આવી. તેની આગેવાની તગી નામના સુલતાન મોહમ્મદશાહના એક વખતના ગુલામે લીધી હતી. તગી જાતનો મોચી હતો અને પાછળથી મહાન અમીરોમાંનો એક લેખાતો થયો હતો. તે મલેકનો[૨] ખિતાબ પણ ધરાવતો હતો અને સમય જતાં ઘણો શકિતશાળી બની ગયો હતો. આમ તો બંડખોર સદા અમીરો સાથે તેને કંઈ સંબંધ ન હતો એટલું જ નહિ, તેમણે જે બળવા કર્યા હતા તેમાં સુલતાનને તે વફાદાર રહીને તેના પક્ષે તે લડયો હતો અને સદા અમીરોનું કાસળ કાઢવાની કામગીરીમાં તેણે સુંદર સેવા બજાવી હતી. પરંતુ કંઈક એવું બન્યું હતું, જેને લઈને સુલતાનના હુકમથી તેને કેદ કરવામાં આવ્યો હતો. મુકબિલને હરાવી બંડખોરો ખંભાત પહોંચ્યા ત્યારે તેમણે તગીને મુકત કર્યો અને સુલતાનના અત્યાચારોથી તેના મલેક તગીને રોષે ભરાવાનું કારણ ઉપસ્થિત થયું. જેથી તેણે બળવો કર્યો. સદા અમીરો જે વેરવિખેર થઈ ગયા હતા અને જેઓ દખ્ખણમાંથી ગુજરાતમાં નાસી આવ્યા હતા તેઓ તેને મળી ગયા. ગુજરાતમાંના રજપૂત ઠાકોરો અને હિંદુ જમીનદારોએ પણ તેને સાથ આપ્યો. આ રીતે સંગઠિત થઈ જઈને ઈ.સ. ૧૩૪૭ના જાન્યુઆરી અને ફેબ્રુઆરીમાં તગીએ લૂંટમાર શરૂ કરી અને એકાએક આણહિલવાડ પાટણમાં તે પહોંચી ગયો અને ત્યાં નાયબ

૧. Rehia, p. 92

૨. શિહાબુદ્દીન દિ'મશ્કી ('મસાલિકુલ્‌અબ્સાર', ભા. ૨) મુજબ ખાન, મલેક, અમીર, સિપાહસાલાર અને જુન્દ (સિપાઈ) ફોજી હોદ્દાઓનો ક્રમ હતો. ખાનના હાથ નીચે ૧૦,૦૦૦ની ફોજ, મલેકના હાથ નીચે ૧,૦૦૦ની ફોજ, અમીરના હાથ નીચે ૧૦૦ની ફોજ અને સિપાહસાલારના હાથ નીચે તેનાથી ઓછી સંખ્યાની ફોજ રહેતી હતી. મલેકના પગારમાં ૫૦ થી ૬૦ હજાર ટંકાની જાગીર રહેતી હતી.

નાઝિમ મલેક મુઝફ્ફરની કતલ કરી. તે પછી તે નાઝિમ શેખ મુઇઝ્ઝુદ્દીન તથા અનેક આમલદારોને પકડી કેદ કરી પોતાની સાથે લઈ ખંભાત પહોંચ્યો. ત્યાં લૂંટ કરી અને તે શહેર ઉપર પોતાનો કબજો જમાવ્યો. તે પછી હિંદુઓ તથા મુસલમાનોનું એક જંગી લશ્કર એકત્ર કરીને ભરૂચના કિલ્લા તરફ તેણે કૂચ કરી. ત્યાં પહોંચી તેણે તેને ઘેરો ઘાલ્યો. ત્યાંના લોકોએ કિલ્લાનો દરવાજો બંધ કરી અંદર રહી તેનો બરાબર સામનો કર્યો.

**સુલતાનનું દખ્ખણમાંથી ગુજરાતમાં આગમન**

દખ્ખણમાં બાકી રહેલી કામગીરી અન્ય અમીરોને સોંપી સુલતાન કૂચ પર કૂચ કરતો ભરૂચ પાસે નર્મદાના દક્ષિણ કિનારે ઈ.સ. ૧૩૪૭ના એપ્રિલ-મેમાં આવી પહોંચ્યો અને ત્યાં તેણે છાવણી નાખી. તેણે દખ્ખણમાંથી ગુજરાત તરફ કૂચ કરી હોવાની ખબર મલેક તગીને મળી ગઈ હતી, તેથી ઘેરો ઉઠાવીને તે ખંભાત બાજુ નીકળી ગયો. સુલતાને મલેક યૂસુફ બુગરાને ત્રણ હજાર ઘોડેસવાર[1] લઈ મલેક તગીની પૂંઠ પકડવા ખંભાત તરફ રવાના કર્યો. તે ત્યાં ચાર પાંચ દિવસ બાદ પહોંચ્યો. મલેક તગીએ તેનો સામનો કર્યો અને મલેક બુગરા તેમાં માર્યો ગયો. શાહી લશ્કર વેરવિખેર થઈ ગયું અને તેમાંના ઘણાખરા સૈનિકો ભરૂચ છાવણીમાં પહોંચ્યા. શાહી લશ્કરની આ હારને લઈને સદા અમીરોનું જોર વધી ગયું. આ સમયે શેખ મુઈઝ્ઝુદ્દીન મલેક તગી પાસે કેદી તરીકે હતો. વિજયના આનંદમાં આવી જઈને મલેક તગીએ તેની કતલ કરાવી. સુલતાનને આ ખબર મળતાં વેંત તે નર્મદા ઓળંગી ભરૂચ આવ્યો[2] અને બે ત્રણ દિવસમાં જ મલેક તગીની સામે લડવા માટેની ઝડપી તૈયારી કરી લીધી. ખંભાત તરફ તેણે કૂચ કરી. દરમિયાન મલેક તગી ખંભાતથી (વર્તમાન અમદાવાદ પાસે આવેલા) અશાવળ તરફ નીકળી ગયો. સુલતાને તેનો પીછો કર્યો, તેથી તે અણહિલવાડ પાટણ તરફ નીકળી ગયો.

**કડી પાસે લડાઈ**

તે સમયે મુસળધાર વરસાદ પડતો હતો અને ઘોડાઓ અને સૈનિકોની

૧. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૭

૨. બહુધા આ જ સમય દરમિયાન બે વાર મિસરના અબ્બાસી ખલીફા અલ્‌હાકેમ બે અમ્રિલ્લાહ અહમદ અબૂલ્ અબ્બાસ(ઈ.સ. ૧૩૪૧-૧૩૫૨)નો કાસદ સુલતાનને મળ્યો હતો. સુલતાને તેનું બહુમાન કર્યું હતું અને કીમતી ભેટો સાથે તેને વિદાય કર્યો હતો (બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૪૯૫).

દુર્દશા હતી. સૌ લોથપોથ થઈ ગયા હતા, તેથી સુલતાને આશાવળમાં લગભગ એક માસ મુકામ કર્યો.

આ માહિતી મલેક તગીને મળતાં તેણે સુલતાનની ફોજ ઉપર આશાવળમાં આક્રમણ કરવા[1] તે તરફ કૂચ કરી. તે માટે તેણે કડી પાસે છાવણી નાખી. સુલતાનને આ ખબર મળી ત્યારે વરસતા વરસાદમાં તેનો સામનો કરવા સુલતાન ફોજ લઈ તે તરફ નીકળી પડયો. કડી પાસે બંને વચ્ચે જંગ જામ્યો. મલેક તગીએ પોતાના સોએક જેટલા ફિદાઈ (મરણિયા) સૈનિકોને દારૂ પાઈ મસ્ત કર્યા, જેથી તેઓ માથાં મૂકી લડયા. પરંતુ શાહી જંગી હાથીઓની હરોળ સામે તેની ફોજ ટકી શકી નહિ, શિકસ્ત ખાઈ તેણે નાસભાગ કરવા માંડી. કેટલાક સૈનિકો જંગલમાં છુપાઈ ગયા અને કેટલાક અણહિલવાડ પાટણ પહોંચ્યા. તેઓમાંના જે ચારસો કે પાંચસો જેટલા શસ્ત્ર-સરંજામ સાથે ગિરફતાર થયા, તે તમામની સુલતાનના હુકમથી કતલ કરવામાં આવી (ઈ.સ. ૧૩૪૭ સપ્ટેમ્બર).

તે પછી સુલતાને યૂસુફ બુગરાના પુત્રને ફોજ આપી મલેક તગીનો પીછો કરવા પાટણ તરફ રવાના કર્યો. તે લાંબા અંતર સુધી તેની પાછળ ને પાછળ જઈ રહ્યો હતો એટલામાં જ્યાં તેણે રાતવાસા માટે છાવણી નાખી ત્યાં તેના સૈનિકો થાકીને ઢીલા થઈ ગયા હતા. તેનો લાભ લઈ મલેક તગી કેટલાક ઘોડેસવારો સાથે અણહિલવાડ પાટણ પહોંચ્યો. ત્યાંથી પોતાના કુટુંબકબીલા સહિત તે કચ્છ તરફ નીકળી ગયો અને કંથવરાહિ પહોંચ્યો.[2] તે પછી ગિરનાર આવી તેણે રા'ખેંગાર પાસે પહોંચી આશ્રય લીધો.

તે જ એટલે કે સપ્ટેમ્બર મહિનામાં સુલતાન મોહમ્મદશાહ અણહિલવાડ પાટણ પહોંચ્યો.

**સુલતાન મોહમ્મદશાહે કરેલી ગુજરાતની વહીવટી વ્યવસ્થા**

સહસ્રલિંગ સરોવરની પાસે એક ચોતરા ઉપર સુલતાનનો પડાવ હતો. ત્યાં થોડા દિવસના નિવાસ દરમિયાન તેણે બે મુખ્ય કાર્યો કર્યાં. તેમાંનું એક હતું રજપૂત ઠાકોરોને શરણે લાવવાનું, અને બીજું હતું જે પ્રદેશો તેના તાબામાં આવ્યા હતા તેમના વહીવટની વ્યવસ્થા કરવાનું. આજુબાજુના રજપૂત ઠાકોરોએ

૧. બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૮—૫૧૯



૨. તે કંથવરાહિ તરફ ગયો એમ બરનીએ જણાવેલું છે. ફારસીમાં કંતબરાહી છે. તે થરાદ-વરાહી તરફ ગયો.

અને રાણાઓએ આવીને સુલતાનને નમન કર્યું અને તેમણે તેની સત્તા માન્ય રાખી. સુલતાને તેમને ખિતાબ, ભેટસોગાદ વગેરે એનાયત કર્યાં અને ત્યાંના લોકોએ પણ તેને વફાદાર રહેવાની ખાતરી આપી. બળવખોરોની લૂંટફાટમાંથી મુક્તિ મળતાં સર્વત્ર શાંતિ અને સહીસલામતીનું વાતાવરણ પ્રસરેલું જણાતું હતું.[1] માંડલ અને પાટડીના[2] રાણાએ આ પરિસ્થિતિ જોઈ ત્યારે સુલતાન પાસે ઉપસ્થિત થવાની ઈચ્છા તેણે પ્રદર્શિત કરી. મલેક તગીના કેટલાક માણસો તેને મળી ગયા હતા તેમને કતલ કર્યા બાદશાહી દરબારમાં હાજર થવાની પરવાનગી તેને આપવામાં આવી. આથી તે બંડખોરોનાં માથાં તથા તેમની સ્ત્રીઓને સુલતાન પાસે અણહિલવાડ પાટણમાં મોકલી આપવાની વ્યવસ્થા રાણાએ કરી[3] અને તેની કદર કરીને સુલતાને રાણા ઉપર ખિલાત, શિરપાવ અને મોતીની માળાઓ, સોનાનાં વાસણો, વગેરે ભેટસોગાદો મોકલ્યાં. આથી આશાવંત થઈ હિંમત કરી તે સુલતાનના દરબારમાં ઉપસ્થિત થયો અને તેની શરણાગતિ સ્વીકારી.

### દખ્ખણમાં બહ્મની વંશની સ્થાપના (ઈ.સ. ૧૩૪૭)

ઉપર જણાવ્યા મુજબ શાંત ચિત્તે ગુજરાતની વહીવટી વ્યવસ્થામાં સુલતાન ગૂંથાયો હતો એટલામાં તેની ગેરહાજરીનો લાભ લઈ દખ્ખણના બંડખોર અમીરોએ ફરીથી ઈ.સ. ૧૩૪૭માં દોલતાબાદના કિલ્લાનો કબજો લીધો અને જુવાન અને મહત્ત્વાકાંક્ષી અફઘાન[4] સરદાર હસન ગંગુને તેમણે સુલતાન બનાવ્યો.[5] તેણે અબુલ્ મુઝફ્ફર અલાઉદ્દીન હસનશાહનો ખિતાબ ધારણ કર્યો અને ગુલબર્ગ-

૧. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૧૯

૨. એ સ્થળો અણહિલવાડ પાટણની દક્ષિણે કાઠિયાવાડ અને ગુજરાતના પ્રદેશની વચ્ચેની હદ ઉપર વીરમગામ તાલુકામાં આવેલાં છે. ત્યાં નાની સરખી ઠકરાત હતી. ફારસી ઈતિહાસોમાં પાટડી માટે તેરી શબ્દ વપરાયેલો છે.

૩. 'બુરહાને મઆસિર' (Ind. Ant., 1897 p. 143,ના આધારે).

૪. મોહમ્મદ કાસિમ ફિરિશ્તા (જિલ્દ ૧, પૃ. ૫૧૯--૨૦)એ જણાવ્યું છે કે મૂળ એ ગંગુ નામના એક બ્રાહ્મણનો ગુલામ હતો. તેના પ્રત્યે કૃતજ્ઞતા દાખવવા તેણે અલાઉદ્દીન હસન ગંગુ બહ્‌મની ખિતાબ ધારણ કર્યો હતો. આ રીતે તેણે શાસક તરીકે પોતાનુ નામ બહ્‌મની રાખ્યું હતું અને તેથી તેના ઉત્તરાધિકારીઓ બહ્‌મની નામથી ઓળખાયા છે.



૫. ઇસામી, 'ફુતૂહુસ્ સલાતીન', પૃ. ૫૨૩

(પાછળથી અહ્‌સનાબાદ)માં પાયતખ્ત રાખ્યું. આ રીતે દખ્ખણમાં પ્રસિદ્ધ બહ્‌મની વંશનો પાયો નખાયો.[1]

આ ખબર સાંભળી સુલતાન મોહમ્મદશાહ વ્યાકુળ થયો. તેણે મહાન અમીરો ઉપર દિલ્હી પેગામ પાઠવી તેમને એક બળવાન લશ્કર લઈ પોતાની પાસે આવી પહોંચવા ફરમાન મોકલ્યું. તેઓ પૂરી તૈયારી સાથે અણહિલવાડ પાટણમાં આવી પણ પહોંચ્યા. પરંતુ અલાઉદ્દીન હસન ગંગુ એવો તો શક્તિશાળી થઈ ગયો હતો કે સુલતાનને તેનો સામનો કરવા જવાનું મુનાસિબ લાગ્યું નહિ, તેથી તેમ કરવાને બદલે તેણે ગિરનારનો કિલ્લો જીતી લેવાનો નિર્ણય કર્યો,[2] કારણ કે તગીને ત્યાં તે સમય સુધી આશ્રય મળ્યો હતો. એ કારણે તેણે અણહિલવાડ પાટણમાંથી પોતાની છાવણી ઉઠાવી અને સૌરાષ્ટ્રની સીમા ઉપર આવેલાં માંડલ અને પાટડીમાં તે પહોંચ્યો અને ઈ.સ. ૧૩૪૮ના જૂનથી ઑક્ટોબર સુધી તે માંડલમાં રહ્યો.[3] ત્યાં રહીને ચોમાસું પૂરું કર્યું. તે પછી ગિરનાર જીતવા તેણે પ્રવૃત્તિ શરૂ કરી. તે સાથે ગુજરાતના રાજ્ય વહીવટની પુનર્રચના કરવાનું જે કાર્ય તેણે અણહિલવાડ પાટણમાં શરૂ કરેલું હતું તે પણ ચાલુ રાખ્યું. તેમાં પ્રથમ સહન કરવાનું પીરમના મોખડાજી ગોહિલને આવ્યું.

## પીરમબેટ[4]ની જીત ( ઈ.સ. ૧૩૪૮–૪૯ )[5]

એ સમયે મોખડાજી ગોહિલ રજપૂત ઠાકોરોમાં સૌથી વિશેષ નામીચો અને ભારે પરાક્રમી હતો. તેણે આસપાસના મુલક ઉપરાંત ખંભાતના અખાતમાં

---

૧. 'બુર્‌હાને મઆસિર', પૃ. ૧૧ ( Introduction : The History of the Bahmani Dynasty by J. S. Kingના આધારે); હાજીઉદ્‌દબીર, 'ઝફરુલ્‌વાલિહ બે-મુઝફ્‌ફર વ આલિહ', ભા. ૧, પૃ. ૧૫૯; J. A. S. B. 1909, p. 463, J. A. S. B., Vol. LXXIII, Pt. I, Extra Number, 1904.

૨. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૨૦--૨૧

૩. એજન, પૃ. ૫૨૩

૪. પીરમ બેટ ખંભાતના અખાતમાં ઘોઘાથી લગભગ સાડા ચાર માઈલના અંતર ઉપર આવેલો છે.

૫. મિર્‌આતે મુસ્તફાબાદમાં હિ.સ. ૭૫૦ છે. ફારસીમાં લખાયેલા ઇતિહાસોમાં આ અંગે વિગત નથી, પરંતુ રાસમાળામાં એ મળે છે. ( A. K. Forbes, Ras Mala, Oxford, Vol. I, pp. 307–09; Bombay Gazetteer, Vol. VIII, p. 285; Vol IV, pp. 349–50 and 341 n.).

આવેલા પીરમ બેટ કોળીઓ પાસેથી જીતી લીધો હતો અને તે વખતનું અગત્યનું બંદર ઘોઘા પણ મુસલમાન કસબાતીઓ પાસેથી ઝૂંટવી લીધું હતું. પીરમના બેટમાં મોખડાજીએ કિલ્લો બાંધ્યો હતો અને તે એક રોનકદાર અને આબાદ નગર બની ગયું હતું. તેમાં રહી તે ખંભાતના અખાતમાં આવતાં જતાં વેપારીઓનાં વહાણો લૂંટતો હતો અને તેમની પાસેથી ખંડણી વસૂલ કરતો હતો.

એમ કહેવાય છે કે એક વખત દિલ્હીના એક મોટા મુસ્લિમ વેપારીનાં સુવર્ણ રજ ભરેલાં ચૌદ જહાજો પીરમમાં આવ્યાં ત્યારે મોખડાજીએ તેમનું રક્ષણ કરવાનું સમુદ્રને સાક્ષી રાખીને તેને વચન આપેલું. પરંતુ પાછળથી વચનભંગ કરીને તેણે તે લૂંટી લીધાં. વેપારીઓ સુલતાન મોહમ્મદશાહને એ અંગે ફરિયાદ કરી. આથી સુલતાને તે બેટ ઉપર આક્રમણ કર્યું. લડાઈ લાંબો સમય ચાલી. બન્ને પક્ષોને ભારે નુકસાન થયું. છતાં કોઈ પરિણામ આવ્યું નહિ. મોખડાજી લડાઈ કરી પીરમ બેટમાં ભરાઈ જતો. આથી શાહી લશ્કર ઘોઘાના બંદર ઉપર પડી રહ્યું અને આખરે વહાણોના બંદોબસ્ત કરી એક ફોજ પીરમ બેટ ઉપર ઉતારવામાં આવી. મોખડાજીએ તેનો સામનો કર્યો અને લડતાં લડતાં (બહુધા ઈ.સ. ૧૩૪૯માં) તે ઘોઘામાં માર્યો ગયો.[1] તે પછી શાહી ફોજે બેટનો કબજો પોતાને હસ્તક લીધો. આને પરિણામે સૌરાષ્ટ્રમાં ગોહિલવાડના કાંઠા ઉપર ઊના-દેલવાડા સુધી સુલતાનની સત્તા થઈ ગઈ.[2]

તે પછી દરેક રીતે સુલતાનને શાંતિ લાગવા માંડી ત્યારે તેણે ગિરનાર તરફ કૂચ કરવાનો હુકમ કર્યો અને ઈ. સ. ૧૩૪૯ના જૂનથી ઑક્ટોબર સુધી ચોમાસાની મોસમમાં ગિરનારની પડોશમાં છાવણી નાખી તે રહ્યો. ત્યાંનો રાય રા'ખેંગાર (ચોથો) ખુલ્લા મેદાનમાં સામનો કરી શકે એમ ન હતું અને શાહી ફોજે કિલ્લાને ઘેરી લીધો હતો. શાહી ફોજની તાકાતનું માપ જણાઈ આવતાં રાય રા'ખેંગારે મલેક તગીને સુલતાનને હવાલે કરી દેવાનું યોગ્ય લાગ્યું. મલેક તગીને રાયના આ નિર્ણયની માહિતી મળી જતાં તે ત્યાંથી નાસી છૂટયો અને સિંધમાં ઠઠ્ઠાના[3] જામ પાસે આશ્રય માટે પહોંચી ગયો. સુલતાને લગભગ એક સાલ સુધી ગિરનાર-નો ઘેરો ચાલુ રાખ્યો. તે દરમિયાન તેણે તે પ્રદેશના તમામ ભાગોનો કબજો

૧. શેખ ગુલામ મોહમ્મદ, 'મિરૂઆતે મુસ્તફાબાદ', ભા. ૨, પૃ. ૫૬. ઘોઘામાં મોખડાજીની સમાધિ છે. ભાવનગરના રાજવી કુટુંબીજનો ઘોઘા જાય ત્યારે તે સમાધિના દર્શને જાય છે.



૨. **Bombay Gazetteer, Vol. VIII (Kathiawar), p. 285**

૩. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૨૩

પોતાને હસ્તક કરી લીધો. વર્ષાઋતુ પૂરી થયા બાદ ગિરનારનો કિલ્લો, તે તરફનો અમુક કાંઠો અને નજીકનાં કેટલાંક સ્થળો સુલતાનના કબજામાં આવ્યાં. તદુપરાંત તે જ સાલમાં કચ્છના રાવે પણ હાજર થઈ શરણાગતિ સ્વીકારી. રા'ખેંગાર એક દિવસ નાસવા જતો હતો ત્યારે તેને ગિરફતાર કરવામાં આવ્યો અને તેને સુલતાન સામે હાજર કરવામાં આવ્યો ત્યારે સુલતાને તેને માફી આપી.[૯] તેનો પ્રદેશ તેને સુપરત કર્યો અને તે સુલતાનના ખંડિયા તરીકે રહ્યો.[૧]

હવે સુલતાનને લાગ્યું કે ગુજરાત અને કાઠિયાવાડમાં કોઈ બળવાખોર રહ્યો નથી, તેથી તે પ્રદેશની વ્યવસ્થા ગોઠવવા મંડી પડયો. તેણે સોમનાથનો અને માંગરોળનો કિનારો અને દીવ જેવા ટાપુઓ અંગે પૂરો બંદોબસ્ત કર્યો. સુલતાનના આ વિજયથી પ્રભાવિત થઈ તમામ નાના મોટા ઠાકોરો, જમીનદારો અને રાણાઓએ તેના દરબારમાં હાજર થઈ પોતાની વફાદારીની ખાતરી આપી અને નજરાણાં ધર્યાં. સુલતાને પણ ખિલાત તેમ જ અન્ય પ્રકારની ભેટસોગાદ એનાયત કરી તેમને રાજીરેડ કરી દીધા.[૨] તે પછી સુલતાને સોરઠનો વહીવટ કરવા જૂનાગઢના કોઈ મહેતાને હાકેમ તરીકે ત્યાં નીમ્યો.[૩]

એ સમયે દિલ્હીનું પાયતખ્ત છોડયાને લગભગ પાંચ સાલ જેટલો ગાળો પસાર થઈ ગયો હોવાથી ત્યાં પરત પહોંચવાની જરૂર સુલતાનને જણાઈ. પરંતુ મલેક તગી અંગેનો કોઈ નિકાલ ન થાય ત્યાં સુધી પાછા ફરવું તેને મુનાસિબ લાગ્યું નહિ. જે સુમરાઓએ તે બળવાખોરને આશ્રય આપ્યો હતો તેમને પાઠ પઢાવવાનો નિર્ણય તેણે કર્યો. એ માટે સિંધમાં થઈને દિલ્હી પહોંચવાની યોજના તેણે ઘડી. ઈ.સ. ૧૩૪૯ના ઑક્ટોબરથી ઈ.સ. ૧૩૫૦ના જૂન સુધીનો સમય સિંધ ઉપર આક્રમણ કરવાની તૈયારીમાં તેણે ગાળ્યો અને તે પછી તે ગિરનારથી ગોંડળ ગયો. ત્યાં તે ક્ષયના તાવમાં પટકાઈ પડયો. બીમારીને કારણે તેણે સલ્તનતના મોટા હોદ્દેદારો, અન્ય મુરબ્બીઓ, શેખો, મૌલાનાઓ અને મૌલવીઓને તથા કેટલાક અમીરો તથા તેના પરિવાર, ઘોડેસવાર અને પાયદળ ફોજોને ત્યાં આવવા પેગામ પાઠવ્યો. ચોમાસું બેસવાની તૈયારી હતી, તેથી ઘણાખરા ઝડપભેર ત્યાં આવી પહોંચ્યા. દરમિયાન શસ્ત્રસરંજામનો પુરવઠો પણ રાજ્યના વિવિધ ભાગોમાંથી ચારે બાજુએથી આવવો ચાલુ રહ્યો. બીમારીને કારણે સુલતાનનો

૧. Bombay Gazetteer, Vol. VIII (Kathiawar), pp. 285 and 297.



૨. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૨૩

૩. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૨૩

મુકામ ત્યાં લંબાઈ ગયો અને વર્ષાઋતુ ત્યાં જ પૂરી થઈ ગઈ. એ દરમિયાન કચ્છના રાવે સુલતાન પાસે હાજર થઈ ઘોડાઓની ભેટ ધરી અને સુલતાને તેને ખિલાત એનાયત કર્યો. રમઝાનના રોજા પૂરા થયા અને સુલતાનની તંદુરસ્તી કંઈક સુધરી. તે પછી ઈ.સ. ૧૩૫૦ના ડિસેમ્બરમાં શાહી લશ્કરે ઠઠ્ઠાના સુમરાઓ સામે લડવા કૂચ કરી અને તે નગરથી લગભગ ચૌદ ગાઉ જેટલા અંતર ઉપર પહોંચી છાવણી નાખી પડયો હતો. ત્યાં તેની બીમારી વધી ગઈ અને અંતે ઈ.સ. ૧૩૫૧માં માર્ચની તા. ૨૦મીએ તેનું અવસાન થયું.

**ગુજરાતના નાઝિમ તરીકે મલેકુશ્‌શર્ક નિઝામુલ્‌મુલ્ક અમીર હુસૈન**

સુલતાન મોહમ્મદશાહે ગોંડળમાંથી ઠઠ્ઠા તરફ કૂચ કરી તે પહેલાં અમીર મીરાંના પુત્ર અમીર હુસૈન મલેકુશ્‌શર્ક નિઝામુલ્‌મુલ્કને ગુજરાતના નાઝિમ તરીકેની વહીવટી સત્તા સોંપી હતી.[૧] તે મુસ્તૌફીઉલ્‌મમાલિકનો હોદ્દો ધરાવતો હતો અને તે મોટા પ્રમાણમાં ગુજરાતમાં જાગીર ધરાવતો હતો. તે લાંબો સમય ગુજરાતમાં રહ્યો હોય એમ જણાતું નથી અને તેણે પોતાના નાયબ મારફત ગુજરાતનો વહીવટ કર્યો હોય એમ જણાય છે.

---

૧. અલી મોહમ્મદખાન, 'મિર્‌આતે અહમદી', ભા. ૧, પૃ. ૩૯

# પ્રકરણ ૫

# તુગલુક વંશના શાસન નીચે ગુજરાત (ચાલુ)

## સુલતાન ફીરોઝશાહ તુગલુકની તખ્તનશીની અને તે પછી

સુલતાન મોહમ્મદશાહ તુગલુકના અવસાન પછી તેનો પિતરાઈ ભાઈ ફીરોઝશાહ (ઈ.સ. ૧૩૫૧--૧૩૮૮) તખ્તનશીન થયો.

ઠઠ્ઠાના સુમરાઓને ખાતરી થઈ કે ત્યાંનું રાજકીય વાતાવરણ મલેક તગીને લઈને અશાંત રહેતું હતું, તેથી બહુધા તેમણે તેને ત્યાંથી હાંકી કાઢયો તેથી કે કદાચ એમ પણ બન્યું હોય કે સુલતાન મોહમ્મદશાહના અવસાનને લઈને ગુજરાતનો પ્રદેશ ખાલી મેદાન હોવાનું માની મલેક તગી અહીં પોતાની મેળે આવી રહ્યો. મલેકુશ્ શર્ક નિઝામુલ્મુલ્કે તેનો બરાબર સામનો કર્યો અને અંતે મલેક તગી ઈ.સ. ૧૩૫૧માં માર્યો ગયો.[૧] એ સમાચાર સુલતાનને ફતેહાબાદ(તા. હાંસી, જિલ્લા હિસાર, હરિયાણા)માં મળ્યા.[૨]

ઈ.સ. ૧૩૫૬માં બાગલાણમાં વાઘેલા રાજા કર્ણદેવનો વંશજ (બહુધા પૌત્ર કે દોહિત્ર) રાયકરણ રહેતો હતો. તે પોતાના પૂર્વજોનું રાજ્ય પાછું મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવતો હતો. તે કાર્ય પાર ઉતારવા તેણે એલચી મોકલીને બહ્મની સુલતાન અલાઉદ્દીન હસન ગંગુ પાસેથી સહાય માગી અને તેના બદલામાં તેના માંડલિક તરીકે રહેવાની તેણે સંમતિ પણ આપી. એ જ સમયે ઉત્તર ગુજરાતમાંના કેટલાક (બહુધા પહાડી પ્રદેશમાં વસનારા તોફાની) જમીનદારોએ પણ મજકૂર સુલતાન અલાઉદ્દીનને ફોજી સહાય આપવા વિનંતિ-પત્રો મોકલ્યા. સુલતાને તેના અમીરો સાથે એ બાબતમાં મસલત કરી નિર્ણય કર્યો તે મુજબ શાહજાદા મોહમ્મદને વીસ હજારની ફોજ હરાવળ(મોખરાના ભાગ)માં રહેવા માટે આપી રવાના કર્યો. નવસારીમાં પહોંચી ત્યાં છાવણી નાખી તે ત્યાં રહ્યો. એ પ્રદેશ ઘણો ફળદ્રુપ હતો અને તેમાં શિકાર કરવા યોગ્ય જાનવરો મોટી સંખ્યામાં હતાં, તેથી તે ત્યાં શિકાર ખેલવામાં મશગૂલ થઈ ગયો. બહ્મના



૧. બદાયૂની, 'મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૧૪૩
૨. 'તારીખે મુબારકશાહી', પૃ. ૧૨૨

પરંતુ તેના તરફથી ઠઠ્ઠામાં અનાજ તથા શસ્ત્રસરંજામ અને સાધનસામગ્રીનો પુરવઠો પહોંચ્યો[૧] ન હતો. આથી સુલતાને લશ્કરની મોટી ખુવારી અને નિષ્ફળતા માટે તેને જ જવાબદાર ગણ્યો. કર્મસંજોગે બન્યું એવું કે એ અંગે સુલતાને તેની પાસેથી કારણો માગ્યાં ત્યારે તે કંઈ પણ જવાબ આપી શક્યો નહિ. આથી તેણે તેને તેના નાઝિમપદના હોદ્દા ઉપરથી બરતરફ કર્યો (ઈ.સ. ૧૩૬૨).[૨]

વસ્તુતઃ એમાં મલેકુશ્ શર્ક નિઝામુલ્ મુલ્કની કોઈ કસૂર હોય એવું જણાતું નથી. તે વરસો સુધી એ પદ ઉપર હતો અને એ સમય સુધી તે પ્રદેશની ઉન્નતિ તથા સમૃદ્ધિ માટે પ્રયત્નો કરતો રહ્યો હતો.[૩] તેની કાર્યવાહી અંગે સુલતાન ઉપર કોઈ પણ પ્રકારની શિકાયત ગઈ ન હતી. એ જ તેની વફાદારી, કાબેલિયત અને યોગ્યતાની સાબિતી હતી. ભલે સુલતાન તરફથી શસ્ત્રસરંજામ પહોંચાડવા માટે ફરમાન આવ્યું ન હોય છતાં સંજોગો જોઈ તેણે પુરવઠો પહોંચાડવો જોઈતો હતો. એમ ન કર્યું એ તેની ભૂલ હતી એટલું કબૂલ કરવું પડે. છતાં એ પણ સાચી વાત છે કે જરૂરિયાત જણાવતું ફરમાન આવ્યા વિના કશું રવાના કરવું તે પણ સહીસમલામત તો ન જ ગણી શકાય. આ ઉપરથી એમ જણાય છે કે જે કંઈ બન્યું તેનો અર્થ સુલતાને અયોગ્ય ઘટાવ્યો અને મલેકુશ્ શર્ક નિઝામુલ્-મુલ્ક તેનો ભોગ બન્યો.

મલેકુશ્ શર્ક નિઝામુલ્ મુલ્કે ગુજરાતનું સંરક્ષણ કરવા તથા પ્રદેશમાં શાંતિ અને સહીસલામતી જાળવવા ભગીરથ પ્રયત્નો કર્યા હતા. તેની ન્યાયી વૃત્તિ, તેનો દયાળુ સ્વભાવ તથા તેની કાર્યક્ષમતાને લઈને લાંબા કાળ સુધી પ્રદેશમાં વ્યવસ્થા સચવાઈ રહી હતી.[૪] પાક પણ સારા પ્રમાણમાં ઊતરવા માંડયો હતો અને મહેસૂલ હર સાલ નિયમિત રીતે શાહી ખજાનામાં સમયસર પહોંચતું રહ્યું હતું. તેથી તેના નાઝિમ-પદ દરમિયાન ગુજરાતની આવક બે કરોડ ટંકાની થઈ હતી.[૫] સુલતાન મોહમ્મદશાહના શાસન દરમિયાન બળવાઓના દાવાનળને લીધે પ્રદેશમાં

૧. સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૨૦

૨. એજન, પૃ. ૨૧૯–૨૨૧

૩. એજન, પૃ. ૨૧૯–૨૨૦

૪. ઝિયા બરની, 'તારીખે ફિરોઝશાહી', પૃ. ૫૮૩

૫. સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૨૧; એ સમયે ટંકો સોના કે ચાંદીના બનતા હતા; પરંતુ અહીં સફેદ ટંકા એટલે કે ચાંદીના ટંકા કહેવાનો ભાવાર્થ છે.

જે વેરાન થઈ ગઈ હતી અને અમલદારોના જુલમોને લઈને લોકો ત્રાસી જઈ પોતાનાં સ્થાનો છોડી આજુબાજુ નાસી ગયા હતા. તેને લઈને જે અવ્યવસ્થા પ્રસરી ગઈ હતી તે વિકરાળ પરિસ્થિતિ મલેકુશ્‌શર્કે નિઝામુલ્‌મુલ્કે થાળે પાડી હતી.

**ઝફરખાન ફારસીની નિમણૂક નાઝિમ તરીકે ( ઈ.સ. ૧૩૬૨—૧૩૭૧-૭૨ )**

સુલતાન ફીરોઝશાહે મૂળ તો મલેકુશ્‌શર્કે નિઝામુલ્‌મુલ્કની બરતરફીને લઈને ખાલી પડેલી નાઝિમની જગ્યા ઉપર નાયબ મલેક બારબકની નિમણૂક કરવાની ઈચ્છા કરી હતી અને તે અંગે ખિલાત મરાતિબ અને અન્ય ઔપચારિક આવશ્યક બાબતોની વ્યવસ્થા પણ તેણે કરી દીધી હતી, પરંતુ તેના સ્વભાવ મુજબ તે પછી મલેક બારબકની અને શાહી દરબારમાંના નામચીન અમીર ઝફરખાન ફારસી એ બે પૈકી કોની પસંદગી વિશેષ યોગ્ય હોવાનું નક્કી કરવા કુરાને શરીફમાંથી ફાલ તેણે જોયું અને તે પદ માટે તેમાંથી ઝફરખાન ફારસીનું નામ નીકળ્યું.[1] આથી તેને તખ્ત સામે બોલાવી ખિલાત એનાયત કરી ગુજરાતનો નાઝિમ નીમ્યો (ઈ.સ. ૧૩૬૨).

**ગુજરાતમાં સુલતાનની કામગીરી**

ઈ.સ. ૧૩૬૩નું આખું ચોમાસું સુલતાને ગુજરાતમાં જ ગાળ્યું. તેને શિકારનો ભારે શોખ હોવાથી મોટા ભાગનો સમય તેમાં જ તે રત રહેતો હતો. એ ગાળામાં તેણે ફોજી ભરતીનું કામ પણ સારી રીતે કર્યું. જે અમીરો જાગીર વિનાના હતા તેમને રોકડા પૈસા આપ્યા અને અગાઉની તેમની નીકળતી બાકી પણ ભરપાઈ કરી દીધી. જેઓ જાગીર ધરાવતા હતા તેમને ખજાનામાંથી કરજે રોકડા પૈસા આપવામાં આવ્યા. જે મહેસૂલ પ્રદેશમાં એકત્ર થયેલું હતું તે ઘોડા મેળવવામાં ખરચી નાખ્યું અને જે સૈનિકો ઘોડા વિનાના હતા તેમને ઘોડા આપવામાં આવ્યા. શસ્ત્રસરંજામ અંગે પણ પૂરો પ્રબંધ કર્યો અને પાયતખ્ત દિલ્હીમાંથી પણ વધુ પુરવઠો મંગાવવાની વ્યવસ્થા કરી. આથી તેનું પ્રમાણ એટલું બધું થઈ ગયું કે તે લાદવા પૂરતાં જાનવરો પણ ન હતાં.[2]

સર્વ પ્રકારની તૈયારી થઈ ગયા પછી તે જ સાલે સુલતાને ઠઠ્ઠા ઉપર ફરીથી આક્રમણ કરવાનું નક્કી કર્યું અને તે માટે કૂચ કરી. નાઝિમ ઝફરખાન



૧. સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૨૫.

૨. શમ્સ સિરાજ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૨૦, ૨૨૧, ૨૨૨.

ગુ૦સ૦ ૪

પોતાના નાયબને આ પ્રદેશનો વહીવટ સોંપી સુલતાન સાથે જ રહ્યો. ઠઠ્ઠાનો જામ સુલતાનને શરણે આવ્યો અને તેને ખંડણી આપવાનું કબૂલ્યું. તે પછી સુલતાન દિલ્હી ગયો[૧] અને ઝફરખાન ગુજરાતમાં પરત આવ્યો.

ઝફરખાનના ગુજરાતના વહીવટ વિશે ઝાઝી માહિતી મળતી નથી. એટલું માલૂમ પડે છે કે તેનું મૃત્યુ હિ. સ. ૭૭૩ (ઈ.સ. ૧૩૭૧-૭૨)માં થયું હતું અને તેનો વહીવટ એકંદરે સારો હતો. તેનામાં હિંમત, ભલાઈ, દિયાનતદારી અને ડહાપણ જેવા સદ્ગુણો હતા.[૨] તે કુરાને શરીફનો હાફિજ હતો. તે એવી તો અસરકારક રીતે પઢતો હતો કે સાંભળનારાઓ પ્રભાવિત થઈ જતાં હતા.[૩]

ઝફરખાનના વહીવટ સમયમાં ઈ.સ. ૧૩૬૮માં બનેલો નોંધવા જેવો એક એવો બનાવ બન્યો હતો કે સુલતાન ફીરોઝશાહે એક ફોજ સૌરાષ્ટ્રમાં મોકલી હતી. તેમાં સિપાહસાલારો તરીકે શમ્સખાન અને મલેક ઇઝ્ઝુદ્દીન યલ્લા હતા. શમ્સખાને જૂનાગઢને ઘેરો ઘાલી તે જીતી લીધું અને ઇઝ્ઝુદ્દીનની સરદારી નીચે એક ફોજ માંગરોળ પહોંચી. ત્યાંના રાજા કુંવરપાલે તેનો સામનો કર્યો અને લડાઈમાં તે માર્યો ગયો[૪]. ત્યાં જામે મસ્જિદનો પાયો નાખવામાં આવ્યો હતો અને તેનું બાંધકામ હિ.સ. ૭૮૫(ઈ.સ. ૧૩૮૩)માં પૂરું થયું હતું એમ ત્યાંના શિલાલેખ ઉપરથી જાણવા મળે છે. શાહી ફોજ સાથે સૈયદ સિકંદર મસઊદ નામના[૫] એક સંત

૧. શમ્સ સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૨૪૭, ૨૫૩, ૨૫૪; 'તારીખે મુબારકશાહી', પૃ. ૧૩૧.

૨. ઝિયા બરની, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૯૪.

૩. એજન, પૃ. ૫૮૨-૮૪.

૪. આ અગાઉ સુલતાન મોહમ્મદશાહે ગિરનારનો ગઢ જીત્યો હતો અને કિનારા સહિતના તેના જોડિયા પ્રદેશો તેના તાબામાં હતા. જેમાં માંગરોળના ભાગનો સમાવેશ થતો હતો. બહુધા સુલતાન મોહમ્મદના અવસાન પછી એ પ્રદેશો સ્વતંત્ર થઈ ગયા હતા, પરંતુ ગિરનારનો ગઢ મજબૂત હોવાથી ગુજરાતના નાઝિમનું ત્યાં કંઈ પણ ચાલ્યું ન હતું. હવે સુલતાન ફીરોઝશાહ ગુજરાતમાં આવ્યો ત્યારે તેનું ધ્યાન તે તરફ ગયું અને દિલ્હી પહોંચી ત્યાંથી તેણે ત્યાં ફોજ મોકલી હતી અને તેણે જૂનાગઢ જીત્યું (દીવાન રણછોડજીએ એ બનાવની વિગત આપી છે, પરંતુ ચડાઈ કરવાનું કારણ તેણે આપેલું નથી. 'તારીખે સોરઠ'માં જુઓ પૃ. ૪૮, હસ્તપ્રત)



૫. 'મિર્આતે મુસ્તફાબાદ'ના કર્તા શેખ ગુલામ મોહમ્મદે એમની ગણતરી સુલતાન ફીરોઝશાહના સરદારોમાં કરેલી છે. (ભા. ૨, પૃ. ૫૮). એ કથનમાં

આવ્યા હતા તે પણ ત્યાં જ રહ્યા હતા. માંગરોળના સૈયદો તેના ખાનદાનમાંથી ઊતરી આવેલા છે.

## દરિયાખાન ઉર્ફે ઝફરખાન બીજો નાઝિમ તરીકે (ઈ.સ. ૧૩૭૧—૭૨થી ૧૩૭૪)

ઝફરખાન ફારસીના અવસાન[1] (ઈ.સ. ૧૩૭૧--૭૨) પછી તેના વડા પુત્ર દરિયાખાનને તેનો જ ખિતાબ ઝફરખાન એનાયત કરીને સુલતાન ફીરોઝશાહે ગુજરાતનો નાઝિમ નીમ્યો. તેની વ્યવસ્થાશકિત અદ્‌ભુત હતી. જેથી ગુજરાતમાં ધીમે ધીમે થોડા સમયમાં શાંતિ પ્રસરી ગઈ. આજુબાજુના પ્રદેશોમાં પણ તેનો પ્રભાવ પડતો હતો. સુલતાનના માનીતા લેખાતા અમીરોને તેની ઈર્ષા આવતી હતી અને તેમણે તેની વિશેષ આવશ્યકતા દરબારમાં રહેવાની હોવા ઉપર ભાર મૂકયો અને એવી સલાહ પણ સુલતાનને આપી. આથી તેને સુલતાને દિલ્હી દરબારમાં બોલાવી લીધો.[2] ઈ.સ. ૧૩૭૩--૭૪માં શમ્સુદ્દીન અબૂ રજાને નાયબ નાઝિમ નીમવામાં આવ્યો. તે વિદ્વાન, શાયર અને મુત્સદ્દી હતો. તેણે કેટલાક દીવાનો (એટલે કે ગઝલ-સંગ્રહો) પણ રચ્યા હતા. તે પોતાને ઈરાનના મશહૂર શાયર શેખ સાદી શીરાઝી(મૃ. ઈ.સ. ૧૨૯૧)થી કમ માનતો ન હતો. આવો તે ઘમંડી હતો અને સુલતાન સિવાય અન્ય કોઈની તે પરવા કરતો ન હતો. આથી સૌની તેના પ્રત્યે નફરત હતી. તેની કામગીરીમાં પણ તે વિશ્વાસપાત્ર ન હતો. જેમ કે ગુજરાતમાં તેને તેનો હોદ્દો સંભાળવા મોકલવામાં આવ્યો ત્યારે શાહી

---

કંઈક ભૂલ છે. આ સૈયદ સિકંદર તો મુજાહિદો (એટલે કે મજહબને ઉન્નત કરવાને માટે લડનારા) પૈકીમાંના એક હતા. તે પછી તેમણે ત્યાં જ વસવાટ કર્યો હતો. સુલતાન તરફથી તેમને દેવલપુર નામના એક ગામની આવક ભેટ તરીકે આપવામાં આવી હતી. એ ગામનું નામ બદલીને પાછળથી મખદૂમપુર રાખવામાં આવ્યું હતું. પંચોતેર વરસની વયે એમનું અવસાન ઈ.સ. ૧૪૨૧માં થયું હતું. એમની કબર ત્યાં જ છે. ત્યાં દર વરસે ઓરસ ભરાય છે. (પ્રો. સૈયદ અબૂ ઝફર નદ્‌વી, 'તારીખે ગુજરાત', પૃ. ૧૬૪--૬૫ નોં. ઉર્દૂ).

૧. અલી મોહમ્મદખાને (મિર્‌આતે અહમદી, ભા. ૧, પૃ. ૩૯) હિ.સ. ૭૭૩(ઈ.સ. ૧૩૭૧)ની સાલ આપી છે, ખ્વાજા નિઝામુદ્દીને ('તબકાતે અકબરી', ભા. ૧, પૃ. ૨૩૪) અને બદાયૂની('મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૨૫૦)એ હિ.સ. ૭૭૩(ઈ.સ. ૧૩૭૧--૭૨)ની સાલ જણાવી છે અને મોહમ્મદ કાસિમ ફિરિશ્તા('તારીખે ફિરિશ્તા', ભા. ૧, પૃ. ૧૪૮)માં હિ.સ. ૭૭૫ (ઈ.સ. ૧૩૭૩--૭૪) છે.



૨. શમ્સ સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૪૯૯.

ખજાનામાંથી તેને જવાની તૈયારી માટે કરજે નેવું હજાર સિક્કા(બહુધા ટંકા)ની રકમ આપવામાં આવી હતી તે તેણે અંત સુધી પરત ચૂકવી ન હતી. લાંચ લેવામાં પણ તે ટેવાયેલો હતો અને નાણાં ઉચાપત કરવા બાબતમાં તે એક્કો હતો.[1] પોતાની ઇચ્છા બર લાવવા માટે તેણે લોકો ઉપર વિવિધ પ્રકારના જુલમો કર્યા હતા.

આને લીધે ગુજરાતના પ્રદેશની પાયમાલી થઈ અને મહેસૂલ ઘટી ગયું એટલે કે જે અગાઉ ખરાબ દશા હતી તેનું પુનરાવર્તન થયું. આથી સુલતાને કોઈ યોગ્ય પુરુષને ગુજરાતમાં વહીવટ કરવા મોકલવાનો નિશ્ચય કર્યો.

ઝફરખાનનો એક સંબંધી શમ્સુદ્દીન દામગાનીને[2] આ બાબતની જાણ થઈ ત્યારે તેણે એ પદ મેળવવા પોતાના તરફથી પ્રયત્નો શરૂ કર્યા. તે એક પ્રભાવશાળી પુરુષ હતો. દરબારમાં પણ તેનું મહત્ત્વ અંકાતું હતું. તેણે સુલતાન સાથે ગાઢ સંબંધ ધરાવનાર અમીર ઈમાદુલ્મુલ્ક મારફત સિફારશ પહોંચાડી. સુલતાને જવાબમાં જણાવ્યું કે આદમી તો યોગ્ય છે, પરંતુ તોફાની છે. કોઈ પણ સમયે તેના તરફથી તોફાન થવાનો ભય રહે છે. આમ એક વખત તો તેની ભલામણ નકારી કાઢવામાં આવી હતી છતાં ઈમાદુલ્મુલ્કે પોતાના તરફથી પ્રયત્નો ચાલુ જ રાખ્યા. અંતે સુલતાને તેની વિનંતી માન્ય રાખી અને દામગાનીને પોતાની સામે ઉપસ્થિત થવાને હુકમ કર્યો. તેથી સુલતાન સામે હાજર થઈ તેણે જણાવ્યું કે ગુજરાતના પ્રદેશની આવક ઘણી મોટી છે, પરંતુ દીવાનના ખાતા તરફથી સાચી વાત જણાવવામાં આવતી નથી. જો એ પ્રદેશનો વહીવટ મને સોંપવામાં આવે તો હું ચાલુ બે કરોડ ટંકાની વાર્ષિક આવક ઉપરાંત એકસો હાથી, ચાળીસ લાખ ટંકા રોકડા અને હિંદી અને હબસી મળીને ચારસો ગુલામ અને બસો અરબી અને ઈરાકી ઘોડા દિલ્હી મોકલતો રહીશ. તે પછી સુલતાને તેને

---

૧. જેમ કે એક વખત ફરમાન આવ્યું કે વેપારીઓ નાઈલ પાસેના ટાપુમાંથી હાથી લાવે છે. તેનાથી રસ્તામાં કોઈક મરી પણ જાય છે. સલ્તનતના ઉપયોગ માટે આવે તેઓમાંથી કોઈ મરી જાય તો તેની કિંમત શાહી ખજાનામાંથી ચૂકવવામાં આવશે. મલેક શમ્સુદ્દીન અબૂ રજાએ અનેક હાથીઓની કિંમતના પૈસા તે મરી ગયા હોવાનું જણાવી બનાવટી બિલ રજૂ કરી વસૂલ કર્યા હતા અને પોતાની પાસે રાખ્યા હતા (સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૪૮૬).



૨. આ ઈરાનમાં કોહિસ્તાન પ્રાંતમાં આવેલું એક શહેર છે અને શમ્સુદ્દીન મૂળ ત્યાંનો વતની હતો.

જણાવ્યું કે હાલ ગુજરાતમાં ઝફરખાન(બીજા)નો નાયબ અમીર શમ્સુદ્દીન અબૂ રજા વહીવટ સંભાળે છે. તેને અન્યાય ન થાય તેમ કરવા તેને એ બાબતથી વાકેફ કરવો આવશ્યક છે. જો તે પણ આ વધારાની રકમ આપવાનું કબૂલ કરે તો તે પદ માટે તેનો અધિકાર વિશેષ છે. આથી શમ્સુદ્દીન અબૂ રજાને આ બાબત પૂછવામાં આવી ત્યારે એ દરખાસ્ત સ્વીકારી તેનો અમલ કરવો તેને અસંભવિત લાગ્યો, તેથી તેણે તે માન્ય રાખી નહિ. આથી સુલતાને શમ્સુદ્દીન દામગાનીને દરબારમાં બોલાવી સોનેરી કમરપટ્ટો, ભાલો, ચૉંડોલ (એક પ્રકારની પાલખી) વગેરે શાહી ચિહ્નો એનાયત કરી ગુજરાતનું નાઝિમ-પદ તેને સોંપ્યું[8].

## નાઝિમ પદ ઉપર શમ્સુદ્દીન દામગાની (ઈ.સ. ૧૩૭૪–૮૦)

પોતાની નિમણૂક નાઝિમ-પદ ઉપર થયા પછી શમ્સુદ્દીન દામગાની ભારે ઠાઠથી ગુજરાતમાં આવ્યો અને વ્યવસ્થાના કાર્યમાં રત થઈ ગયો. થોડા જ દિવસ બાદ તેને લાગ્યું કે સુલતાનને આપેલું વચન પાળવું મુશ્કેલ છે. આથી જ્યાં મળ્યું ત્યાંથી અને જે રીતે મળ્યું તે રીતે ધન એકત્ર કરવા ઉપર તેણે તેનું ધ્યાન કેન્દ્રિત કર્યું. તેણે ભારે કરવેરાઓ લાદી ધન મોટા પ્રમાણમાં એકત્ર કર્યું[1] અને વિદ્રોહ માટે તૈયારી કરવા માંડી. મહેસૂલ ઉઘરાવવાના કાર્યમાં તેણે બળજબરીથી કામ લેવા માંડ્યું અને મહેસૂલની જે રકમ રાબેતા મુજબ મોકલવાની હતી તે તેણે મોકલી નહિ. તેણે પરદેશીઓને છોડી સ્થાનિક લોકો, રજપૂત ઠાકોરો અને રાજાઓ સાથે સંબંધ જોડવા માંડ્યો. ગુજરાતના અફઘાન જમીનદારોએ અને બાકી રહેલા સદા અમીરોએ તેની આ નીતિનો વિરોધ કર્યો. એમ છતાં આગળ ઉપર ખુદ મુખત્યાર હોવાની જાહેરાત પણ તેણે કરી ત્યારે તેઓ સૌ ઉશ્કેરાટમાં આવી ગયા અને એક દિવસ સવારના પહોરમાં તક જોઈ પ્રથમ તેના દરવાનની કતલ કરી અને તે પછી મકાનમાં પ્રવેશ કરી તેની પણ કતલ કરી.[2]

આ બન્યું તે અગાઉ કેટલાક લોકોએ એક વિનંતી-પત્ર સુલતાન ઉપર

૧. શમ્સ સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૦.

૨. સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૨; ખ્વાજા નિઝામુદ્દીને તબકાતે અકબરીમાં જણાવ્યું છે કે દામગાનીએ સદા અમીરો સાથે મળી બળવો કર્યો અને દિલ્હીથી શાહી લશ્કરે આવી તેની કતલ કરી. એમાં સત્યનો અભાવ હોવાનું જણાય છે. બદાયૂની 'મુન્તખબુત્ તવારીખ'માં અને મોહમ્મદ કાસિમ ફિરિશ્તાએ 'તારીખે ફિરિશ્તા'માં સિરાજ અફીફનું સમર્થન કરેલું છે.

મોકલી તેમાં દામગાની સામે શિકાયત કરી હતી. તે તેની આગળ પેશ થાય તે પહેલાં સદા અમીરોના એક ઝડપી કાસદે બળવાખોર દામગાનીનું શિર તેની સામે ધરી દીધું.[૧] આમ થતાં ગુજરાતમાં શાંતિ પ્રસરી ગઈ. આ બનાવ ઈ.સ. ૧૩૮૦માં બન્યો હતો.[૨]

**મલેક મુફર્રહ સુલતાની (ખિતાબ ફરહતુલ્ મુલ્ક) (ઈ.સ. ૧૩૮૦—૯૧)**

શમ્સુદ્દીન દામગાનીની કતલ થઈ તે પછી મલેક મુફર્રર સુલતાનીને ફરહતુલ્ મુલ્કનો ખિતાબ એનાયત કરી સુલતાને નાઝિમ નીમ્યો, તેનું મૂળ નામ રાસ્તીખાન હતું. તેના સુંદર વહીવટને લઈને થોડા જ સમયમાં પ્રદેશમાં શાંતિ દેખાવા માંડી અને મલેક મુફર્રહ પોતાની કામગીરી સુંદર રીતે બજાવતો રહ્યો.

**મલેક મુફર્રહનું ઈડર ઉપર આક્રમણ**

ઈડરના રાઠોડ વંશનો પ્રથમ મહાનરાજા રાવ રણમલ્લ (ઈ.સ. ૧૩૪૬--૧૪૦૩) હતો. તેની સેવામાં બાર બહાદુર સરદારો રહેતા હતા. તેઓ પણ રણમલ્લ નામથી જ ઓળખાતા હતા. તેઓ ઈડરના કિલ્લા ઉપર ફરજ બજાવતા રહેતા હતા. રાજા રણમલ્લ તુગલુક વંશના નાઝિમો સામે હમેશાં ઝઝૂમતો રહ્યો હતો. મુસ્લિમ સત્તા નબળી જણાતાં ખંડણી ભરવી તે બંધ કરી દેતો હતો. આથી સલ્તનત સામે તેને વારે વારે યુદ્ધમાં ઊતરવું પડતું હતું અને ત્યાંના કિલ્લાની દુર્ગમતા[૩] એવી હતી કે તેને જીતવો મુશ્કેલ હતો. સમસ્ત વાગડ, રાજસ્થાન અને માળવા ઉપર રાવ રણમલ્લનો પ્રભાવ હતો. મલેક મુફર્રહે તેની પાસેથી ખંડણીની માગણી કરી અને તેણે તે ભરવાનો ઈન્કાર કર્યો. આથી મલેક મુફર્રહે ઈડર ઉપર આક્રમણ કર્યું. પરંતુ રાવે તેને ભારે હાર આપી અને મલેકના સત્તર હજાર સૈનિકો માર્યા ગયા.[૪] આ બનાવ ઈ.સ. ૧૩૮૨ના અરસામાં બન્યો.

---

૧. યહ્યા સરહિંદી, 'તારીખે મુબારકશાહી', પૃ. ૧૩૨. બદાયૂની, 'મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૨૫૦--૫૧; ખ્વાજા નિઝામુદ્દીન અહમદ, 'તબકાતે અકબરી', ભા. ૧, પૃ. ૨૩૪--૩૫; મોહમ્મદ કાસિમ ફિરિશ્તા, 'ગુલઝારે ઇબ્રાહીમી', ભા. ૧, પૃ. ૧૪૮; સિરાજ અફીફ, 'તારીખે ફીરોઝશાહી', પૃ. ૫૦૦.

૨. સિરાજ અફીફે આ સાલ આપી છે. એજન, પૃ. ૫૦૧.

૩. આજે પણ ગુજરાતમાં કોઈ મુશ્કેલ કામ પાર પડે તો 'ઈડરનો ગઢ જીત્યો' એવી કહેવતનો ઉપયોગ થાય છે અને ગામડાંઓમાં લગ્ન પછી વરપક્ષની સ્ત્રીઓ 'અમે ઈડરિયો ગઢ જીત્યો રે' એ પ્રમાણે ગાય છે.



૪. પ્રો. અબૂ ઝફર નદ્વી, 'રણમલ છંદ—એક અધ્યયન', પૃ. ૧૦--૧૨.

### સુલતાન ફીરોઝશાહના શાસનના અંતિમ ભાગમાં ખટપટ

સુલતાન ફીરોઝશાહના શાસનના અંતિમ સમયમાં એટલે કે લગભગ ઈ.સ. ૧૩૭૨--૭૩ બાદનાં વરસો ચિંતા અને દુ:ખોથી ભરેલાં રહ્યાં. તે ગાળામાં પ્રથમ તો તેના વિશ્વાસુ વઝીર મલેક મકબૂલ ખાનેજહાનનું અવસાન થયું. આથી તેના પુત્ર જૌના શાહની નિમણૂક ખાનેજહાનનો ખિતાબ એનાયત કરી વઝીર તરીકે તેણે કરી.[1] સુલતાનના બે શાહજાદાઓ ઉપરાઉપરી ગુજરી ગયા. વૃદ્ધાવસ્થામાં આવા કસોટી ભરેલા સંજોગોમાં ત્રીજા શાહજાદા મોહમ્મદખાન અને નવા નિમાયેલા વઝીર ખાનેજહાન વચ્ચે સત્તા માટેની સાઠમારીનો આરંભ થયો. બંનેએ એક-બીજાનું કાસળ કાઢવા કાવતરાં કરવા માંડ્યાં. અંતે સુલતાને શાહજાદા મોહમ્મદ-ખાનને નાસિરુદ્દીન મોહમ્મદશાહના ખિતાબ સાથે પોતાનો વારસ નીમ્યો.[2] હવે સલ્તનતમાં બે પક્ષો પડ્યા. નવો નિમાયેલો વઝીર ખાનેજહાન નાસિરુદ્દીન મોહમ્મદશાહનો વિરોધી હતો. ગુજરાતનો એ વખતનો નાઝિમ મલેક મુફર્રહ વઝીર ખાનેજહાનના તરફદાર અમીરોમાંથી હતો. ધીમે ધીમે નાસિરુદ્દીન મોહમ્મદશાહે શાસનતંત્રમાં દરમિયાનગીરી કરવા માંડી અને ઈ.સ. ૧૩૮૭માં તેણે મલેક યાકૂબ મોહમ્મદ હાજીને સિકંદરખાનનો ખિતાબ એનાયત કરી એક ફોજ સાથે ગુજરાતના નાઝિમ-પદનો હોદ્દો સંભાળવા રવાના કર્યો. આમ કરી તે મલેક મુફર્રહને નાઝિમ-પદ ઉપરથી ખસેડવાની પેરવી કરી રહ્યો હતો. પરંતુ મલેક મુફર્રહની બાબતમાં એવું હતું કે તેનો વહીવટ સારો હતો; સદા અમીરોની તેના પ્રત્યે સહાનુભૂતિ હતી અને હિંદુ પ્રજા પણ તેને ચાહતી હતી. આવી પરિસ્થિતિમાં સિકંદરખાન આ પ્રદેશમાં આવ્યો ત્યારે મલેક મુફર્રહે તેને વહીવટ સોંપવાનો ઈનકાર કર્યો. પરિણામે બંને વચ્ચે જંગ જામ્યો. તેમાં મલેક મુફર્રહ જીત્યો અને સિકંદરખાન તેમાં માર્યો ગયો.

### સુલતાન ફીરોઝશાહનું અવસાન

ઈ.સ. ૧૩૮૭માં દિલ્હી પાયતખ્તમાં એવું બન્યું કે અધિકાર પોતાની પાસે આવતાં શાહજાદો મોહમ્મદખાન ભોગવિલાસમાં લીન રહેવા લાગ્યો. કેટલાક

---

૧. બદાયૂની, 'મુન્તખબુત્ તવારીખ', ભા. ૧, પૃ. ૨૫૮--૬૦.

૨. 'તારીખે મુબારકશાહી', પૃ. ૧૩૮; 'તબકાતે અકબરી', પૃ. ૨૩૭. બંનેએ સંયુક્ત રીતે વહીવટ કરવા માંડ્યો હતો; પરંતુ વાસ્તવિક રીતે તો મોહમ્મદ-ખાનના હિતમાં સુલતાને તખ્તનો ત્યાગ કર્યો હતો. (Wolseley Haig, 'The Cambridge History of India', Vol. III, p. 184).

વિશ્વાસુ અમીરોએ તેને ચેતવ્યો છતાં તેણે તેનો કુમાર્ગ તજ્યો નહિ. શાસન તંત્રમાં પણ તેણે દરમિયાનગીરી કરી, તેથી વહીવટ શિથિલ થયો અને અવ્યવસ્થા ફેલાઈ. આથી સલ્તનતના હિતેચ્છુ અમીરોએ અને અસંતોષી જૂના અમલદારોએ બંડ કર્યું. આથી શાહજાદો મોહમ્મદખાન જાન બચાવવા પહાડોમાં નાસી છૂટયો. તે પછી થોડા જ સમય બાદ ઈ.સ. ૧૩૮૮માં સુલતાન ફીરોઝશાહનું અવસાન થયું. આંતરિક કૌટુંબિક ઝઘડા ચાલુ જ રહ્યા. સ્વાર્થી અમીરો અને અમલદારો સલ્તનતને વિનાશને પંથે દોરતા રહ્યા અને સલ્તનતના ઉત્તરાધિકારીઓ પણ નબળા નીકળ્યા. આથી લાગ જોઈ પંજાબમાં આવેલા સામાનાના અમીરો અને અન્ય સરદારોએ સાથે મળી શાહજાદા મોહમ્મદખાનને મદદ આપી અને તે ઈ.સ. ૧૩૯૦માં તખ્ત ઉપર બેઠો.

## મલેક મુફર્રહના વહીવટ પ્રત્યે અસંતોષની લાગણી

ઉપર મુજબની સલ્તનતની અશાંત અને અસ્થિર હાલત દરમિયાન મલેક મુફર્રહ ફર્‌હતુલ્‌મુલ્ક ગુજરાતમાં નાઝિમ તરીકે ચાલુ રહ્યો હતો. તેણે ફીરોઝશાહી ખાનદાનની ખાનાજંગીનો પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. તેણે આ પ્રદેશના રજપૂત ઠાકોરો અને રાજાઓની સાથે મળી જઈ આપખુદ સત્તા સ્થાપવાના પ્રયત્નો શરૂ કર્યા. મલેક યાકુબ હાજી સિકંદરખાનને શિકસ્ત આપ્યા બાદ દિલ્હીમાંના માંહોમાંહેના ઝઘડાઓને લઈને તેની સામે કોઈ પણ પ્રકારની કાર્યવાહી થઈ ન હતી, તેથી તેણે માની લીધું હતું કે હવે મારો સામનો કરવાની કેન્દ્ર સત્તાની તાકાત રહી નથી. આથી તેણે રાબેતા મુજબ મહેસૂલની રકમ દિલ્હી મોકલવાનું બંધ કરી દીધું અને ત્યાંથી આવતાં ફરમાનોની અવગણના કરવા માંડી હતી.

ગુજરાતની મુસ્લિમ જનતા તેની આપખુદીને લઈને તેનાથી નારાજ હતી. તેઓ પોતાના જાનમાલના રક્ષણ માટે દિલ્હીની સત્તા નીચે રહેવાનું પસંદ કરતા હતા. આથી મલેક મુફર્રહ ફર્‌હતુલ્‌મુલ્કે તેમની સતામણી કરવા માંડી. વિશેષે કરીને તેણે ખંભાતના વેપારીઓ ઉપર ત્રાસ ગુજાર્યો અને ગુજરાતમાંના તેના પક્ષના સ્થાનિક લોકોને ખુશ રાખવા ઉપર પોતાનું ધ્યાન કેન્દ્રિત રાખ્યું. આથી આમ મુસ્લિમ જનતાએ ઉશ્કેરાટમાં આવી જઈ એક અરજી પણ દિલ્હી મોકલી આપી. તેમાં તેમણે મલેક મુફર્રહ ફર્‌હતુલ્‌મુલ્કના જુલમો સામે ન્યાયની માગણી કરી. જે લોકો તે અરજી લઈને દિલ્હી પહોંચ્યા હતા તેમણે રૂબરૂમાં પણ સુલતાનને વિગતે માહિતી આપી કે તે હિંદુઓ સાથે સારાસારી રાખે છે અને રજપૂત ઠાકોરો અને હિંદુ જમીનદારો તેને મદદ કરે છે એટલું જ નહિ, પણ મૂર્તિપૂજાને રોકવાને બદલે તેને તે ઉત્તેજન આપે છે.

### ઝફરખાનની નાઝિમ તરીકે નિમણૂક (ઈ.સ. ૧૩૯૧)

આથી વિચાર કરી સુલતાને મુલ્લાઓ અને મૌલાનાઓની સલાહ મુજબ તેને નાઝિમ-પદ ઉપરથી ખસેડી દરબારમાંના સૌથી વિશેષ પ્રતિષ્ઠિત અમીરોમાંના વજીહુલ્ મુલ્કના પુત્ર ઝફરખાનને મુઝફ્ફરખાનનો ખિતાબ એનાયત કરીને તેની નિમણૂક ઈ. સ. ૧૩૯૧ના ફેબ્રુઆરીમાં ગુજરાતના નાઝિમ તરીકે કરી. તેની ગણતરી પણ મહાન અમીરોમાં થતી હતી. તે હોદ્દો સંભાળવા રવાના થાય તે પહેલાં તેને સુલતાને આઝમ હુમાયુનનો ખિતાબ અને માત્ર સુલતાનો જ જેમનો ઉપયોગ કરી શકે એવા ગણાતા લાલસારા પરદા તથા સફેદ છત્ર વગેરે શાહી નિશાનો તેને ભેટ તરીકે આપ્યાં. ઝફરખાને દિલ્હીથી નીકળી શહેર બહાર હોજે ખાસ[1] નજીક તંબુ ઊભો કર્યો અને ત્યાંથી કૂચ કરવાની તૈયારી કરવા માંડી. તેના બીજા દિવસે સુલતાને ત્યાં પહોંચી ખિલાત અર્પણ કરી ગુજરાતની સફર આરંભવા તાકીદ કરી. સુલતાને તેના પુત્ર તાતારખાનને પોતાનો પુત્ર જેવો ગણીને પોતાની પાસે રાખ્યો. કૂચ પર કૂચ કરતો તે મુસાફરીમાં આગળ વધી રહ્યો હતો એટલામાં રાજસ્થાનમાં આવેલા નાગોરમાં[2] તે પહોંચ્યો ત્યારે તેને ખંભાત બંદર તથા અન્ય શહેરોના લોકો મળ્યા. તેઓ મલેક મુફર્રહ ફર્હતુલ્ મુલ્ક તરફથી તેમના ઉપર વર્તાવાતો ત્રાસ અને તેમના ઉપર લદાયેલા કરવેરા અંગે ફરિયાદ કરવા સુલતાન પાસે દિલ્હી જઈ રહ્યા હતા. ઝફરખાને તેમને શાંતિ અને સહાનુભૂતિથી સાંભળ્યા અને સાંત્વન આપ્યું. ઝફરખાને તે પછી અણહિલવાડ પાટણ તરફ આગળ વધી મલેક મુફર્રહ ફર્હતુલ્ મુલ્ક ઉપર એક પત્ર સમાધાન કરવા માટે પાઠવ્યો. તેમાં તેણે શાહી ફરમાનને માન આપી દિલ્હી તરફ રવાના થવાની તેને સલાહ આપી. પરંતુ પોતાની સ્થિતિ મજબૂત હોવાનો મલેક મુફર્રહને ઘમંડ હતો તેથી ઝફરખાને પાઠવેલી સલાહની તેણે અવગણના કરી. તેણે દશ હજારથી વિશેષ હિંદુ સૈનિકોનું એક સૈન્ય તૈયાર કર્યું. તેમાં રજપૂત સૈનિકોની સંખ્યા વિશેષ હતી. તે સાથે તે પાટણ પહોંચ્યો. એ સમયે ઝફરખાને ફરીથી બીજો સફીર મોકલી સલાહભરેલો પેગામ તેને પાઠવ્યો કે દિલ્હી જઈ સુલતાન પાસે દરબારમાં ઉપસ્થિત થઈ જવું તમારે માટે ઉત્તમ છે અથવા દિલમાં કોઈ પણ પ્રકારનો વસવસો રાખ્યા વિના મારી પાસે આવી રહો.

૧. સુલતાન અલાઉદ્દીને તૈયાર કરાવેલાં સ્મારકોમાં એક સીરીનો કિલ્લો હતો. તેના પશ્ચિમ છેડે તેણે હોજે અલાઈ (અલાઈ હોજ) કે હોઝ ખાસ નામનું લગભગ સિત્તેર એકરનો વિસ્તાર ધરાવતું સરોવર બંધાવ્યું હતું.



૨. એ જોધપુરની ઈશાનમાં પંચોતેર માઈલ ઉપર આવેલું છે.

તે સફીર મલેક મુફર્રહ પાસે પહોંચ્યો ત્યારે તે લડાઈની તૈયારીમાં ગુંથાયેલો હતો. તેણે સફીર સાથે કડક શબ્દોમાં જવાબ મોકલ્યો.

મલેક મુફર્રહે મલેક યાકુબ મોહમ્મદ હાજી સિકંદરખાનને લડાઈમાં મારી નાખ્યો હતો અને તે પછી તે અંગે કંઈ જ થયું ન હતું. તેવા જ હાલહવાલ ઝફરખાનના પણ થશે એમ તે માનતો હતો. ઝફરખાન પાસે માત્ર ચાર હજાર ઘોડેસવારો હતા. મલેક મુફર્રહ અને તેની ફોજો આણહિલવાડ પાટણથી બાર કોસના અંતર ઉપર આવેલ કાંભોર (ગાંભૂ)[1] આગળ ઝનૂન અને જુસ્સાથી લડી ત્યારે મલેક મુફર્રહ જંગના મેદાનમાં ચુનંદા ઘોડેસવારોની ટુકડીને સાથે રાખી ઝફરખાનની કતલ કરવા સતત તેની શોધ કરતો રહ્યો. પરંતુ તેમાં તે નાસીપાસ થયો. એટલામાં ઝફરખાનના એક ઘોડેસવારે તેનો પીછો કરી પાછળથી તેને એવો તો ઘાયલ કર્યો કે તે ઘોડાની જિન ઉપરથી જમીન ઉપર પટકાઈ પડયો. એમ થતાં તેના સાથીદાર સૈનિકોમાંથી એકે તેનું માથું ધડથી જુદું કરી તે લઈને ઝફરખાન પાસે દોડી જઈ તેની આગળ ધર્યું.

મલેક મુફર્રહની ફોજ એ ખબર મળતાં હતાશ થઈ ગઈ અને તે હારી જતાં વેરવિખેર થઈ ગઈ. ઝફરખાન વિજયી બની આણહિલવાડ પાટણમાં પહોંચ્યો. જે મેદાનમાં તેને આ જીત મળી હતી ત્યાં તેણે વસવાટ કરાવ્યો અને તેનું નામ જીતપુર રાખ્યું.

### ઝફરખાને સંભાળેલો નાઝિમ-પદનો હોદ્દો

ઝફરખાને નાઝિમ-પદનો હોદ્દો સંભાળ્યા પછી ગુજરાતના પ્રદેશનો વહીવટ વ્યવસ્થિત કરવા માંડયો. ઠેકઠેકાણે પોતાના વિશ્વાસુ માણસો મોકલી મુખ્ય સ્થાનો ઉપર ચોકી ગોઠવી. આ રીતે એક પ્રકારની શાંતિ સ્થપાતાં ઈ.સ. ૧૩૯૨-૯૩માં તે ખંભાત ગયો, કારણ કે શાહી ખાનદાનના માંહોમાંહેના ઝઘડાઓનો લાભ લઈ નાલાયક લોકોએ એ સમૃદ્ધ નગરના વેપારીઓ અને ત્યાંની આમજનતાને હેરાન-પરેશાન કરી મૂકયાં હતાં. ત્યાં તેમનાં કષ્ટો અંગેની ફરિયાદો સાંભળી અને તે અંગેનાં કારણો તેણે દૂર કર્યાં અને ત્યાં વ્યવસ્થા રહે તેમ કરવા એક હાકેમની નિમણૂક કરી. પાછા ફરતી વખતે થોડો સમય

૧. 'તબકાતે અકબરી' અને 'મિરઆતે અહમદી'માં કાંભૂ છે. જે આ નામની નજીકનો ઉચ્ચાર છે. ફારસીમાં 'ભ' ઉચ્ચાર નથી. બિંદીની હેરફેરને લઈને ફારસી ઇતિહાસોમાં વિવિધ રીતે એ વંચાયેલું મળે છે. એ સ્થળ પાટણની પૂર્વમાં વીસ માઈલ ઉપર આવેલું છે અને હાલ કડી જિલ્લામાં ચાણસ્મા તાલુકાનું એક નાનું ગામ છે.

આશાવળમાં તે રોકાયો અને ત્યાં પણ જરૂરી બંદોબસ્ત કર્યો. તે પછી આગળ વધી આણહિલવાડ પાટણ તે પરત પહોંચ્યો.[૧]

ઝફરખાન એક સફળ સિપાહસાલાર હતો. ગુજરાત અને કાઠિયાવાડના રજપૂત ઠાકોરો અને રાજાઓ તેમ જ માળવામાંના પાડોશી મુસ્લિમ શાસક સાથે હમેશાં તે લડતો રહ્યો હતો. વિશેષે કરીને હિંદુઓ વિરુદ્ધ કાર્યવાહી કરવામાં તે પોતાની શકિતનો ઉપયોગ કરતો હતો.

### ઈડર ઉપર આક્રમણ અને તે પછી

ઈ.સ. ૧૩૯૩માં ઈડરના રાવ રણમલ્લે દિલ્હીના સુલતાનને પરંપરાગત મોકલાતી ખંડણી મોકલવાનું બંધ કર્યું. આથી ઝફરખાને જંગી હાથીઓ સહિત એક મહાન લશ્કર લઈ ઈડર ઉપર ઓચિંતુ આક્રમણ કર્યું. રાવ તેનો સામનો કરવા માટે પૂરતી તૈયારી કરી શક્યો નહિ. છતાં ઘણા દિવસ સુધી તેણે ઝફરખાન સામે ટક્કર ઝીલી. અંતે તે લાચાર હાલતમાં આવી પડયો અને તેણે કિલ્લામાં ભરાઈ રહેવું પડયું. ઝફરખાને તેની આસપાસ ઘેરો નાખ્યો અને પોતાના તરફથી એવું તો બળ વાપર્યું કે કિલ્લામાં દાણાપાણીની બેહદ તંગી પડી ગઈ. તેણે રાવને શરણે આવવાની ફરજ પાડવા એ પ્રદેશને તારાજ કરવાનો હુકમ ફોજને આપ્યો. આને પરિણામે ઉપસ્થિત થયેલું લોકોની પરેશાન હાલતનું દૃશ્ય સહન ન થતાં રાવે પોતાના પુત્રને ઝફરખાન પાસે સુલેહ કરવા મોકલ્યો અને ઝફરખાને ખંડણી તરીકે ઘણું ઝવેરાત લઈને લડાઈ બંધ કરી. તે પછી તે આણહિલવાડ પાટણ પાછો ફર્યો.[૨]

તે પછી બીજે વરસે[૩] ઝફરખાને સોમનાથ તરફ કૂચ કરી અને ત્યાંનું જગમશહૂર મંદિર તોડયું અને ત્યાંના નગરને લૂંટયું. ત્યાં તેણે એક મસ્જિદ બંધાવી અને ઈસ્લામના પ્રચાર માટે મુલ્લાઓ અને મૌલવીઓને ત્યાં મૂકયા. તદુપરાંત તે પ્રદેશનો વહીવટ કરવા તેણે પોતાના તરફથી એક થાણાદાર નીમ્યો. તે પછી ચુડાસમા રાજા પાસેથી ખંડણી વસૂલ કરી તે આણહિલવાડ પાટણમાં પરત પહોંચી ગયો.

---

૧. તારીખે મહમૂદશાહી (મુલ્લા અબ્દુલ્ કરીમકૃત) હસ્તપ્રત.

૨. યહ્યા સરહિંદી, 'તારીખે મુબારકશાહી', પૃ. ૨૯--૩૦, ખ્વાજા નિઝામુદ્દીન  અહમદ, 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૮૫--૮૬

૩. શેખ ગુલામ મોહમ્મદ, 'મિરૂઆતે મુસ્તફાબાદ', ભા. ૨, પૃ. ૬૦.

ઈ.સ. ૧૩૯૮માં ઝફરખાને ઈડર જીતવા અંગેનું પોતાનું કાર્ય પૂરું કરવાને પાકી યોજના ઘડી. દિલ્હીથી તેનો પુત્ર તાતારખાન આવ્યો હતો. તેને પણ તેણે સાથે લીધો. તેમાં તેણે ત્રણ જંગલો સાફ કરી દેવાનો હુકમ સૈનિકોને આપ્યો અને ત્યાંના રસ્તાઓ પણ તેઓ મારફત સાફ કરાવ્યા, કારણ કે વિજય મેળવવાના કાર્યમાં એ જ મુશ્કેલીઓ આડે આવતી હતી એમ તેને જણાયું હતું, પરંતુ આમ કર્યા છતાં પણ તેને વિશેષ સફળતા સાંપડી નહિ. રાવ રણમલ્લના વીરતાપૂર્વકના પ્રતિકારને લઈને તેને પીછેહઠ કરવી પડી.[1]

### તીમૂરનું દિલ્હી ઉપર આક્રમણ

મજકૂર સાલમાં એટલે કે ઈ.સ. ૧૩૯૮માં એક મહાન વિનાશક આંધી આવી. મધ્ય એશિયાના પશ્ચિમ ભાગમાં આવેલા પહાડી પ્રદેશમાં વસનારા ખતરનાક અને જુલમી મોંગલોના સરદાર ચિંગીઝખાન(મૃ. ઈ.સ. ૧૨૨૭)ના વંશજ હોવાનો દાવાદાર તીમૂર લંગ દક્ષિણ એશિયાના અનેક દેશો અને પ્રદેશો જીતીને હિંદુસ્તાનની અતુલ સંપત્તિ તરફ મીટ માંડીને બેઠો હતો. તેણે એકાએક ઝડપી નિર્ણય લઈ દિલ્હી ઉપર આક્રમણ કર્યું, તેને લૂંટયું અને ત્યાં હાહાકાર વર્તાવ્યો. એ વખતે ઝફરખાન રાવ રણમલ્લ સાથે લડાઈમાં રોકાયેલો હતો. તીમૂર આગળ ઉપર શું કરે તે અંગે કોઈ પ્રકારની ખાતરી પડતી ન હતી, તેથી રાવ સાથે સુલેહ કરીને તે અણહિલવાડ પાટણમાં આવી ગયો.

તીમૂરના ભયંકર આક્રમણથી ઉત્તર ભારતમાં નિરાધાર બનેલા લોકોનાં ટોળાં નાસીને ગુજરાતમાં આવ્યાં. ઝફરખાને તેમને બને તેટલી સહાય આપી. એ વખતે દિલ્હી સલ્તનતના તખ્ત ઉપર સુલતાન નાસિરુદ્દીન મહમૂદશાહ (ઈ.સ. ૧૩૯૪ - ૧૪૧૨) હતો તે પણ ગુજરાત તરફ નાસી આવ્યો. ઝફરખાને અણહિલવાડ પાટણમાં તેનો યોગ્ય સત્કાર કર્યો. સુલતાનનો ઇરાદો તેની મદદથી ગુજરાતમાંથી લશ્કર એકત્ર કરી દિલ્હી ઉપર પોતાનો કબજો ફરીથી સ્થાપિત કરવાનો હતો. એ કાર્ય ઝફરખાનને શક્ય લાગ્યું નહિ. તેથી તેણે તેને તે કાર્યમાં સહકાર આપવાનો નકાર સંભળાવ્યો, જેથી તે નિરાશ થઈ માળવા તરફ નીકળી ગયો.

તીમૂર લંગ જેટલી ઝડપથી દિલ્હીમાં આવ્યો હતો તેટલી જ ઝડપથી ત્યાંથી પાછો ફર્યો. તેના આક્રમણને પરિણામે સલ્તનતની બચેલી સત્તા પણ વધારે બગડી ગઈ અને હિંદુસ્તાનમાં ભય અને ત્રાસનું વાતાવરણ ફેલાઈ ગયું.



૧. પ્રો. અબૂ ઝફર નદ્‌વી, 'રણમલછંદ—એક અધ્યયન', Rasmala, Vol. I, pp. 310—11.

**ઈડર ઉપર ઝફરખાનનું ફરીથી આક્રમણ**

ઈ.સ. ૧૪૦૦માં ઝફરખાને ત્રીજી વાર ઈડર ઉપર આક્રમણ કર્યું અને રાવે તેનો ખરાખર સામનો કર્યો, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ, જેથી તે વીસનગર તરફ નાસી ગયો. ઝફરખાને ઈડરમાંનાં હિંદુ મંદિરોનો નાશ કર્યો અને કિલ્લાના રક્ષણાર્થે ત્યાં તેણે એક ફોજ મૂકી. પરંતુ એ સ્થિતિ લાંબો સમય ચાલુ રહી શકી હોય એમ જણાતું નથી; કારણ કે તે પછી ઈડર રાવના કબજામાં ફરીથી હોવાનું ઈતિહાસોમાંથી જાણવા મળે છે.

**સોમનાથ અને દીવની લડાઈ**

ઈડરની છેલ્લી લડાઈ પછી બીજે વરસે એટલે કે હિ.સ. ૮૦૪ (ઈ.સ. ૧૪૦૧--૦૨)માં સોમનાથના હિંદુઓએ[1] ફરીથી મૂર્તિપૂજા શરૂ કરી હોવાના સમાચાર ઝફરખાનને મળ્યા, તેથી એક ફોજ આગળ રવાના કરીને તેની પાછળ તે પોતે પણ ગયો. સોમનાથ નજીક હિંદુઓએ તેની ફોજનો સામનો કર્યો, પરંતુ તેઓ ઝફરખાનની ફોજ સામે ટકી શકયા નહિ જેથી તેઓ દીવ તરફ નાસી છૂટયા. ઝફરખાને તેમનો પીછો કર્યો અને જેઓ પકડાયા તેઓમાંથી ઘણાની કતલ કરી. તેણે તેમના સેનાપતિને પકડી હાથીના પગ નીચે કચડાવી નાખ્યો. તે પછી દીવમાંના મંદિરને તોડાવી નાખી તેના સ્થાને તેણે મસ્જિદ ચણાવી અને ત્યાં કાઝી, મુફતી અને મુલ્લાની નિમણૂક કરી. ત્યાં રક્ષણાર્થે એક ફોજ મૂકી તે અણહિલવાડ પાટણમાં પરત આવી પહોંચ્યો.

**દિલ્હી સાથેનો ગુજરાતનો તૂટેલો રાજકીય સંબંધ**

તીમૂર લંગના દિલ્હી છોડયા પછી પાંગળી બનેલી સત્તાને લઈને દેશમાં અંધાધૂંધી અને અવ્યવસ્થા વ્યાપ્યાં હતાં. એ તકનો લાભ લઈને પ્રદેશોના હાકેમો સ્વતંત્ર બન્યા અને ગુજરાતના નાઝિમ ઝફરખાને પણ પ્રદેશમાં સ્વતંત્ર શાસન શરૂ કર્યું. પરિણામે દિલ્હી અને ગુજરાત વચ્ચેનો રાજકીય સંબંધ તૂટયો અને સ્વતંત્ર સલ્તનત સ્થપાઈ.

---

૧. તારીખે મહમૂદશાહી, પૃ. ૬૨--૬૩, સિકંદર બિન મોહમ્મદ મન્જહુ, મિરૂઆતે સિકંદરી, પૃ. ૧૭--૧૮, 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૮૯--૯૦.

# પ્રકરણ ૬

# ઝફરખાન ગુજરાતનો પ્રથમ સ્વતંત્ર સુલતાન

## ઝફરખાનનું પૂર્વ જીવન

સુલતાન ફીરોઝશાહ તુગલુક (ઈ.સ. ૧૩૫૧--૧૩૮૮) શાહજાદો હતો ત્યારે એક વખત શિકારના ઈરાદે દક્ષિણ પંજાબમાં આવેલા થાણેશ્વર[૧] બાજુએ નીકળી ગયો. તે દરમિયાન તે પોતાના સૈનિકોથી વિખૂટો પડી ગયો અને એક ગામની નજીકમાં સાયંકાળ થઈ જતાં કેટલાક જમીનદારો બેસીને આરામથી ગપ્પાં મારી રહ્યા હતા ત્યાં પહોંચ્યો. તે લોકોને જોઈ તે ઘોડા ઉપરથી નીચે ઊતર્યો અને તેમની સાથે વાતો કરવા લાગ્યો. તે જમીનદારોમાં એક કાબેલ શખ્સ હતો. તેને આ નવા આવી પહોંચેલા અજાણ્યા પુરુષના ચહેરા ઉપર શાહી નૂર ચમકતું લાગ્યું. તેણે ત્યાં હાજર શખ્સોને આ બાબતનો ખ્યાલ આપ્યો. તેઓમાં બે ભાઈઓ હતા. તેઓ પૈકી એકનું નામ સાધુ હતું અને બીજાનું નામ સધારન[૨]. તેમની ત્યાંના લોકોમાં ભારે પ્રતિષ્ઠા હતી. તેઓ ટાંક જાતિના રજપૂત (ક્ષત્રિય) હતા. તેમની એક જ બૂમથી હજારો ઘોડેસવારો અને અન્ય લોકોની ઠઠ ત્યાં જામી ગઈ. તેમણે શાહજાદાને પગે પડી તેમના ઘરમાં રાતવાસો રહેવાની વિનંતી કરી. તેમના આગ્રહને વશ થઈ શાહજાદો તેમની સાથે તેમને ઘેર ગયો.

સાધુની સ્ત્રી ઘણી ચાલાક હતી.[૩] તે સમજી કે માણસને ઓળખ્યા વિના તેના ઉપર વિશ્વાસ મૂકવો યોગ્ય નથી. તેણે તેની પાસેથી તેના વિશેની સીધી

---

૧. મિરૂઆતે સિકંદરી(પૃ. ૭, વડોદરા)માં થાણેશ્વર છે. કેટલાક ગ્રંથોમાં આ બનાવ ગુજરાતના ઠાસરા પાસે બન્યો હોવાનું જણાવવામાં આવ્યું છે અને મુઝફ્ફરશાહ સાથે 'ગુજરાતી' પણ લખવામાં આવ્યું છે, પરંતુ એમાં કંઈ તથ્ય જણાતું નથી. હિંદુસ્તાનના અન્ય પ્રાદેશિક સુલતાનોથી એને જુદો પાડવા 'ગુજરાતી' શબ્દનો ઉપયોગ ઇતિહાસકારે કર્યો હશે એમ પણ સંભવે છે.

૨. મૂળ નામ સધારન કે સહારન હતું. તેમના બાપનું નામ હરપાળ હતું (મિરૂઆતે સિકંદરી, પૃ. ૫, વડોદરા).



૩. મિરૂઆતે સિકંદરી, પૃ. ૭-૧૦, વડોદરા.

માહિતી ન માગી. પણ ફીરોઝે તેની નાની બહેન તરફ કંઈક વલણ બતાવ્યું, તેથી રાત્રે ભોજન કર્યા બાદ તે બંને ભાઈઓએ નાની ખૂબસૂરત બહેનને તેમણે શાહજાદા પાસે શરાબથી છલોછલ ભરેલો જામ લઈને મોકલવાની વ્યવસ્થા કરી અને આમ વધારે પડતો શરાબ પીવડાવી તેને મસ્ત કરી નાખ્યો અને તેની એવી અવસ્થામાં તે શાહજાદો ફીરોઝ હતો એમ જાણી લીધું. તે પછી તે બહેનને તેની વેરે પરણાવવાની વ્યવસ્થા કરવાની તેમણે કબૂલાત આપી. બીજે દિવસે સવારે સૈનિકો શાહજાદાની શોધમાં ત્યાં આવી પહોંચ્યા અને સાધુ તથા સધારન તેમ જ તેમની બહેન તેની સાથે દિલ્હી પાયતખ્ત તરફ રવાના થયાં. સાધુ અને સધારન ત્યાં રહ્યાં. તે પછી શાહજાદો ફીરોઝ તખ્તનશીન થયો અને તે બંને ભાઈઓએ ઈસ્લામ સ્વીકાર્યો ત્યારે સાધુને શમશેરખાનનો અને સધારનને વજીહુલ્ મુલ્કનો ખિતાબ તેણે એનાયત કર્યો. આ રીતે દિલ્હીના દરબારમાં એ બન્ને ભાઈઓ માનીતા અમીરો બન્યા. ઝફરખાન આ સધારન(એટલે કે વજીહુલ્ મુલ્ક)નો પુત્ર થતો હતો.

બન્યું હતું એવું[૧] કે હજરત મખદૂમ સૈયદ જલાલુદ્દીન જહાનિયાં જહાંગશી ઉર્ફે સૈયદ જલાલુદ્દીન બુખારી (જ.ઈ.સ. ૧૩૦૮: મૃ.ઈ.સ. ૧૩૮૪)[૨] નામના સૂફીને સુલતાન ફીરોઝશાહ ઘણું માન આપતો હતો. તેથી વજીહુલ્ મુલ્ક અને શમશેરખાન તેમના મુરીદ થયા હતા. એક વખત હજરત મખદૂમ જહાનિયાં જહાંગશીની ખાનકાહમાં ફકીરો જમા થયા. તે સમયે ભોજનની વ્યવસ્થા ન હતી. વજીહુલ્ મુલ્કના પુત્ર ઝફરખાન પણ તે સંતનો મુરીદ હતો તેને આ ખબર થઈ. તેણે તરત જ ભોજન અને મીઠાઈ પોતાના મકાનમાંથી તથા બજારમાંથી મેળવીને ત્યાં પહોંચાડયાં. ફકીરો તે ધરાઈને જમ્યા અને આનંદમાં આવી જઈ 'અલ્લાહો અકબર'નો[૩] નારો બુલંદ કર્યો. તેનો અવાજ તે સૂફીના કાન ઉપર પહોંચ્યો ત્યારે તેમણે તે અંગે પૂછપરછ કરી. ખાનકાહમાંના કર્મચારીઓએ બનેલી વાત કહી સંભળાવી ત્યારે હજરત બોલ્યા "એ કાર્યના બદલારૂપે હે ઝફરખાન, ગુજરાતના આખા પ્રદેશની હકૂમત તારા નામે બક્ષિસ કરવામાં આવી છે." ખુશીઆનંદ સાથે ઝફરખાન પોતાના મકાન ઉપર પહોંચ્યો અને પોતાની પત્નીને તે સર્વ વિગત કહી સંભળાવી. તેણીએ કહ્યું કે "તમારી વય મોટી થઈ ગઈ છે.

---

૧. મિરૂઆતે સિકંદરી, પૃ. ૧૦-૧૨ (વડોદરા).

૨. એ બુખારાના મશહુર સૈયદ હતા. તેમણે પંજાબમાં વસવાટ કર્યો હતો. તેમનો મકબરો સતલજ નદીને કિનારે ઉચ્છમાં છે.



૩. અર્થાત્ 'અલ્લાહ સૌથી મહાન' છે. એ વચન આશ્ચર્યચકિત થઈ આનંદ પ્રદર્શિત કરવા વપરાય છે.

ગુજરાતની હકૂમત હાથ આવશે તોપણ તે કેટલો સમય ચાલુ રહેશે? તેથી તમો પાછા જાઓ અને હજરતને વિનંતી કરો કે એ હકૂમત વંશપરંપરા રહે એવું કરો. તમારા ઉપર તેમની મહેરબાની ઊતરી છે, તેથી જે કંઈ વિનંતી તમો કરશો તે તેઓ મંજૂર રાખશે." આથી ઝફરખાન વિવિધ અત્તરો, સુગંધી ફૂલો, સુંદર પાન અને ઉમદા ફળો લઈને હજરતની ખિદમતમાં હાજર થયો અને તેઓશ્રી આગળ તે ચીજો ધરી ત્યારે તેઓશ્રી બોલ્યા કે "આનંદદાયક સમયે તમો ખુશબો લાવ્યા છો." તેઓશ્રી આગળ ખજૂરથી ભરેલો થાળ હતો તેમાંથી એક મૂઠી ભરીને ઝફરખાનને આપી કે આ ખજૂરની જેટલી સંખ્યા છે તેટલા તમારા વંશજો ગુજરાતના પ્રદેશની હકૂમત અને સલ્તનત સાથે સંકળાયેલા રહેશે.[1]

આગાઉ આવી ગયેલી વિગતમાં જણાવ્યા મુજબ મલેક મુફર્રહ ફર્‌હતુલ્-મુલ્ક બંડખોર બની જઈને દિલ્હીથી તેને મોકલવામાં આવતાં ફરમાનોની અવગણના કરવા લાગ્યો હતો અને તેની આપખુદી ભરેલી કાર્યવાહીને લઈને ગુજરાતની મુસ્લિમ જનતા તેના પ્રત્યે નારાજ હતી, તેથી સુલતાન નાસિરુદ્દીન મોહમ્મદશાહ તુગલુકે (ઈ.સ. ૧૩૯૦-૧૩૯૪) ઈ.સ. ૧૩૯૧માં નાઝિમ નીમીને ઝફરખાનને ગુજરાતમાં મોકલ્યો હતો અને તેના પુત્ર તાતારખાનને પોતાના પુત્ર જેવો ગણીને દરબારમાં રાખ્યો હતો. પાછળથી તે સુલતાનનો માનીતો અમીર બની ગયો હતો. દિલ્હીની રાજકીય અંધાધૂંધી દરમિયાન દરેક શકિતશાળી અમીર તખ્ત મેળવવાની મહત્ત્વાકાંક્ષા સેવતો હતો. તાતારખાન પણ સુલતાનના ઉત્તરાધિકારી બાબતમાં કાવતરાં કરવા લાગ્યો હતો અને માંહોમાંહેના ફિસાદ ટંટા'માં મુખ્ય ભાગ ભજવી રહ્યો હતો. તે તીમૂર લંગના આક્રમણ (ઈ.સ. ૧૩૯૮) અગાઉ અસંતોષી અમીરોની ચઢવણીથી દિલ્હી સલ્તનતનું તખ્ત હાંસલ કરવાની લાલસા રાખી રહ્યો હતો. દિલ્હી સલ્તનતનો કબજો મેળવવાના ઈરાદાથી થાણેશ્વર અને પાણીપતમાંથી લશ્કર એકત્ર કરી તે સુલતાન નાસિરુદ્દીન મહમૂદશાહ તુગલુક-(ઈ.સ. ૧૩૯૪--૧૪૧૨)ના તે સમયના શકિતશાળી વજીર મલ્લૂ ઈકબાલખાન (મૃ. ઈ.સ. ૧૪૦૫) સામે યુદ્ધે ચઢયો હતો, પરંતુ તેમાં તે ફાવ્યો ન હતો. મલ્લૂ ઈકબાલખાને તેને દિલ્હીમાંથી નાસી છૂટવાની ફરજ પાડી હતી.

ઈ.સ. ૧૩૯૮ના ઑગસ્ટ--સપ્ટેમ્બરમાં ગુજરાતના તે સમયના પાટનગર અણહિલવાડ પાટણમાં આવ્યો અને તેના પિતા ઝફરખાનને દિલ્હી સલ્તનતમાં થયેલી અંધાધૂંધીથી વાકેફ કર્યો. તેમ કરીને તેણે ગુજરાતમાં એક બળવાન લશ્કર એકત્ર કરી દિલ્હી જીતી લેવાનો પોતાનો ઈરાદો તેની આગળ પ્રદર્શિત કર્યો.



---

૧. મિર્‌આતે સિકંદરી, પૃ. ૧૧ (વડોદરા).

પરંતુ ઝફરખાન તો દૂરંદેશી અને મુત્સદ્દી હોઈને ચાલુ રાજકીય પરિસ્થિતિ તેમ કરવા માટે પ્રતિકૂળ હોવાનું સમજતો હતો. તેથી તે પુત્ર તાતારખાનને એ બાબતમાં આગળ પગલાં ન ભરવા સમજાવી રહ્યો હતો, એટલામાં તીમૂરના આક્રમણની ખબર પણ આવી. જેને લઈને તાતારખાનને પોતાની યોજના પડતી મૂકવી પડી. તે પછી તે ગુજરાતમાં જ રહ્યો અને તે પછી ઝફરખાને ઈડર, સોમનાથ વગેરે ઉપર જે આક્રમણો કર્યાં તેમાં તેની સાથે તેને મદદ કરતો રહ્યો.

**તાતારખાન ગુજરાતનો પ્રથમ સુલતાન**

ઝફરખાનનો તેના પુત્ર તાતારખાન સાથે દિલ્હી ઉપર આક્રમણ કરી પોતાની સત્તા સ્થાપિત કરવાના ઈરાદા બાબતમાં મતભેદ ચાલ્યા કરતો હતો. અસંતોષી અમીરોની ચઢવણીને લઈને તેણે તેની મહત્ત્વાકાંક્ષાનો ત્યાં ત્યાગ કર્યો ન હતો અને હવે તેના નિશ્ચયે તીવ્ર સ્વરૂપ અખત્યાર કર્યું. ઈ.સ. ૧૪૦૩માં તેણે તેની એ યોજના અમલમાં મૂકવા દેવાની વિનંતી ફરીથી તેના પિતા ઝફરખાનને કરી અને તેને એમ પણ ખાતરી આપી કે દિલ્હીના લોકો તેને પોતાના શાસક તરીકે જરૂર જ સારી રીતે સ્વીકારશે.

લગભગ સાઠ વરસ જેટલી વય વટાવી ગયેલા રાજકારણમાં રીઢા અને અનુભવી ઝફરખાને એવું ખોટું સાહસ માથે વહોરવાની સંમતિ કેમે કરી તેને આપી નહિ. બુઢ્ઢો બાપ કોઈ પણ રીતે તેની મમતમાંથી ચલિત થાય એમ નથી એવું તાતારખાનને લાગ્યું ત્યારે થોડા સમય બાદ તેને જકડી લઈને આશાવળમાં કેદ કરાવી દીધો અને ત્યાં જ તે જ સાલે એટલે ઈ.સ. ૧૪૦૩ના ડિસેમ્બર કે ૧૪૦૪ના જાન્યુઆરીના અરસામાં નાસિરુદ્દુનિયા વદ્દીન (આ દુનિયા અને બીજી દુનિયાના સહાયક) મોહમ્મદશાહ એવો ખિતાબ ધારણ કરીને તખ્ત ઉપર બેઠો.[1] આમ થવાથી તેના બાપ ઝફરખાન ગુજરાતનો પ્રથમ સ્વતંત્ર શાસક

---

૧. મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૪૩. મિરઆતે સિકંદરી(પૃ. ૨૨, વડોદરા)ના કર્તાએ જણાવ્યું છે કે ઝફરખાને આશાવળમાં પોતાના પુત્ર તાતારખાનને તખ્ત ઉપર બેસાડ્યો અને તે પોતે નિવૃત્ત થયો; પરંતુ પાછળથી તે જ લખે છે કે ગુજરાતના લોકો એવું કહે છે કે ખોટા સલાહકારોના ચઢાવવાથી તાતારખાને તેના પિતાને કેદ કરી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી. અન્ય ઈતિહાસકારો પણ કેદ કર્યાની વાતને સમર્થન કરે છે. આમ છતાં યહ્યા સરહિંદી ('તારીખે મુબારકશાહી', પૃ. ૬૯–૭૦) અને મુલ્લા અબ્દુલબાકી નિહાવંદી ('મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૩૩) કહે છે કે ઝફરખાને સ્વેચ્છાએ તાતારખાનના હિતમાં તખ્તનો ત્યાગ કર્યો હતો.

અને એ ગુજરાતનો પ્રથમ સુલતાન ગણાયો. તે પછી એક દરબાર ભરી મિત્રો અને સાથીદારોને ભેટ-સોગાદ અને ખિલાત તેણે એનાયત કર્યાં. તેમાંથી ફારેગ થયા બાદ સૌપ્રથમ તેણે પોતાના કાકા શમ્સખાન દન્દાનીને[૧] નુસ્રખાનનો ખિતાબ એનાયત કરી (વકીલે મુત્લક કે વકીલુસ્ સલ્તનતનો નાયબ સુલતાન કે મુખ્ય વઝીર) નીમ્યો. તે પછી તેની મહત્ત્વાકાંક્ષા પૂરી કરવાના ઇરાદાથી તેણે દિલ્હી તરફ કૂચ કરવા માટે એક મહાન લશ્કર તૈયાર કર્યું અને રવાના થયો, એટલામાં ભરૂચની પૂર્વમાં રાજપીપળા પાસે આવેલા નાંદોદના હિંદુ ગોહિલ રાજા ગોમલસિંહજીને નસિયત કરવા તે તરફ તેને જવું પડયું. એનું કારણ એવું હતું કે રાજા ડુંગરાળ પ્રદેશને લઈને પોતાનું રાજ્ય સુરક્ષિત હોવાનું માની સુલતાનની સત્તા માન્ય રાખતો ન હતો. તેની સાથે લડી તેને સુલતાને શિકસ્ત આપી અને તેને શરણે આણી તેની પાસેથી ખંડણી ભરવાનું કબૂલાવ્યું. ત્યાંથી તે દિલ્હીની દિશામાં ફર્યો ત્યારે નર્મદા નદીના ઉત્તરકાંઠા ઉપર આવેલા સીનોરમાં તેણે પડાવ નાખ્યો. પહાડો અને જંગલોમાંની ખરાબ આબોહવાને લઈને તેની તબિયત બગડી ગઈ અને ત્યાં જ તે ગુજરી ગયો.

આમ તેના એકાએક થયેલા અવસાનના કારણ બાબતમાં કેટલાક ઇતિહાસકારો કહે છે કે તેને શરાબની એવી તો લત હતી કે તખ્તનશીની પછી બે મહિના અને થોડા જ દિવસમાં તે તેનો ભોગ બન્યો[૨] અને કેટલાક ઇતિહાસકારો એવું માને છે કે ઝફરખાનના નાના ભાઈ શમ્સખાન દન્દાની જેને તાતારખાને તેનો મુખ્ય વઝીર નીમ્યો હતો તેની પાસે ઝફરખાને છૂપી રીતે પોતાનો ખાસ વિશ્વાસુ માણસ મોકલી તેની મારફત તેની ખરાબ કેદી હાલત બાબતમાં વાકેફ કર્યો અને અલ્લાહને ખાતર નાલાયક તાતારખાનને ખતમ કરી દુનિયાને પાક કરવાને અને પોતાને તેની પકડમાંથી મુક્ત કરવાને વિનંતી કરી.[૩] શમ્સખાને ઝફરખાનની એ ઇચ્છાની ખાતરી કરી લઈને સીનોરમાં શરાબમાં ઝેર આપાવી તાતારખાનને મરાવી નાખ્યો. તે પછી આશાવળ પહોંચી વડીલ બંધુ ઝફરખાનને કેદમાંથી મુક્ત કર્યો (ઈ.સ. ૧૪૦૪, ફેબ્રુઆરી--માર્ચ).

૧. 'દન્દાન' એટલે દાંત. તેના આગલા દાંત બહાર પડતા દેખાતા હોવાથી તે આ નામથી ઓળખાયો હતો.

૨. યહ્યા સરહિંદી, 'તારીખે મુબારકશાહી', પૃ. ૭૦--૭૨; ખાજા નિઝામુદ્દીન અહમદ, 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૮૪.



૩. મિરઆતે સિકંદરી, પૃ. ૨૩; તારીખે ફિરિશ્તા, ભા. ૨, પૃ. ૨૮૪-૮૫, તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૨; બુરહાને મઆસિર, પૃ. ૧--૨; યહ્યા સરહિંદી, 'તારીખે મુબારકશાહી', પૃ. ૧૧૬.

આમ ગુજરાતી સલ્તનતનો પાયો બાપ--દીકરા વચ્ચેના વૈમનસ્ય અને કાવાદાવા ઉપર, તાતારખાનના લોહી અને ઝફરખાનના આંસુ વડે ચણાયો હતો.

**ઝફરખાન સુલતાન તરીકે (ઈ.સ. ૧૪૦૭–૧૧)**

લાચાર અવસ્થામાં આવી જઈ ઝફરખાને પુત્રને મરાવી તો નાખ્યો, પરંતુ તે પછી જીવનની છેલ્લી ઘડી સુધી તેની આંખોમાંથી રૂદનનાં આંસુ કદી સુકાયાં નહિ.[૧]

તાતારખાનના અવસાન બાદ ત્રણ વરસ અને સાત મહિનાનો સમય (ઈ.સ. ૧૪૦૪--૧૪૦૭) શોકમાં ગાળ્યા[૨] પછી અમીરો, સરદારો અને સિપાહ-સાલારોના સતત આગ્રહ અને વિનંતીને વશ થઈ ઈ.સ. ૧૪૦૭માં[૩] ઝફરખાને મુઝફ્ફરશાહ ખિતાબ અપનાવી વીરપુર[૪] મુકામે શાસનની કામગીરી પોતે સંભાળી અને શાહી નિશાનો ધારણ કરી પોતાના નામના સિક્કા પડાવ્યા.

તે પછી તેણે તાતારખાનના પુત્ર અહમદખાનને પોતાનો વલી અહદ (રાજ્ય-વારસ) નીમ્યો અને તેને રાજ્યવહીવટની તાલીમ આપવા માંડી.

**સુલતાન મુઝફ્ફરશાહની માળવા ઉપર ચડાઈ અને તેનું પરિણામ**

ગુજરાતમાં આ બન્યું તે દરમિયાન માળવાના સુલતાન દિલાવરખાન (ઈ.સ. ૧૪૦૧--૧૪૦૫)ને તેના શાહજાદા અલ્પખાને ઝેર આપાવી મરાવી નંખાવ્યો હતો અને તે પોતે હૂશંગશાહ ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો હતો. એ દિલાવરખાન ઝફરખાન(સુલતાન મુઝફ્ફરશાહ)નો મિત્ર હતો. તેથી આવા સમાચાર તેને તખ્તનશીની બાદ મળ્યા એટલે તરત જ (ઈ.સ. ૧૪૦૭ના સપ્ટેમ્બર--ઑક્ટોબરમાં) તેણે એક મહાન લશ્કર લઈ માળવાના પાયતખ્ત ધારા[૫]

૧. મિરૂઆતે સિકંદરી, પૃ. ૨૪ (વડોદરા).

૨. Sir Wolseley Haig, 'The Cambridge History of India', Vol. III, p. 295.

૩. તવારીખે મુબારકશાહી, પૃ. ૮૧--૮૨; તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૯૪--૯૫; મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૪૪.

૪. મિરૂઆતે અહમદી(ભા. ૧, પૃ. ૪૪)માં શેરપુર છે, પરંતુ તે સાચું જણાતું નથી.



૫. માળવાની મૂળ રાજધાની ધારા (વર્તમાન ધાર) હતી અને તે પછી માંડવગઢ(વર્તમાન માંડૂ)માં તે સુલતાન હૂશંગશાહ ગોરી(ઈ.સ. ૧૪૦૫-૧૪૩૫)એ ખસેડી હતી.

ઉપર ચડાઈ કરી. સુલતાન હૂશંગશાહ તેનો સામનો કરવાને તૈયાર થઈ ગયો હતો. બંને લશ્કરો વચ્ચે લડાઈ જામી. તેમાંથી સુલતાન હૂશંગશાહ નાસી છૂટી ધારાના કિલ્લામાં ધૂસી જઈ આશ્રય લીધો. સુલતાન મુઝફ્ફરશાહે ઘેરો નાખી તેને તંગ કરી દીધો, જેથી તેને શરણે આવવાની ફરજ પડી. તેને તથા તેના વફાદાર અમીરોને કેદ કરવામાં આવ્યા. તે પછી સુલતાન મુઝફ્ફરશાહે પોતાના ભાઈ શમ્સખાન દન્દાની(નુસ્રતખાન)ને ત્યાંનો શાસક નીમ્યો અને તે પોતે આશાવળમાં આવ્યો ત્યારે પોતાના પૌત્ર અહમદખાનને પોતાની પાસે બોલાવી તેને સુલતાન હૂશંગશાહને કોઈક કિલ્લામાં કેદ કરી દેવાની કામગીરી સોંપી. એ પછી માળવામાં સુલતાન મુઝફ્ફરશાહના નામના ખુતબા અને સિક્કા ચાલુ થયા. પરંતુ શમ્સખાને તેના કાચા અનુભવને લઈને ત્યાંની રૈયત ઉપર ભારે કરો નાખ્યા અને એવો તો કેર વર્તાવ્યો કે લોકો તેને નફરત અને ધિક્કારની નજરથી જોવા લાગ્યા. અંતે તેમણે બળવો કર્યો અને લશ્કરોએ પણ તંગ આવી જઈને તેને ધારાના કિલ્લામાંથી અને આગળ વધી માળવાની હદમાંથી બહાર તગેડી મૂક્યો. તે પછી તેમણે મૂસાખાન નામના સુલતાન હૂશંગશાહના પિતરાઈ ભાઈને પોતાનો સુલતાન બનાવ્યો. થોડા જ સમય બાદ વલી અહદ અહમદખાન મારફત સુલતાન હૂશંગશાહની અરજી સુલતાન મુઝફ્ફરશાહ ઉપર આવી. તેમાં તેણે જણાવ્યું કે "મૂસાખાને માળવામાંથી શાહી હાકેમોને બરતરફ કરી બંડ કર્યું છે અને ખુદ-મુખ્તાર હોવાનો દાવો કર્યો છે. જો મને માફી આપી મદદ કરવામાં આવે તો આપની સત્તા નીચે માળવા રહેશે અને હું આપના એહસાનની કેદમાં જીવન-પર્યંત રહીશ." સુલતાન મુઝફ્ફરશાહે નુસ્રતખાનની નાલાયકી અને પ્રદેશનું હિત ધ્યાનમાં લઈ સુલતાન હૂશંગશાહની વિનંતી માન્ય રાખી (ઈ.સ. ૧૪૦૯માં) તેને મુક્ત કર્યો અને શાહી નિશાનો તથા ખિલાત વગેરે એનાયત કરી વલી અહદ અહમદખાનની સિપાહસાલારી નીચે એક મહાન ફોજ સાથે તેને માળવા તરફ વિદાય કર્યો. પોતાને મળેલા માર્ગદર્શન મુજબ અહમદખાને માળવાના અનેક જિલ્લા ત્યાંના અમીરો પાસેથી જીતી લઈ સુલતાન હૂશંગશાહને સોંપ્યા અને ધારાની હકૂમત અને ત્યાંનો કિલ્લો તેને હવાલે કરી દોહદ (વર્તમાન દાહોદ) થઈ સફળતાપૂર્વક પોતાને સોંપેલી કામગીરી અદા કરી આણહિલવાડ પાટણમાં પરત આવ્યો.



### કંથકોટમાં રજપૂતોનો બળવો

તે જ સાલે કચ્છથી પૂર્વમાં વાગડમાં આવેલા કંથકોટના માથાભારે રજપૂતોએ બળવો કર્યો. સુલતાન મુઝફ્ફરશાહે એક મોટું લશ્કર અમીર ખુદાવંદ-

ખાનની સરદારી નીચે તે તરફ રવાના કર્યું. અમીર ઝડપભેર ત્યાં પહોંચ્યો અને બંડખોરોને વશ કરી કે વેરવિખેર કરી પાટનગરમાં પાછો ફર્યો.

### સુલતાન મુઝફ્ફરશાહનું અવસાન

વૃદ્ધાવસ્થાની વિવિધ પ્રકારની નબળાઈઓને લઈને રાજ્યવહીવટ કરવામાં અશક્ત થતાં સુલતાન મુઝફ્ફરશાહે અગાઉથી વલી અહદ તરીકે નીમી રાખેલા પોતાના પૌત્ર અહમદખાનને રાજવહીવટની કામગીરી તે સોંપતો રહેતો હતો. ઈ.સ. ૧૪૧૦માં[૧] નાસિરુદ્દીન અહમદશાહ ખિતાબ સાથે તેણે તેને તખ્ત ઉપર બેસાડચો અને પોતે નિવૃત્ત થયો.[૨] તે પછી પાંચ મહિના અને તેર દિવસ બાદ તે ગુજરી ગયો. એ મૃત્યુ બાબતમાં 'મિરૂઆતે સિકંદરી'નો કર્તા[૩] 'તારીખે બહાદુરશાહી'નો આધાર ટાંકી જણાવે છે કે સુલતાન મુઝફ્ફરશાહે આશાવળમાં કોળી લોકોએ કરેલા બંડને સમાવી દેવા વલી અહદ અહમદખાનને એક ફોજ આપી મોકલ્યો. અણહિલવાડ પાટણની બહાર જઈને અહમદખાને માનસરોવર નજીક છાવણી નાખી. તે વખતે ઓગણીસ વરસના એ શાહજાદાને સત્તા મેળવવા અધીરાઈ થઈ આવતાં ત્યાં તેણે ઉલમાઓની મજલિસ ભરી અને તેમાં તેમને તેણે પ્રશ્ન કર્યો કે "જો કોઈ એક શખ્સ બીજાના બાપને અન્યાયી રીતે મારી નંખાવે તો મરનારના પુત્રે તેના બાપના મૃત્યુનું વેર લેવું કાયદેસર છે કે નહિ?" ઉલમાઓએ હકારમાં ફતવો[૪] આપ્યો. તે અહમદખાને તેમની પાસેથી લખાવી લીધો. તે પછી તે પાટનગરમાં આવ્યો અને તેના દાદા મુઝફ્ફરશાહને પકડી ઝેર[૫]નો

---

૧. મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૨૪; 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૯૪--૯૫; તારીખે ફિરિશ્તા, જિલ્દ ૨, પૃ. ૧૩૪ (લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ).

૨. તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૯૪--૯૫; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૩૪.

૩. મિરૂઆતે સિકંદરી, પૃ. ૨૭ (વડોદરા).

૪. મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૪૫.

૫. મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૪૫; 'તબકાતે અકબરી'માં ઝેર આપ્યાની બાબત નથી. મિરૂઆતે સિકંદરીમાં કેટલીક જગાએ કલ્પિત વાતો પણ છે. તે રીતનું પણ એ હોય એમ સંભવે છે. 'તારીખે ફિરિશ્તા'માં જણાવવામાં આવ્યું છે કે સખત બીમારી ભોગવ્યા બાદ તેના પૌત્રના હિતમાં તખ્તનો તેણે ત્યાગ કર્યો અને થોડા જ મહિનામાં શાંતિથી તેણે દેહત્યાગ કર્યો.

પ્યાલો પી જવાની તેણે ફરજ પાડી. તેને લીધે તેનું અવસાન થયું. તેની દફન-ક્રિયા પાટણમાં કરવામાં આવી (ઈ.સ. ૧૪૧૧)[૧].

## સુલતાન મુઝફ્ફરશાહનું મૂલ્યાંકન

સુલતાન મુઝફ્ફરશાહ દૂરંદેશી, દૃઢનિશ્ચયી અને કાબેલ રાજનીતિજ્ઞ હતો. તેનામાં સલ્તનતના મૂળ સ્થાપક તરીકેના સર્વ ગુણો હતા. સંજોગો અનુસાર તે સંયમી રહી શકતો હતો, જેને લઈને જ તાતારખાનની અયોગ્ય મહત્ત્વાકાંક્ષા ઉપર તેણે બરાબર અંકુશ રાખ્યો હતો. બન્યું ત્યાં સુધી પોતાની ફરજ સમજી તે દિલ્હી સલ્તનતને વફાદાર રહ્યો અને મુશ્કેલીમાં પણ મદદ કરવા તે દિલ્હી તરફ એક વખત રવાના થયો હતો. તે સત્તાલોભી ન હતો. તખ્તનો હકદાર હતો છતાં તાતારખાનના મૃત્યુ પછી તખ્ત ઉપર બેસવાની તેની ઇચ્છા ન હતી. તેણે માળવા, ખાનદેશ, બહમની વગેરે રાજ્યો સાથે જે પ્રકારની નીતિ આરંભમાં અપનાવી હતી તેવી જ અંત સુધી ચાલુ રાખી હતી. તેની મજહબી નીતિ ઉપર તેના યુગની અસર હતી. છતાં તે બાબતમાં તેને ઝનૂની ન ગણી શકાય. તે દરેક બાબતમાં રાજકીય તત્ત્વને વિશેષ પ્રાધાન્ય આપતો હતો. તે સૂફી સંતોની નિષ્ઠાપૂર્વક ખિદમત કરતો હતો. તેણે ગુજરાત પ્રદેશનો વહીવટ સુંદર રીતે ચલાવ્યો હતો. તેના સમયમાં ચોરડાકુનો ઉપદ્રવ આ પ્રદેશમાં બિલકુલ રહ્યો ન હતો. તેણે માળવા અને બુરહાનપુરનાં પાડોશી મુસ્લિમ રાજ્યોને નમાવ્યાં હતાં અને પ્રદેશની અંદરનાં તેમ જ બહારનાં રાજ્યોએ તેની સર્વોપરીતાનો સ્વીકાર કર્યો હતો.

---

૧. મિરૂઆતે સિકંદરી(પૃ. ૨૮)માં તારીખે બહાદુરશાહીના આધારે હિ. સ. ૮૧૩ના સફર મહિનાની આખરે (એટલે કે ઈ.સ. ૧૪૧૦ના જૂન મહિનામાં) એ બનાવ બન્યો હોવાનું જણાવવામાં આવેલું છે. 'મિરૂઆતે અહમદી' (ભા. ૧, પૃ. ૪૫)માં પણ એ જ સાલ છે. 'તારીખે ફિરિશ્તા'માં હિ. સ. ૮૧૪ની રબીઉલ અવ્વલ મહિનાની છઠ્ઠી (એટલે કે ઈ.સ. ૧૪૧૧ના જુલાઈની ૨૮મી) છે. તબકાતે અકબરીમાં મિરૂઆતે સિકંદરી મુજબ જ છે.

# પ્રકરણ ૭

## સુલતાન અહમદશાહ

(ઈ.સ. ૧૪૧૧--૧૪૪૨)

ઓગણીસ વરસની કાચી વયે અહમદખાન નાસિરુદ્દુનિયા વદ્દીન અબૂલફત્હ અહમદશાહ ખિતાબથી તખ્તનશીન થયો.

### સુલતાનના કાકા ફીરોઝખાનનો બળવો

સુલતાન મુઝફ્ફરશાહે પોતાના પુત્રોના હકની અવગણના કરીને આ પૌત્રને તખ્ત સોંપ્યું હતું, તેથી ફીરોઝખાન, હૈબતખાન, સઆદતખાન અને શેરખાન નામના તેના ચાર પુત્રો (એટલે કે સુલતાન અહમદશાહના ચાર કાકાઓ) અને અન્ય પૌત્રો બળવો કરે એ તે જમાનામાં સ્વાભાવિક હતું. તેઓ શાંતિપૂર્વક પોતાનો અધિકાર તજી દે તેવું રાજકીય વાતાવરણ પણ તે સમયે ન હતું. કાકાઓ પૈકીનો સૌથી મોટો ફીરોઝખાન હતો. તે વડોદરાનો હાકેમ હતો. તેણે તથા તેના પુત્ર મોદૂદે બળવો કરવાને કાવતરું રચવામાં આગળ પડતો ભાગ લીધો. તેમને કેટલાક અમીરોએ સાથ આપ્યો. જેઓમાં જીવણદાસ ખત્રી અને પ્રયાગદાસ નામના બે હિંદુ સરદારો[1] પણ હતા. માળવાનો સુલતાન હૂશંગશાહ આંતરિક રીતે સુલતાન અહમદશાહની મુશ્કેલીઓનો લાભ લેવા તલપાપડ હતો. તેથી કેટલાક આધાર મુજબ સુલતાન અહમદશાહે તેને પોતાની કુમકે બોલાવ્યો ત્યારે તેણે તેની વિનંતીની અવગણના કરી અને કેટલાક આધાર મુજબ બળવાખોરોએ સૌ સાથે મળીને તેને એટલે કે હૂશંગશાહને દર કૂચે મોટી રકમ ખર્ચ પેટે આપવાની કબૂલાત કરીને પોતાની મદદે બોલાવ્યો. તદુપરાંત તેઓએ ગુજરાતના જમીનદારોને ઘોડા ભેટ મોકલીને પોતાની સાથે સુલતાન અહમદશાહ સામે લડવાને જોડાવાને પેગામ પાઠવ્યા. ફીરોઝખાને એ બળવાની નેતાગીરી લીધી અને તેણે જીવણદાસને પોતાનો વજીર નીમ્યો. તે સર્વેએ સાથે મળીને એક લશ્કર ભેગું કર્યું અને તે લઈ તેમણે ખંભાત તરફ કૂચ કરી. તે પછી ભરૂચ તરફ તેઓ આગળ વધ્યા.



૧. મિરૂઆતે સિકંદરી, પૃ. ૩૦ (વડોદરા); તબકાતે અકબરી, ભા. ૩; પૃ. ૯૫ અને તારીખે ફિરિશ્તા, ભા. ૨, પૃ. ૩૫૮(મુંબઈ)માં પ્રયાગદાસને બદલે વિનાયકદાસનું નામ છે.

જીવણદાસ ખત્રીએ તે બાદ તમામ અમીરોને એકત્ર કરી તેમની આગળ તેણે પ્રથમ પાટનગર અણહિલવાડ પાટણ ઉપર આક્રમણ કરવું એવો વિચાર પ્રદર્શિત કર્યો. ત્યારે જવાબમાં તેમણે કહ્યું કે સુલતાન અહમદશાહની ફોજનો સામનો કરવો મુશ્કેલ છે, તેથી તેની સાથે સુલેહ કરી લેવી એ જ યોગ્ય માર્ગ છે. આ રીતે માંહોમાંહેના વિચારોમાં મતભેદ પડ્યો અને ઝઘડા થયા, જે લડાઈમાં પરિણમ્યા. તેમાં જીવણદાસ ખત્રી માર્યો ગયો.[1] કેટલાક અમીરો પોતાની ફોજો સાથે સુલતાનને મળી ગયા. આથી અમીરોનો સંઘ તૂટી ગયો. આમ છતાં ફીરોઝખાને ભરૂચ તરફની કૂચ ચાલુ રાખી. સુલતાન અહમદશાહ પણ તે દિશામાં આગળ વધ્યો. ભરૂચ પહોંચી ત્યાંના કિલ્લાને તેણે ઘેરો ઘાલ્યો અને જે અમીરો અને બળવાખોરોનો ભરૂચના કિલ્લા ઉપર કબજો હતો તે તેમના ઉપર તેણે સમાધાનકારી પત્રો લખ્યા. તેને પરિણામે બળવાખોરો શરણે આવ્યા. તેમને માફી આપીને તેમના પ્રત્યે સુલતાને મહેરબાની દર્શાવી. તમામ બળવાખોર અમીરોને તેણે ખિલાત આપી વેરવૃત્તિ રાખ્યા વિના તેમને પોતપોતાની જાગીરમાં પાછા મોકલી આપ્યા. ફીરોઝખાનની જાગીર વડોદરામાં હતી. તે બદલી તેને નવસારીમાં આપી.

### સુલતાન હૂશંગશાહની નિરાશા

સુલતાન હૂશંગશાહ માટે એ બળવો નિરાશાજનક નીવડ્યો. બન્યું એવું કે સુલતાન પાટનગર પરત જવાની તૈયારી કરી રહ્યો હતો એટલામાં ખબર આવી કે માળવાના સુલતાન હૂશંગશાહને ફીરોઝખાને મદદ માટે બોલાવ્યો હતો, તેથી સુલતાન અહમદશાહની ઉત્તર ગુજરાતમાંની ગેરહાજરીનો લાભ લેવા વેરાન માર્ગો મારફત અણહિલવાડ પાટણ તરફ આવી તે પ્રદેશ ઉપર તેણે આક્રમણ કર્યું છે અને બહુધા ત્યાં લૂંટફાટ પણ કરી છે. સુલતાન અહમદશાહે અમીર ઈમાદુલ્-મુલ્કને એક ફોજ સાથે તેનો સામનો કરવા આગળ મોકલી તેની પાછળ તે પણ રવાના થયો. કૂચ ઉપર કૂચ કરતો ઈમાદુલ્ મુલ્ક સુલતાન હૂશંગશાહની નજીક પહોંચી ગયો. આથી સુલતાન હૂશંગશાહ ગભરાયો અને તરત જ પાછો ફરી પોતાના પ્રદેશ ભેગો થઈ ગયો.[2]

અમીર ઈમાદુલ્ મુલ્ક સુલતાન હૂશંગશાહની પાછળ પાછળ ઠેઠ ગુજરાતની સીમા સુધી ગયો અને ત્યાંથી પાછા ફરતાં જે રજપૂત જમીનદારોએ સુલતાન હૂશંગશાહને સાથ આપ્યો હતો તેમને પકડી સાથે લીધા અને સુલતાન આગળ હાજર કર્યા. સુલતાને તેમને યોગ્ય સજા કરી.



---

૧. મિરૂઆતે સિકંદરી, પૃ. ૯૬ (વડોદરા).

૨. તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૯૭.

**સુલતાને નાખેલો અમદાવાદનો પાયો**

તે પછી સુલતાન અહમદશાહે આશાવળ તરફ કૂચ કરી અને ત્યાં પહોંચી છાવણી નાખી થોડો સમય ત્યાં રહ્યો અને ત્યાં સાબરમતી નદીને પૂર્વ કિનારે સહેલ કરી અને શિકાર ખેલ્યા. ત્યાંની આબોહવા તેને ઘણી પસંદ પડી, તેથી ઈ.સ. ૧૪૧૧ના ફેબ્રુઆરીની ર૬મીએ પોતાના પીર હજરત શેખ અહમદ ખટ્ટૂ ગંજબક્ષની[૧] સલાહથી ત્યાં એક શહેરનો પાયો નાખ્યો અને તેનું નામ અહમદાબાદ (વર્તમાન અમદાવાદ) પોતાના પીરના અને પોતાના તથા અન્ય બે સૂફી સંતોના નામ ઉપરથી રાખ્યું.[૨]

**અમીરોનો ફરી બળવો**

અમદાવાદની સ્થાપનાની કાર્યવાહીમાંથી સુલતાન હજુ ફારેગ થયો ન હતો એટલામાં ફરીથી મુશ્કેલી ઉપસ્થિત થઈ. ઈ.સ. ૧૪૧૨માં રજપૂત રાજાઓનો સાથ અસંતુષ્ટ અમીરોએ મેળવ્યો. તેમાં વિશેષે કરીને સુલતાન અહમદશાહના દાદા સુલતાન મુઝફ્ફરશાહ(ઝફરખાન)ના પુરાણા સાથી મલેક બદ્રે આલા જેણે અગાઉ ફીરોઝખાનને મદદ કરી હતી તેણે આગેવાની લીધી.[૩] ફીરોઝખાન અને તેના ભાઈઓ ઈડરના રાવ રણમલને મળી ગયા. તે વખતે રાજા પાસે છ હજાર સૈનિકોનું સૈન્ય હતું. તેમણે તેને સ્વતંત્ર શાસન કરી આપવાનું વચન આપ્યું હતું. ઈડરથી થોડે છેટે આવેલા લશ્કરી મથક મોડાસાને બળવાખોરોએ પોતાનું કેન્દ્રસ્થળ રાખ્યું અને ત્યાં ફતહખાન સુલતાની, હસન સુલતાની અને અન્ય અમીરો ભેગા થયા.

---

૧. એમનો જન્મ ઈ.સ. ૧૩૩૭--૩૮ માં દિલ્હીમાં થયો હતો અને તેમનું અવસાન ઈ.સ. ૧૪૪૬માં અમદાવાદમાં થયું હતું. અમદાવાદથી નૈઋત્યમાં પાંચેક માઈલ ઉપર આવેલા સરખેજમાં એમનો રોજો છે.

૨. સુલતાનને અનુભવથી જણાયું કે પ્રદેશની કેન્દ્રમાં પાયતખ્ત હોય તો જ તેનું સંરક્ષણ સારી રીતે થઈ શકે એમ છે. એમ કરવાથી ઈડર, ચાંપાનેર, આશાવળ અને સોરઠના રાજાઓ ઉપર કાબૂ રાખવો સહેલો રહેશે.

તેણે મહાન અમીરો તથા પીરોની પણ એ બાબતમાં સલાહ લીધી હતી. હજરત શેખ અહમદ ખટ્ટૂએ પણ એ બાબતનું સમર્થન કર્યું. એનો પાયો નાખવામાં ભાગ લેનારા ચાર અહમદ હતા, જે પૈકી એક હજરત શેખ પોતે, બીજા તેમના ઉત્તરાધિકારી કાઝી અહમદ (જેમની કબર અણહિલવાડ પાટણમાં છે), ત્રીજા મલેક અહમદ (જેમની મઝાર કાળુપુર દરવાજા નજીક છે) અને ચોથો સુલતાન અહમદશાહ પોતે હતો.

૩. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૯૮.

ફીરોઝખાન અને તેનો ભાઈ હૈબતખાન ઈડર ગયા અને તેઓને મોડાસાના કિલ્લાના કિલ્લેદાર અમીર સૈયદ ઈબ્રાહીમ ઉર્ફે રુકનુદ્દીનખાન પણ આવી મળ્યો.[૧] મલેક બદ્રે અલા અને તેના સાથીદારો કિલ્લામાં પુરવઠો પૂરો પાડવાના કાર્યમાં રોકાયા અને ફીરોઝખાન અને હૈબતખાન ઈડરના રાવ રણમલ્લને લઈને મોડાસાથી પાંચ કોસ ઉપર આવેલા રંગપુરના રસ્તે ત્યાંના નાના કિલ્લાનો કબજો લેવા રવાના થયા.[૨]

### મોડાસાની લડાઈ

સુલતાન અહમદશાહને આ સમાચાર મળતાં વેંત તેણે એક લશ્કર તૈયાર કર્યું અને પ્રાંતિજ આવ્યો. ત્યાંથી તેણે તેના કાકા ફતહખાનને[૩] લશ્કર આપીને પશ્ચિમ તરફથી ઈડર ઉપર આક્રમણ કરવા રવાના કર્યો, પરંતુ તે પોતે જ અમીર સૈયદ ઈબ્રાહીમ ઉર્ફે રુકનુદ્દીનખાનની ઉશ્કેરણીથી બીજા ભાઈઓ સાથે મળી ગયો. આ સાંભળીને સુલતાને મોડાસા તરફ કૂચ કરી અને તેની નજીકમાં પહોંચી છાવણી નાખી.[૪] સૈયદ ઈબ્રાહીમ ઉર્ફે રુકનુદ્દીનખાન અને મલેક બદ્રે અલાએ મોડાસાની આસપાસ ઊંડી ખાઈ ખોદી નાખી હતી અને કિલ્લાના રક્ષણાર્થે મજબૂત તૈયારી કરી દીધી હતી. હવે બન્ને ફોજોની છાવણી સામસામી આવી ગઈ હતી.

### બંડખોરોએ કરેલો દગો

સુલતાન અહમદશાહ શાંતિપૂર્વક નિકાલ થાય એમ ઈચ્છતો હતો, કારણ કે મુસલમાનોનું લોહી રેડાય એ તેને લગારે ગમતું ન હતું. તદુપરાંત સામનો કરવાની પોતાની શકિત બાબતમાં પણ તેને સંદેહ હતો. તેથી અગાઉ ભરૂચમાં કર્યું હતું તેમ તેણે બળવાખોરોને શરણે આવવા પેગામ પાઠવ્યા. તે સર્વએ તેની અવગણના કરી. પરંતુ સુલતાનના ડરથી ગભરાઈ જઈને લડયા વિના સૈયદ ઈબ્રાહીમ ઉર્ફે રુકનુદ્દીનખાન, બદ્રે અલા વગેરે અમીરો કિલ્લામાં ભરાઈ ગયા. સુલતાને આગળ વધી કિલ્લાની આસપાસ ઘેરો નાખ્યો. છતાં ચાલુ ઘેરાએ તેણે ફરીથી સમજૂતી

---

૧. એજન.

૨. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૯૯; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૯ (વડોદરા).

૩. 'મિરૂઆતે સિકંદરી' (પૃ. ૩૮)માં એનું નામ ફતહખાન ઉર્ફે હૂશંગ છે.

૪. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૯૯; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૯ (વડોદરા).

માટે પ્રયત્નો કર્યા અને સાર્વત્રિક માફી આપવાનું જણાવ્યું. આના પરિણામે બળવાખોરોમાં મતભેદ પડયા. મલેક બદ્રે આલાએ કપટ ભરેલો જવાબ વાળ્યો કે મુલાકાત કરવામાં અમને ડર લાગે છે, કારણ કે અમોએ અને અમારા સાથીદારોએ વારંવાર બંડો કર્યાં છે. રાજ્યના અમીરો અમારી પાસે આવીને અમારી સહીસલામતીની ખાતરી આપે તો અમો સુલેહ કરવાને તૈયાર છીએ અને સુલતાનની કદમબોસી માટે રાજીખુશીથી હાજર થઈશું. સુલતાનને તેમાં તેમની ગંદી રમત હોવાની શંકા તો ગઈ છતાં તેણે જોખમ ખેડવાનું નક્કી કર્યું અને નાયબ વજીર મલેક નિઝામુલ્-મુલ્ક, ડાબી પાંખનો સિપાહસાલાર મલેક સઅ્દુલ્ મુલ્ક[1], જમણી પાંખના સિપાહસાલાર મલેક અહમદ અઝીઝુલ્ મુલ્ક અને સલાહદાર મહમૂદ દાઊદને બંડખોરોની સહીસલામતીની ખાતરી આપીને તેમને સાથે લાવવા કિલ્લાના દરવાજા પાસે મોકલ્યા અને તે વખતે સાવધાન રહેવાની તેમને ખાસ ચેતવણી આપી.

અંતે સુલતાનને જે શંકા હતી તે સાચી પડી. મલેક બદ્રે આલાએ નિઝામુલ્ મુલ્ક અને સઅ્દુલ્ મુલ્કને પકડી લેવાની ગોઠવણ કરી રાખી હતી. તે મુજબ તેમને પકડવામાં આવ્યા. પરંતુ બીજાઓ નાસી છૂટયા. કિલ્લાની અંદર દરવાન તેમને લઈ જતો હતો ત્યારે મલેક નિઝામુલ્ મુલ્કે મોટો ઘાંટો પાડીને પોકાર કર્યો,[2] "અમારા તકદીરમાં જે થવાનું હતું તે થયું, પરંતુ આપ અમારી ચિંતા કર્યા વિના લડાઈની તજવીજ કરો; તેમ કરવામાં ઢીલ કરશો નહિ. એમ કરવાથી કિલ્લો તરત જ સર થઈ જશે."

**મોડાસા ઉપર આક્રમણ અને સુલતાને મેળવેલો વિજય**

આ સમાચાર મળતાં વેંત સુલતાને વિલંબ કર્યા વિના કિલ્લા ઉપર આક્રમણ કર્યું અને તેમાં તેને સફળતા મળી. સુલતાને કિલ્લો જીતી લીધો.

મલેક બદ્રે આલા અને સૈયદ ઈબ્રાહીમ ઉર્ફે રુકનુદ્દીનખાન માર્યા ગયા. સુલતાનના ગિરફતાર થયેલા અમીર નિઝામુલ્ મુલ્ક અને સઅ્દુલ્ મુલ્ક એક ભોંયરાની ઓરડીમાંથી મળી આવ્યા.[3] તેમને ત્યાંથી મુક્ત કરવામાં આવ્યા.

---

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૯ (વડોદરા); પરંતુ 'તબકાતે અકબરી'-(ભા. ૩, પૃ. ૯૯)માં સઈદુલ્ મુલ્ક નામ છે.

૨. મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૦ (વડોદરા), 'તબકાતે અકબરી' ભા. ૩, પૃ. ૯૯.



૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૯૦ (વડોદરા).

તે પછી સુલતાનની ખિદમતમાં હાજર થયા. મોડાસાના પતનના સમાચાર સાંભળીને ફીરોઝખાન અને ઈડરનો રાવ રંગપુરમાંથી નાસી છૂટી ઈડર પરત પહોંચ્યા અને ત્યાંના કિલ્લામાં ભરાઈ ગયા. હવે ઈડરના રાવને લાગ્યું કે વિજય તો મળ્યો નહિ અને નકામું કષ્ટ ઉઠાવ્યું. આથી તેણે ફીરોઝખાનને દગો દીધો. તેણે તેના તમામ માલસામાન, હાથીઘોડા વગેરેનો કબ્જો લીધો. પોતાની શરણાગતિના એંધાણ તરીકે સુલતાન અહમદશાહના દરબારમાં તે સર્વને પહોંચતાં કર્યાં. તદુપરાંત તેણે પોતે પણ દર વરસે ખંડણી મોકલવાનું વચન પાઠવ્યું. આ રીતે સુલતાન અહમદશાહ મોડાસાથી વિજયી થઈ પાછો ફર્યો. ફીરોઝખાન અને અન્ય અમીરોને તેણે જાણી જોઈને શાંતિપૂર્વક છટકી જવા દીધા. ફીરોઝખાન તેના કાકા શમ્સખાન દન્દાનીને તેની નાગોર જાગીરમાં જઈને મળ્યો.[1]

**મુઝફ્ફરશાહી અમીરોનો બળવો**

આ રીતે અમીરોનો બળવો સમી તો ગયો, પરંતુ તેને પરિણામે ઉદ્ભવેલી શાંતિ લાંબો સમય નભી નહિ. ઈ.સ. ૧૪૧૩માં અણહિલવાડ પાટણમાં ઉસમાન અહમદ સરખેજી, સુલૈમાન અફઘાન, શહ મલેક બિન શેખ મલેક જેવા કેટલાક અમીરો પોતે મુઝફ્ફરશાહી અમીરો હોવાથી પોતાને મહાન અને સલ્તનતના સ્તંભરૂપ ગણતા હતા. છતાં સુલતાન અહમદશાહના દરબારમાં સ્તંભરૂપ ગણતા હતા. છતાં સુલતાન અહમદશાહના દરબારમાં બીજા અમીરોનું વર્ચસ્ વધી જતાં તેમની કંઈ ગણતરી ન હતી, તેથી તેમણે બળવો કર્યો.[2] બીજી બાજુ ગુજરાતના કેટલાક હિંદુ રાજાઓને અને જમીનદારોને પણ તેમણે પોતાના પક્ષમાં લીધા. તેઓમાં ઝાલાવાડનો છત્રસાલ[3] અગ્રેસર હતો. બીજી બાજુ માળવાના સુલતાન હૂશંગશાહ(ઈ.સ. ૧૪૦૫-૧૪૩૫)ને તેમણે પત્ર પાઠવ્યો[4] અને તેમાં તેને જણાવ્યું કે "અહીં અમો સર્વ આપને મદદ કરવા તૈયાર છીએ.

૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૪૦ (વડોદરા), 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૦.

૨. 'મિર્આતે સિકંદરી', પૃ. ૪૦; 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૦.

૩. દીવાન બહાદુર રણછોડરાય ઉદયરામ, 'રાસમાળા', ભા. ૨, પૃ. ૫૩૭; (Bombay Gazetteers, Vol. VIII (Kathiawar), p. 422; 'તારીખે ફિરિશ્તા' (ઉર્દૂ), ભા. ૪, પૃ. ૧૮૪ (હૈદરાબાદ).

૪. 'મિર્આતે સિકંદરી', પૃ. ૪૧.

સુલતાન અહમદશાહને ખસેડી આપ તખ્ત ઉપર બિરાજમાન થાઓ." કેટલાક અસંતુષ્ટ અમીરો પણ આ સંઘમાં ભળ્યા. ઘણાં નગરોમાં આ બંડખોરોના સહાયકોએ છૂટાંછવાયાં બંડો કર્યાં.[1]

આ સમયે પ્રથમ તો સુલતાન અહમદશાહ છત્રસાલ સામે લડવા ઝાલાવાડ તરફ રવાના થયો. આથી પાટનગરમાં તેની ગેરહાજરીનો લાભ લઈ મજકૂર અમીરોએ ઘણાખરા પ્રદેશોમાં લૂંટ ચલાવી. વળી તેમના આમંત્રણથી પ્રેરાઈને સુલતાન હૂશંગશાહે ગુજરાતના પ્રદેશ તરફ કૂચ કરી, ગુજરાતની સીમા ઉપર આવી પહોંચ્યો. ચારે બાજુએ તોફાનો મચેલાં હોવાની ખબર થતાં સુલતાન અહમદશાહ ઝાલાવાડ છોડી પાયતખ્ત તરફ પાછો ફર્યો. રસ્તામાં તેણે વિચાર બદલ્યો અને પોતાના નાના ભાઈ શાહજાદા લતીફખાનને એક લશ્કર આપી નાયબ વજીર મલેક નિઝામુલ્ મુલ્ક સાથે ઉસમાન અહમદ સરખેજી, સુલૈમાન અફઘાન અને શહ મલેક બિન શેખ મલેકનું બંડ દબાવી દેવા અણહિલવાડ પાટણ મોકલ્યો અને તેણે પોતે માળવાની દિશામાં સુલતાન હૂશંગશાહને મારી હઠાવવાના મક્કમ ઈરાદાથી કૂચ કરી. ચાંપાનેરથી દશ કોસ ઉપર આવેલા સાવલી પરગણાના માંડૂ[2] ગામ આગળ પહોંચી ત્યાં પડાવ નાખ્યો. ત્યાંથી તેણે ઈમાદુલ્-મુલ્ક સમરકંદીને એક મોટું લશ્કર આપી સુલતાન હૂશંગશાહ સામે લડવા આગળ મોકલ્યો. એ ઈમાદુલ્ મુલ્ક[3] સમરકંદી સુલતાન અહમદશાહનો ગુલામ હતો, તેથી સુલતાન હૂશંગશાહને લાગ્યું કે એ પોતે તેને હરાવે તો સુલતાન અહમદશાહના એકમાત્ર ગુલામને હરાવ્યાની ગણતરી થશે. ગુલામો સાથે લડવું એ જ પ્રતિષ્ઠાહાનિ છે. શિકસ્ત મને મળશે તો એક ગુલામે મને હરાવ્યો એવી બદનામી વહોરાશે. આથી લડાઈ લડ્યા વિના જ તેણે માળવા તરફ પરત પ્રયાણ કર્યું. ઈમાદુલ્ મુલ્ક સમરકંદીએ ગુજરાતના પ્રદેશની સીમા સુધી તેનો પીછો કર્યો અને માળવાનાં ઘણાંખરાં સ્થળો લૂંટયાં એટલું જ નહિ, પણ જે જમીનદારોએ સુલતાન હૂશંગશાહને સાથ આપ્યો હતો તેમને પાછા ફરતી વખતે પકડીને તે સાથે લાવ્યો અને સુલતાન આગળ પેશ કર્યા.

---

૧. એજન. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૦--૦૩.

૨. 'તબકાતે અકબરી'(ભા. ૩, પૃ. ૧૦૧)માં બાંધૂ નામ છે અને 'મિર્આતે સિકંદરી'(પૃ. ૪૧, વડોદરા)માં પાંદરૂ નામ છે.

૩. 'તબકાતે અકબરી' (ભા. ૩, પૃ. ૧૦૧)માં ઈમાદુલ્ મુલ્ક સમરકંદી નામ છે; પરંતુ 'મિર્આતે સિકંદરી'(પૃ. ૪૧)માં ઈમાદુલ્ મુલ્ક ખાસ્સએ ખેલ એવું નામ છે.

બીજી બાજુ પોતાના નાના ભાઈ શાહજાદા લતીફખાન અને નાયબ વજીર મલેક નિઝામુલ્ મુલ્કના લશ્કર ઉપર ઉસમાન અહમદ સરખેજી, સુલૈમાન અફઘાન અને શાહ મલેક બિન શેખ મલેકે તૂટી પડી લડવાની કોશિશ કરી, પરંતુ શાહજાદા અને નાયબ વજીરને તેમનો સામનો કરવામાં મુશ્કેલી પડી નહિ અને તેમને હરાવ્યા. સુલતાન હૂશંગશાહ પાછો ફર્યો હોવાની ખબર મળતાં તેઓ ગભરાઈ ગયા. તેમણે નાસભાગ કરવા માંડી ત્યારે શાહજાદા અને નાયબ વજીરે તેમનો પીછો કર્યો. ઉતાવળમાં તેમની સ્ત્રીઓ અને તેમનાં શસ્ત્રસરંજામ જે ત્યાં રહી ગયાં હતાં તેમનો કબજો શાહી લશ્કરે લઈ લીધો. તેઓ તો ગિરનાર તરફ નીકળી ગયા અને તેમણે જૂનાગઢના રાજા પાસે જઈ આશ્રય લીધો. આ રીતે સુલતાન અહમદશાહ જ્વલંત વિજય મેળવી લૂંટના માલ સાથે અમદાવાદ પાયતખ્તમાં પાછો ફર્યો.

**સોરઠના દ્વીપકલ્પ ઉપર ચડાઈ (ઈ.સ. ૧૪૧૪–૧૫)**

આ વિજયથી સુલતાન અહમદશાહના શાસનનો પ્રથમ તબક્કો પૂરો થયો અને એ રીતે તખ્ત ઉપરના પોતાના હકની સાબિતી તેણે પુરવાર કરી. હવે તેની સામે સંગઠનની સમસ્યા ઉપસ્થિત થઈ હતી. તેણે આક્રમક નીતિ અપનાવીને વિરોધી તત્ત્વોને દબાવી દેવાનું કામ હાથ ધર્યું. તે માટે તેણે પ્રથમ પગલા તરીકે સોરઠના દ્વીપકલ્પ ઉપર પોતાનો કબજો જમાવી લેવાનું યોગ્ય ધાર્યું. તે સમયે તે ભૂમિ ઉપર સૌથી મજબૂત શાસક ચુડાસમા વંશનો ગિરનારનો રાજા મંડલિક હતો.[१] તેનું મૂળ પાટનગર જૂનાગઢ હતું. નાઝિમ ઝફરખાને ઈ.સ. ૧૩૯૫–૯૬માં સોમનાથ અને જૂનાગઢ ઉપર ચડાઈ કરી.[१] તે પછી તેણે પોતાનો દરબાર જૂનાગઢની નૈઋત્યમાં આવેલા વંથલીમાં[२] રાખ્યો હતો. ઈ.સ. ૧૪૧૪માં તેણે બળવાખોર વલણ અખત્યાર કરીને પોતાનું જૂનું પાટનગર જૂનાગઢ જીતી લઈને ત્યાં રહેતા મુસ્લિમ થાણદારને ત્યાંથી તગેડી મૂક્યો હતો. તદુપરાંત શાહ મલેક બિન શેખ મલેક, ઉસમાન અહમદ સરખેજી, સુલૈમાન અફઘાન વગેરે બંડખોર અમીરોને તેણે આશ્રય આપ્યો હતો.[३] આથી સુલતાન અહમદશાહનો તેના ઉપર રોષ હતો. પરિણામે ઈ.સ. ૧૪૧૪માં તેને નશિયત કરવાને તે તે તરફ એક લશ્કર લઈ રવાના થયો. જેમ જેમ તે આગળ વધતો ગયો તેમ તેમ વચ્ચે આવતા પ્રદેશોને

૧. 'મિરૂઆતે મુસ્તફાબાદ', પૃ. ૬૨.
૨. Bombay Gazetteer (Kathiawar), p. 498.
૩. 'મિરૂઆતે મુસ્તફાબાદ', પૃ. ૬૨.

તે તારાજ કરતો ગયો. તે જૂનાગઢ પહોંચ્યો ત્યારે રાજા મંડલિક તેનો સામનો કરવા તૈયાર હતો. કિલ્લામાંથી બહાર આવી વંથલી આગળ તે સુલતાન સામે લડયો. રાજા મંડલિકનો તે લડાઈમાં પરાજય થયો અને તેનાં લશ્કરમાંના રજપૂતો મોટી સંખ્યામાં માર્યા ગયા. તે પોતે જૂનાગઢના કિલ્લામાં ભરાઈ ગયો. સુલતાને તેની આસપાસ ઘેરો નાખ્યો અને તેની આસપાસનો મુલક તારાજ કરવા માંડયો. કિલ્લામાંના લોકો માટે અંદર જીવવું મુશ્કેલ થઈ પડયું. તેની એવી હાલતમાં સુલતાને એક એવું તો સખત આક્રમણ કર્યું કે કિલ્લો જીતાઈ ગયો અને રાજા તેમાંથી નાસી છૂટી ઉપરકોટમાં પહોંચ્યો, પરંતુ અંતે નછૂટકે પેશકશ અને ખંડણી ભરવાનું વચન આપીને રાજાએ સુલતાનની સાથે સુલેહ કરી. આસપાસના પ્રદેશોમાંના જમીનદારો અને ઠાકોરોએ પણ લશ્કરે આદરેલી લૂંટફાટથી ગભરાઈ જઈને દર સાલ ખંડણી ભરવાનું કબૂલ્યું. સુલતાને ત્યાંથી પાછા ફરતાં પહેલાં સોરઠમાં માલગુજારી (ભૂમિ કર) વસૂલ કરવાને સૈયદ અબુલ્ ખૈર અને સૈયદ અબુલ્ કાસિમની નિમણૂક કરી[1] અને તે ઈ.સ. ૧૪૧૪ના સપ્ટેમ્બર--ઑકટોબરમાં પાયતખ્ત અમદાવાદમાં પરત આવી પહોંચ્યો. સુલતાનને આ ચડાઈમાં શસ્ત્ર-સરંજામનું ભારે નુકસાન વેઠવું પડયું.

**હિંદુ રાજાઓએ કરેલી મિત્રસંઘની સ્થાપના**

સુલતાન અહમદશાહ ધર્મચુસ્ત મુસ્લિમ હતો. હિંદુ મંદિરોનો નાશ કરવા માટેની પ્રાપ્ત થયેલી એક પણ તક તે જતી કરતો ન હતો. ઈ.સ. ૧૪૧૫માં તેણે ઉત્તર ગુજરાતમાં સરસ્વતી નદીના કાંઠે આવેલા પવિત્ર સ્થળ સિદ્ધપુર ઉપર છાપો માર્યો અને ત્યાંના રૂદ્રમહાલયના વિખ્યાત મંદિરમાંની સોનારૂપાની મૂર્તિઓ તોડી[2] અને તેના બાંધકામનું મસ્જિદમાં પરિવર્તન કર્યું.[10] તેની આ પ્રકારની કાર્યવાહી જોઈને હિંદુ રાજાઓને લાગ્યું કે યુવાન સુલતાન અહમદશાહ પોતાની લશ્કરી શાન વધારવા તથા હિંદુઓનાં પવિત્ર ધામોનો નાશ કરવા ઉપર મહત્ત્વાકાંક્ષી બન્યો છે. આથી ઈ.સ. ૧૪૧૬માં ઈડર, ચાંપાનેર, ઝાલાવાડ અને નાંદોદ[3] (રાજપીપળા) વગેરે રાજ્યોના રાજાઓએ તેની સામે લડવા એક

૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૪૮ (વડોદરા); 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૨.

૨. 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૪૬; 'મિર્આતે સિકંદરી', પૃ. ૪૪.



૩. નાંદોદ સુરતના ઈશાન ખૂણામાં લગભગ ત્રીસ માઈલ ઉપર કરજણ નદી ઉપર આવેલું છે.

મિત્રસંઘની સ્થાપના કરી[1] અને તેમણે માળવાના સુલતાન હૂશંગશાહને તેમના એ કાર્યમાં મદદ કરવા વિનંતી કરી. સુલતાન અહમદશાહની પ્રતિષ્ઠા દિન-પ્રતિદિન વૃદ્ધિ પામતી જોઈ સુલતાન હૂશંગશાહને તેની હમેશાં ઈર્ષ્યા રહેતી હતી, તેથી તેણે તેમને તેમના કાર્યમાં મદદ કરવાની સંમતિ આપી.

**ખાનદેશ ઉપર ચડાઈ**

ખાનદેશના સુલતાન મલેક અહમદ ઉર્ફે મલેક ૨ જાનું ઈ.સ. ૧૩૯૯ના એપ્રિલની ૨૯ મીએ અવસાન થયું હતું.[2] તેણે પોતાના પ્રદેશનો પૂર્વનો ભાગ તેના શાહજાદા નસીરને અને પશ્ચિમનો શાહજાદા ઈફ્તિખાર ઉર્ફે હસનને આપ્યો હતો. નસીરે (ઈ.સ. ૧૩૯૯--૧૪૩૭) ઈ.સ. ૧૪૦૦માં બુરહાનપુર[3] વસાવ્યું હતું અને તેણે અસીરનો કિલ્લો હિંદુ રાજા પાસેથી લઈ લીધો હતો. હસને થાલનેરમાં નિવાસ કર્યો હતો. માળવાનો સુલતાન હૂશંગશાહ, જે નસીરનો બનેવી થતો હતો તેની મદદથી તેણે હસન પાસેથી થાલનેર પડાવી લીધું હતું અને સુલતાન અહમદશાહ પાસેથી માગેલી મદદ હસનને મળે તે અગાઉ તેને નસીરે કેદ કર્યો હતો.

ઈ.સ. ૧૪૧૭માં નસીરે પોતાના બળના ગર્વમાં ગુજરાતના તાબાનાં નંદરબાર અને સુલતાનપુર ઉપર ચડાઈ કરી તેમની આસપાસ ઘેરો નાખ્યો. એ વખતે તેણે માળવાના સુલતાન હૂશંગશાહની મદદ પણ માગી હતી. આ સમાચાર મળતા વેંત સુલતાન અહમદશાહે મલેક મહમૂદ બર્કીને તેની સામે આગળ રવાના કર્યો અને ઢીલ કર્યા વિના તેની પાછળ તેણે કૂચ કરી.

ગુજરાતમાં સુલતાનની ગેરહાજરીનો લાભ લઈને ઈડર, ચાંપાનેર, ઝાલાવાડ અને નાંદોદના રાજાઓએ બનાવેલા મિત્રસંઘે બળવો કર્યો. માળવાના સુલતાન

૧. તે વખતે ચાંપાનેરમાં રાજા ત્ર્યંબકદાસ અને ઝાલાવાડમાં ગરાસિયા રાજા છત્રસાલ રાજ કરતા હતા ('મિરઆતે સિકંદરી', પૃ. ૪૬, વડોદરા).

૨. **The Delhi Sultanate (Bharatiya Vidya Bhavan), p. 160.** મલેક ૨ જા સ્વતંત્ર શાસક બન્યો. તે પછી પણ તે અને તેના ઉત્તરાધિકારીઓ કેટલીક પેઢીઓ સુધી 'ખાન' ખિતાબથી જ સંતોષ માનતા રહ્યા હતા. તે ઉપરથી તેમનું રાજ્ય ખાનદેશ (ખાનોનો દેશ કે પ્રદેશ) નામથી જાણીતું થયું.

૩. મલેક નસીરે તાપીના પશ્ચિમ કિનારે બુરહાનુદ્દીન નામના સૂફીના નામ ઉપરથી એ બુરહાનપુર શહેર વસાવ્યું હતું અને ત્યાં પોતાનું પાયતખ્ત રાખ્યું હતું. અસીરનો ગઢ બુરહાનપુરથી સોળ કોસ જેટલે છેટે આવેલો છે. **De Lact., p. 31.**

હૂશંગશાહે મદદ માટેની સંમતિ મોકલી હતી, તેથી તે પણ તૈયાર થયો અને નાગોરના શમ્સખાન દન્દાનીને પણ લૂંટના માલ તરીકે આણહિલવાડ પાટણ લેવાની શરતે મદદ મોકલવા વિનંતી તેમણે કરી.

સુલતાન અહમદશાહને સાંઢણી મારફત ઉપરની બાબત અંગે તાકીદના એવા સમાચાર મોકલવામાં આવ્યા કે સુલતાન હૂશંગશાહ ગુજરાત જીતી લેવા માટે મોડાસા નજીક આવી પહોંચ્યો છે.[1] નાગોરના શમ્સખાન દન્દાનીનો પુત્ર ફીરોઝખાન મજકૂર વિનંતીની અવગણના કરીને સુલતાન અહમદશાહને વફાદાર રહ્યો અને તેણે પણ એવા જ સમાચાર સુલતાન અહમદશાહને પહોંચાડવાની વ્યવસ્થા કરી.

**સુલતાન અહમદશાહનું આગમન અને બળવાખોરોનું વેરવિખેર થઈ જવું**

મજકૂર સમાચાર મળતા વેંત સુલતાન અહમદશાહે સુલતાનપુરનો કબજો મેળવવાને તથા નસીરખાન સામે લડવાને મલેક મહમૂદ બકીંને ત્યાં જ રાખીને વરસતા વરસાદમાં મોડાસા થોડા ચુનંદા ઘોડેસવારોની ટુકડી સાથે કૂચ કરી અને એક જ અઠવાડિયામાં તે મોડાસા નજીક પહોંચી ગયો.

એ દરમિયાન સુલતાન હૂશંગશાહ ત્યાં આવી ગયેલો હતો અને મિત્રસંઘના રાજાઓ સાથે તેની મુલાકાત થઈ ગઈ હતી. સુલતાન અહમદશાહ આટલા ટૂંકા ગાળામાં ઉત્તર ગુજરાતમાં પરત પહોંચી શકે એવું કદી બને નહિ એવું હૂશંગ-શાહના દિલમાં રાજાઓએ ઠસાવ્યું હતું, તેથી સુલતાન અહમદશાહના આવી પહોંચ્યાના સમાચાર જાણી તે હતાશ થઈ ગયો. હવે સુલતાન અહમદશાહ સામે લડવું તેને જોખમભરેલું લાગતાં[2] તે માળવા તરફ પાછો ફર્યો અને રાજાઓનો બનેલો મિત્રસંઘ વિખરાઈ ગયો. તેઓ પોતપોતાના પાટનગરમાં પહોંચી ગયા. સુલતાન અહમદશાહ થોડો સમય મોડાસામાં રોકાઈ ગયો.

**સોરઠમાં ખંડણીની વસૂલાત**

તે પછી તે જ સાલે એટલે કે ઈ.સ. ૧૪૧૭માં સોરઠમાંથી સમાચાર આવ્યા કે અવ્યવસ્થાનો લાભ લઈ ત્યાંના જમીનદારોએ ખંડણી આપવાનું બંધ કરી બળવો કર્યો છે. સુલતાને ખાન આઝમ મહમૂદખાન તુર્કને એક મોટું



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૮ (વડોદરા).
૨. 'મિરૂઆતે મુસ્તફાબાદ', પૃ. ૬૩.

લશ્કર આપી તે તરફ રવાના કર્યો. તેણે ત્યાં પહોંચી ખંડણી વસૂલ કરવાનું કામ પાર ઉતાર્યું.[૧]

**ખાનદેશના નસીર સાથે સુલેહ**

ખાનદેશ બાજુએ મલેક મહમૂદ બર્કીએ હોશિયારીથી કામ લીધું. નાંદોદ તરફથી મુશ્કેલીઓ ઉપસ્થિત થયા કરતી હતી, તેથી તેણે તેને લૂંટી કાબૂમાં આણ્યું. મલેક મહમૂદ બર્કી ત્યાં ગયો છે એ ખબર મળતાં સુલતાન હૂશંગશાહ તરફથી તેનો શાહજાદો ગઝનીખાન જે અસીરના નસીરને મદદ કરવા આવ્યો હતો તે તથા નસીરખાન સુલતાનપુરથી ઘેરો ઉઠાવી નાસી છૂટયા. ગઝનીખાન તો પોતાના પાયતખ્ત તરફ ભાગી ગયો. પરંતુ નસીરને અસીરગઢમાં મલેક મહમૂદ બર્કીએ પીછો કરીને ઘેર્યો (ઈ.સ. ૧૪૧૮ના જાન્યુઆરીની ૯મી), એટલામાં મોડાસાથી સુલતાન પણ આવી પહોંચ્યો. ઘેરો સખત કરવામાં આવ્યો અને બહારથી કોઈ પણ પ્રકારની મદદ મળતી અટકાવી દેવામાં આવી. તેના પરિણામે નસીર એવો તો લાચાર બની ગયો કે તેણે સુલેહ માટે મલેક મહમૂદ બર્કી ઉપર કહેણ મોકલ્યું અને મલેક મહમૂદ બર્કીએ સુલતાન અહમદશાહ આગળ પોતાના તરફથી વિનંતી પેશ કરી. નસીરે સુલતાનને વફાદાર રહેવાનું અને ફરીથી આક્રમણ નહિ કરવાનું વચન આપ્યું. સુલતાને તેની કદર કરી આખા ખાનદેશ ઉપરનો તેનો અધિકાર માન્ય રાખ્યો અને તેને કીમતી ખિલાત સાથે 'નસીરખાન'નો ખિતાબ એનાયત કર્યો અને શાહી નિશાનો ધારણ કરવાની પરવાનગી આપી. આથી ખુશ થઈ નસીરખાને સુલતાનને ખંડણી તથા ઘોડા અને હાથી મોકલવાનું કબૂલ્યું. નસીરનો ભાઈ હસન ગુજરાતમાં આવી શાહી કુટુંબ સાથે લગ્નગ્રંથિથી જોડાયો.

એ સર્વ કાર્યમાંથી ફારેગ થઈ શાહી લશ્કર સાથે સુલતાન અમદાવાદ પરત પહોંચ્યો અને સુલતાન અહમદશાહે થોડો સમય આરામ લીધો.

હિંદુ રાજાઓએ પોતાના દૂતો સુલતાન પાસે મોકલી પોતાના સંબંધો તેની સાથે મીઠા હોવાનો દેખાવ કર્યો, પરંતુ જૂનાગઢનો રાજા મંડલિક એ બાબતમાં અપવાદ રહ્યો. તેણે એવી કોઈ પણ કાર્યવાહી કરી નહિ.

**સુલતાન હૂશંગશાહ સામે આક્રમક નીતિ**



હવે સુલતાન બળવાઓના ઝંઝાવાતમાંથી મુક્ત હતો, તેથી તોફાન મચાવનારાઓમાં અસલ દુશ્મન સુલતાન હૂશંગશાહ હોવાનું જણાતાં તેને ઠેકાણે લાવવાનો

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૮ (વડોદરા).

તેણે દૃઢ નિશ્ચય કર્યો. તે માટે તેની સામે આક્રમક નીતિ અપનાવવાની તૈયારી કરી. ઈ.સ. ૧૪૧૮ના ફેબ્રુઆરી--માર્ચમાં પોતાના નાયબ વજીર નિઝામુલ્ મુલ્કને જૂનાગઢના રાજા મંડલિકની પ્રવૃત્તિઓ ઉપર ધ્યાન કેન્દ્રિત કરી તે બાબતમાં યોગ્ય કરવા સૂચના આપીને તેણે તેને પાયતખ્ત અમદાવાદમાં કુલ સત્તા સાથે મૂકયો.

તે પછી અસામાન્ય ગરમી હોવા છતાં બહુધા ચાંપાનેરના રસ્તે તેણે માળવા તરફ કૂચ કરી. હિંદુઓના યાત્રાના ધામ ઉજ્જૈનમાં પહોંચવાનું તેનું લક્ષ્ય હતું. તે નગરની સીમા ઉપર કાલિયદ્રહે[1] તળાવના કિનારે તેણે પડાવ નાખ્યો. સુલતાન હુશંગશાહ પણ સામનો કરવાની તૈયારી સાથે ખાડા ટેકરાવાળી જમીનમાં પોતાના લશ્કરની આસપાસ ઊંડી ખાઈ ખોદીને છાવણી નાખી પડયો હતો અને તેણે મોટાં મોટાં ઝાડો કાપીને તેમનાં થડોનો કોટ કરી દીધો હતો.

સુલતાન અહમદશાહે રક્ષણાર્થે માટીનો પુશ્તો બંધાવ્યો હતો.[2]

પોતાની શકિત અજમાવવા બંને પક્ષોની આ પ્રકારની ભારે તૈયારી હતી.

સુલતાન અહમદશાહે લડાઈની વ્યૂહરચનાનું નિરીક્ષણ કર્યું. તેના અમીરો પૈકીમાંના એક ઈમાદુલ્ મુલ્કના પુત્ર મલેક ફરીદને ડાબી પાંખ સંભાળવાનું કામ તેણે સોંપ્યું. ફોજો એકબીજાની સામે આવી ગઈ અને જંગનો આરંભ થયો. સુલતાન પણ લડાઈના મેદાન તરફ રવાના થયો. રસ્તામાં મલેક ફરીદનો તંબુ આવ્યો. તે તેમાં જણાયો નહિ. સુલતાને તેના પિતાને એનાયત થયેલો ઈમાદુલ્-મુલ્કનો ખિતાબ સ્વીકારવા તેની સામે હાજર થવા તેની તપાસ કરાવી. તે સમયે તે તેલ-મર્દન કરાવતો હતો. તેથી તેના આવવામાં વિલંબ થયો. તેણે કાસદ મારફત કહેવડાવ્યું કે આ કાર્યમાંથી ફારેગ થઈ હાજર થઈશ. સુલતાને કહ્યું કે લડાઈનો દિવસ છે. એવું ન બને કે પસ્તાવો કરવો પડે. આમ કહી તે આગળ વધ્યો. ભીષણ લડાઈનો આરંભ થઈ ગયો અને કટોકટીનો તબક્કો આવી ગયો. તે ટાંકણે મલેક ફરીદ આવી ન પહોંચ્યો હોત તો સુલતાન અહમદશાહને સખત પરાજય મળ્યો હોત. બન્યું હતું એવું કે મલેક ફરીદ અંદર પ્રવેશ કરવાનો રસ્તો શોધતો હતો. પરંતુ તેને તે જડતો ન હતો. એટલામાં તે માળવાના લશ્કરની પાછળ-ના ભાગમાં જઈ પહોંચ્યો અને ત્યાંથી તે દુશ્મનની હરોળ ઉપર એકાએક તૂટી પડયો. તેમાં ગભરાટ ફેલાતાં નાસભાગ થઈ ગઈ અને પરિણામે સુલતાન



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૮ (વડોદરા); 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૫.

૨. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૫.

અહમદશાહના હિતમાં બાજી પલટાઈ ગઈ છતાં સુલતાન હૂશંગશાહે પોતાના લશ્કરમાં જોમ રેડવા પ્રયત્નો તો બહુ કર્યા. પરંતુ ગુજરાતી લશ્કર સામે તે ટક્કર ઝીલી શકયો નહિ. અંતે તે નાસી છૂટયો અને તેનું લશ્કર વેરવિખેર થઈ ગયું. તેણે માંડૂમાં જઈ આશ્રય લીધો. ગુજરાતના લશ્કરે તે કિલ્લાના દરવાજા સુધી માળવાના ભાગતા સૈનિકોનો પીછો કર્યો અને ત્યાંના પ્રદેશને લૂંટી ખેદાનમેદાન કર્યો. આ લડાઈમાં બંને પક્ષોને ઘણું નુકસાન વેઠવું પડયું. આરંભમાં ગુજરાતના લશ્કરમાં ભારે ખુવારી થઈ હતી. અંત ભાગમાં માળવાનું લશ્કર ઘણો શસ્ત્રસરંજામ મેદાનમાં છોડી ભાગી ગયું.

આ પ્રકારની મળેલી ફત્તેહથી સુલતાન અહમદશાહ ઉત્તેજિત થઈને માંડૂની આસપાસ ઘેરો નાખી લડાઈમાં આગળ વધવા ઈચ્છતો હતો, પરંતુ તેના સલાહકારોએ તેમ કરતાં તેને રોકયો, કારણ કે ચોમાસુ નજીક આવી રહ્યું હતું અને લશ્કર થાકીને લોથપોથ થઈ ગયું હતું. આથી તે જ સાલના જૂન--જુલાઈમાં સુલતાન અહમદશાહ આસપાસના મુલકમાં લૂંટફાટ કરી તેને તારાજ કરતો ચાંપાનેર અને નાંદોદને રસ્તે પાછો ફર્યો[1] અને પાયતખ્ત આમદાવાદમાં તેણે ભારે ઠાઠ અને શાનોશોકત સાથે પ્રવેશ કર્યો. તેના આનંદખુશાલીના જલસા લાંબો સમય જારી રહ્યા. એ લડાઈમાં જે સૈનિકોએ મરદાનગી દાખવી હતી તેમને તેણે ઉદાર હાથે ઈનામ--બક્ષિસ આપી માલામાલ કર્યા.

**ચાંપાનેર ઉપર ચડાઈ**

થોડા સમય બાદ, પરંતુ મજકૂર સાલ દરમ્યાન જ સુલતાન અહમદશાહે લડાઈ માટે યોગ્ય મોસમ જણાતાં જે રજપૂત રાજાઓ તેના આંતરિક રીતે દુશ્મનો હતા તેમની સામે પોતાનું બળ અજમાવવાનું જરૂરી ગણી પોતાની આક્રમક નીતિ ચાલુ રાખવાનો મક્કમ નિર્ધાર કર્યો. તેણે ૧૪૧૮ના નવેમ્બરમાં ચાંપાનેર (પાવાગઢ) ઉપર ચડાઈ કરી તેનો આરંભ કર્યો. તે કિલ્લો ઘણો મજબૂત હતો, તેથી તે જીતી લેવો મુશ્કેલ લાગતાં તેણે તેની આસપાસ ઘેરો નાખ્યો અને આજુબાજુનો પ્રદેશ લૂંટી ખેદાનમેદાન કરવા માંડયો. ત્યાંનો રાજા ત્ર્યંબકદાસ ગભરાઈ ગયો. સુલતાન સામે ટકવું મુશ્કેલ લાગતાં ઈ.સ. ૧૪૧૯ના

૧. 'મિરૂઆતે સિકંદરી'(પૃ. ૪૯, વડોદરા)માં માંડવાનો પ્રદેશ ઉજ્જડ કર્યો હોવાનું જણાવવામાં આવ્યું છે અને 'તબકાતે અકબરી'(પૃ. ૧૦૬--૭) માં એ સાથે ચાંપાનેર અને નાંદોદના મુલકને પણ નુકસાન થયું હોવાનું જણાવવામાં આવ્યું છે.

ફેબ્રુઆરીમાં તે સુલતાનને શરણે આવ્યો અને યોગ્ય ખંડણી ઉપરાંત આક્રમણમાં તેને થયેલો ખર્ચ તેને આપવાનું તેણે કબૂલ્યું.[1] તેથી સુલતાને ત્યાંથી ઘેરો ઉઠાવી લીધો.

**સુલતાન અહમદશાહ સંખેડામાં**

ચાંપાનેરથી રવાના થઈ સુલતાન અહમદશાહ તેની નજીકના પહાડી પ્રદેશમાં પ્રવેશ કરી સંખેડા--બહાદુરપુરના[2] કિલ્લા તરફ ગયો. તેની આજુબાજુના પ્રદેશમાં ભારે લૂંટ કરી તેણે તેને તારાજ કર્યો અને તે કસ્બામાં છાવણી નાખી. તે જ સાલના માર્ચ મહિનાની તા. ૨૦મીએ ત્યાં તેણે એક મસ્જિદનો પાયો નાખ્યો અને ત્યાં કાઝી, મુફતી અને ખતીબની નિમણુક ઈસ્લામના પ્રચાર અર્થે કરી.[3] એપ્રિલની તા. ૭ મીએ સુલતાન માળવા અને ગુજરાતની સીમા ઉપર આવેલી માંકણી[4] ગામની સૈનિક ચોકી ઉપર પહોંચ્યો. ત્યાં તેણે લશ્કરી થાણા માટે એક નાના કિલ્લાનો પાયો નાખ્યો અને તેના રક્ષણ માટે એક ફોજી ટુકડી મૂકી.

**માળવા તરફ કૂચ**

ઈ.સ. ૧૪૨૦માં સુલતાને સોનગઢ થઈ માંડૂ[5] તરફ કૂચ આરંભી, કારણ કે સુલતાન હૂશંગશાહે લોકોની ઉશ્કેરણીથી ફરી લડાઈની તૈયારી કરી હતી અને વારંવાર એ પ્રકારની ખબરો સુલતાનને મળ્યા કરતી હતી. સુલતાન

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૯--૫૦ (વડોદરા); 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૭.

૨. સંખેડા અને બહાદુરપુર વચ્ચે ઓર નદી આવેલી છે. એ ડભોઈથી લગભગ દશ માઈલના અંતર ઉપર છે.

૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૫૧; 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૪૬--૪૭.

૪. માંકણીના પુરાણા કિલ્લામાં આજે પણ એક સુંદર મસ્જિદ જોવા મળે છે (Gezetteer of the Baroda State, Vol. II, pp. 521--522).

૫. સુલતાન હૂશંગશાહે (ઈ.સ. ૧૪૦૫--૧૪૩૫) માળવાની જૂની રાજધાની ધારાને બદલે માંડૂના પહાડી કિલ્લામાં ખસેડી હતી. તેણે તેને કિલ્લેબંધી કરી હતી. મોટાં મોટાં સાર્વજનિક મકાનો ત્યાં ચણાવી તેને શણગારી હતી. માંડૂના વિગતવાર વર્ણન માટે જુઓ 'Shadiabad or the Hillfort of Mandu' by G. Yazdani, 1929.

હૂશંગશાહને સુલતાન અહમદશાહની માંડૂ તરફથી કૂચ અંગેની ખબર મળી ત્યારે તે ગભરાયો અને પોતાના ભૂતકાળના ગેરવર્તન માટે માફી માગવા તેની પાસે એલચીઓ મોકલ્યા. તેઓ તેને ધારામાં મળ્યા. એ સમયે પોતાના લશ્કરને મજબૂત કરવાને હાથીઓ મેળવવા દક્ષિણ તરફ પ્રયાણ કરવાની યોજના તે ઘડી રહ્યો હતો. એલચીઓએ સુલતાન અહમદશાહને કહ્યું: "આપ મુસ્લિમ છો તો કમજોર મુસ્લિમો સામે શા માટે આક્રમણ લાવો છો?" એમ કહી પાછલા ગેરવર્તન માટે તેમણે માફી માંગી. મલેક નિઝામુલ્ મુલ્ક, મલેક મહમૂદ તુર્ક અને મલેક હિસામુદ્દીન વગેરે અમીરોએ પણ સુલતાનને સિફારશ કરી અને આવેલી દરખાસ્તને પોતાનો વિજય ગણીને તે સ્વીકારી લેવાની સલાહ તેને આપી. સુલતાને તેમની સલાહ માન્ય રાખી અને એક પ્રેમભર્યો પત્ર સુલતાન હૂશંગશાહને લખ્યો. તે પછી તે જ સાલે મે મહિનામાં તે અમદાવાદ તરફ પાછો ફર્યો. રસ્તામાં ચાંપાનેરમાં છાવણી નાખી ત્યાં રોકાયો અને બંડખોરોને જેર કર્યા. જે સ્થળોમાં તોફાની-ઓના અડ્ડા હતા તેમનો તેણે વિનાશ કર્યો. તોડેલાં બાંધકામોમાં મંદિરો તથા કિલ્લાઓનો સમાવેશ પણ થતો હતો. તે પછી મે મહિનાના અંતમાં સુલતાન પાયતખ્તમાં પાછો ફર્યો.

**સુલતાને કરેલી સંરક્ષણ વ્યવસ્થા**

ઈ.સ. ૧૪૨૦-૨૧માં સુલતાને આંતરિક વહીવટીતંત્ર મજબૂત કર્યું અને રાજ્યના સંરક્ષણની વ્યવસ્થા કરી. મુશ્કેલ સ્થળો ઉપર કિલ્લા ચણાવ્યા અને લશ્કરી થાણાંઓની સ્થાપના કરી.[૧] જૂના કિલ્લાઓની મરામત કરાવી તેમને મજબૂત બનાવ્યા અને સર્વ ઠેકાણે રક્ષકોની નિમણૂક કરી. વિવિધ દિશાઓ અને ખૂણાઓમાં જ્યાં બંડખોરો વારંવાર તોફાનો મચાવતા હતા ત્યાં સિપાહ-સાલારોને ફોજો સાથે મોકલી તેમને દબાવી દીધા. કેટલાંક મંદિરો તોડી તેમને સ્થાને મસ્જિદો બંધાવી.[૨] આ પ્રકારની યોજનાઓનો અમલ થતાં જેઓ સુલતાનની સત્તાની અવગણના કરતા હતા તેમને શાસક મુસ્લિમ હોવાની અસરનો અનુભવ થવા લાગ્યો.

તેણે પ્રથમ કિલ્લો મહેન્દ્રી (મહી) નદીને કિનારે જિતૂર ગામમાં બંધાવ્યો.[૩]

૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૫૨ (વડોદરા); 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૪૭.

૨. 'મિર્આતે સિકંદરી', પૃ. ૫૨ (વડોદરા).

૩. 'મિર્આતે સિકંદરી' (પૃ. ૫૨, વડોદરા) તથા 'મિર્આતે અહમદી' (ભા. ૧, પૃ. ૪૭)માં બાલાશિનોર પરગણામાં ચિતોર ગામમાં કિલ્લો બંધાવ્યો

તે પછી ડુંગરાળ પ્રદેશમાં ધામો[1] ગામ વસાવી ત્યાં તેણે એક મજબૂત કિલ્લો તૈયાર કરાવ્યો. કારઠા (કારીઠ કે કડી) ગામમાં સુલતાન અલાઉદ્દીનના સમય-(ઈ.સ. ૧૩૦૪)માં અલપખાને બંધાવેલો કિલ્લો જીર્ણ થઈ ગયો હતો તેની તેણે મરામત કરાવી મજબૂત કર્યો અને તેનું નામ તેણે સુલતાનાબાદ રાખ્યું.[2] એ સ્થળ વસ્તુતઃ અમદાવાદના દરવાજા જેવું હતું. આવા તમામ કિલ્લાઓમાં તેણે થાણાં મૂકયાં.

**માળવાની મોટી લડાઈ**

સુલતાન અહમદશાહ પાયતખ્તમાં હતો ત્યારે એવા સમાચાર આવ્યા કે સુલતાન હૂશંગશાહ તેના પાયતખ્તમાં નથી અને તે કયાં ગયો છે તેની કોઈને ખબર નથી. આમ માળવા નધણિયાતું છે એવું જણાયાથી સુલતાન અહમદશાહ તે ઉપર આક્રમણ કરવા લલચાયો. પોતાના ઈરાદાનો અમલ કરતાં પહેલાં સરહદી હિંદુ રાજ્યો સામે લડી લેવામાં તે રોકાઈ ગયો. તેણે ઈ.સ. ૧૪૨૧ના ડિસેમ્બરમાં પાયતખ્ત છોડયું. તેણે ચાંપાનેરને ઘેરો ઘાલી ત્યાંના રાજાને તેણે વાર્ષિક ખંડણી ભરવાની ફરજ પાડી. ત્યાંથી ઈ.સ. ૧૪૨૨ના ફેબ્રુઆરીમાં તેણે સંખેડા તરફ કૂચ કરી અને ત્રણ દિવસમાં તે ત્યાં પહોંચ્યો. ત્યાં તેણે એક બીજી મસ્જિદ(જુમા મસ્જિદ)નો પાયો નાખ્યો. અહીં તેને સુલતાન હૂશંગશાહ જાજનગર (ઓરિસ્સા)[3] તરફ ગયાના પાકા સમાચાર મળ્યા. હવે સુલતાન અહમદશાહે તેની આ કૂચનો પૂરો લાભ લેવાનો નિશ્ચય કર્યો અને ત્યાંથી સીધો

એમ જણાવવામાં આવ્યું છે. 'તબકાતે અકબરી'(ભા. ૩, પૃ. ૧૦૮)માં સ્થળનું નામ જિનપુર આપેલું છે. રાસમાળામાં બારિયા પરગણામાં જિતૂર એવું જણાવવામાં આવેલું છે.

૧. 'તબકાતે અકબરી' (ભા. ૩, પૃ. ૧૦૮) ધામોર કે ધાહોર વંચાય છે. 'મિરૂઆતે સિકંદરી' (પૃ. ૫૨)માં ધામોદ કે ધારમોદ વંચાય છે અને 'મિરૂઆતે અહમદી' (ભા. ૧, પૃ. ૪૭)માં ધાહોદ વંચાય છે. એ દાહોદ હોવાની સંભાવના નથી જ.

૨. 'મિરૂઆતે અહમદી' (ભા. ૧, પૃ. ૪૭) અને 'મિરૂઆતે સિકંદરી (પૃ. ૫૨)માં કારીઠ છે એ સ્થળ નિશ્ચિતપણે નક્કી થતું નથી. એ કિલ્લો અલપખાને ઈ. સ. ૧૩૦૪માં બંધાવ્યો હતો. 'મિરૂઆતે અહમદી' (ભા. ૧, પૃ. ૪૭)માં ઉલુગખાને બંધાવ્યો હોવાનું જણાવેલું છે તે ભૂલ છે.

૩. 'મિરૂઆતે સિકંદરી'માં જણાવવામાં આવ્યું છે કે તે હાથીના શિકાર માટે જાજનગર ગયો હતો.

તે માંડૂ તરફ કૂચ પર કૂચ કરતો નીકળી ગયો. એમાં તેણે વધુ પડતો મુશ્કેલ એવો રસ્તો પકડ્યો. માળવા અને ખાનદેશની હદમાં નર્મદા નદીના કિનારા ઉપર આવેલા સમૃદ્ધ યાત્રાધામ માહેશ્વર[૧] પહોંચીને ત્યાં તેણે છાવણી નાખી ત્યાંનો કિલ્લો જીતી લેવાનો તેણે નિર્ણય કર્યો અને તેની આસપાસ ઘેરો નાખ્યો. કિલ્લાનો રક્ષક કુમકની બાબતમાં કોઈ પ્રકારની આશા ન હોવાથી ગભરાઈ ગયો. તેથી તેણે સુલતાનને કિલ્લો સોંપી દીધો (ઈ.સ. ૧૪૨૨ના માર્ચની તા. ૨૭ મીએ). આ રીતે કબજે આવેલો કિલ્લો સુલતાન અહમદશાહે તેના અમલદારોને રક્ષણ માટે સોંપ્યો અને તેણે માંડૂ તરફ આગળ પ્રયાણ કર્યું. એપ્રિલની તા. ૫ મીએ તે માંડુગઢની તળેટીમાં પહોંચી ગયો અને ત્યાં તેણે છાવણી નાખી. તેણે પ્રથમ તો કિલ્લાની આસપાસ ઘેરો નાખ્યો. તે પછી લશ્કરની ટુકડીઓને તે પ્રદેશના વિવિધ ભાગોમાં જઈ તેમને તારાજ કરવાના હુકમ આપ્યા. સુલતાન હુશંગશાહ સુલતાન અહમદશાહની પ્રવૃત્તિઓના સમાચાર મળતાં વેંત તાકીદે આવી પહોંચશે એ આશાએ માંડુના લશ્કરી રક્ષકો પોતાનાં સ્થાનો ઉપરથી ખસ્યા નહિ. ગુજરાતી ફોજોએ પ્રદેશનો કેટલોક ભાગ પોતાને કબજે કરી લીધો અને સુલતાન અહમદશાહે ત્યાં વહીવટ માટે પોતાના અમીરોની નિમણૂક કરી દીધી.[૨]

માંડુગઢની તળેટીમાં સુલતાને નાખેલો ઘેરો અડતાળીસ દિવસ ચાલુ રહ્યો. બંને પક્ષોનાં લશ્કરો વચ્ચે ઝનૂની અથડામણો થઈ. એટલામાં વર્ષાઋતુ નજીક આવી જવાથી છાવણી માટે વધારે યોગ્ય સ્થળ શોધવાની ફરજ સુલતાન અહમદશાહને પડી. ઈ.સ. ૧૪૨૨ના મેની તા. ૨૪ મીએ કૂચ પર કૂચ કરતો તે ઉજ્જેનમાં પહોંચ્યો. તે તરફનો ભાગ તેણે કબજે કર્યો અને ચોમાસુ ત્યાં ગાળ્યું. તેણે કબજે કરેલા પ્રદેશને પોતાના અમીરોમાં વહીવટ માટે વહેંચી નાખ્યો અને તેમના કર્મચારીઓ મહેસૂલ વસૂલ કરવા લાગ્યા.

તે પછી વર્ષા પૂરી થઈ અને હવામાન સારું થયું એટલે સપ્ટેમ્બરની તા. ૧૭મીએ[૩] તેણે ફરીથી ઘેરાની કાર્યવાહી શરૂ કરી અને ઉજ્જેનથી નીકળી તે માંડૂ પહોંચ્યો. ત્યાંના દિલ્હી દરવાજા પાસે તેણે પડાવ નાખ્યો અને કિલ્લાની

---

૧. 'મિર્આતે સિકંદરી' (પૃ. ૫૨, વડોદરા)માં ચોલી મહેશ્વર નામ છે અને સર વુલ્સેલી હેઈગે માહેશ્વર નામ આપેલું છે. ('The Cambridge History of India', Vol. III, p. 298)



૨. 'મિર્આતે સિકંદરી', પૃ. ૫૨; 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૦૯--૧૦; 'તારીખે ફિરિશ્તા' (ઉર્દૂ), ભા. ૪, પૃ. ૧૮૬ (હૈદરાબાદ).

3. 'The Cambridge History of India', Vol. III, p. 298.

આસપાસ ઘેરો નાખવા તમામ અમીરોને વિવિધ મોરચા સોંપ્યા. તેણે તે માટે ગુજરાતમાંથી વધારાની કુમક માગી. મલેક અહમદ અયાઝ તે જ મહિનાની તા. ૨૯મીએ ખજાના અને ભારે લડાયક શસ્ત્રસરંજામ સાથે ત્યાં આવી પહોંચ્યો. તેને સુલતાને તારાપુર દરવાજા ઉપર આક્રમણ કરનાર પાંખની વ્યવસ્થા સોંપી.

એ સમયે સુલતાન હૂશંગશાહ જાજનગર(ઓરિસ્સા)[૧]થી મોટી સંખ્યામાં સારા સારા હાથીઓ લઈ માંડૂ આવી પહોંચ્યો અને સુલતાન અહમદશાહના લશ્કરનો તારાપુર દરવાજા આગળ ઘેરો હોવા છતાં તેણે ત્યાંથી જ કિલ્લામાં પ્રવેશ કર્યો. તેના પરત આગમનને લઈને તેના લશ્કરમાં નવું જોમ આવ્યું. સુલતાન હૂશંગશાહે પૂરવેગથી કિલ્લાને મજબૂત કરવાની કાર્યવાહી શરૂ કરી અને કાળજી-પૂર્વક તેના રક્ષણની વ્યવસ્થામાં તે મશગૂલ થઈ ગયો.

હવે સુલતાન અહમદશાહને અનુભવ થઈ ગયો કે માંડૂનો મજબૂત અને કુદરતી રક્ષણ ધરાવનારો કિલ્લો જીતવો અસંભવિત તો નહિ, પરંતુ અતિ મુશ્કેલ કામ છે. તેણે વિવિધ વ્યૂહરચના અપનાવી છતાં તેને વિજય મળ્યો નહિ. અંતે તેણે ત્યાંથી ઘેરો ઉઠાવી લીધો અને પ્રદેશને તારાજ કરવાનું ચાલુ રાખવાના ઉદ્દેશથી ઉજ્જૈનના રસ્તે થઈ માળવાની મધ્યમાં આવેલા સારંગપુરમાં[૨] પહોંચવા તે રવાના થયો. સુલતાન હૂશંગશાહને સુલતાન અહમદશાહ સારંગપુર તરફ જઈ રહ્યો છે એવી માહિતી મળી ત્યારે તે લડાઈની બરાબર તૈયારી સાથે બીજા સીધા રસ્તે થઈ ડિસેમ્બરની તા. ૨૬મીએ ત્યાં પહોંચ્યો.

### સુલતાન હૂશંગશાહનું કાવતરું

સુલતાન અહમદશાહ સારંગપુર પહોંચ્યો ત્યારે સુલતાન હૂશંગશાહે કપટજાળ પાથરવા માંડી. અગાઉની પેઠે તેણે સુલતાન અહમદશાહ સાથે સુલેહ

---

૧. સુલતાન હૂશંગશાહ વેપારી વેશે એક હજાર જેટલા ઘોડેસવારો સાથે જાજનગર ગયો હતો. ત્યાંના રાજા ઉપર આક્રમણ કરીને તેણે તેને કેદ કર્યો હતો. તેણે તેની પોતાની ઓળખાણ આપી તે પછી ત્યાંના પ્રતિષ્ઠિત લોકોએ પોણોસો હાથી આપી રાજાને મુક્ત કરાવ્યો હતો અને તે હાથીઓ લઈ સુલતાન માળવા પરત આવ્યો હતો (Briggs, Vol. IV, pp. 178–79).

૨. એ મધ્ય પ્રદેશમાં ઈંદોરથી ૭૪ માઈલ ઉપર આવેલું છે. માળવાના બાઝ બહાદુરની વિખ્યાત હિંદુ પત્ની સ્વરૂપવાન રૂપમતિના મૃત્યુના સ્થળ તરીકે એ જાણીતું છે ('The Cambridge History of India', Vol. III, p. 371).

કરવાનો ડોળ કર્યો. તેણે પોતાના કેટલાક એલચીઓ સુલતાન અહમદશાહ પાસે મોકલ્યા અને તેમની મારફત તેને વિનંતી કરી કે "આપની ઈસ્લામ પ્રત્યેની નિષ્ઠા, દીનદારી અને ખુદાપરસ્તીથી હું પ્રભાવિત થયો છું. મારી માત્ર એક જ ભૂલને લઈને આપ ઈસ્લામી પ્રદેશોમાં વિનાશ સર્જો છો અને મને માફ કરવા તરફ આપ બિલકુલ ધ્યાન આપતા નથી. ફરીથી હું વિનંતી કરું છું કે મારી ભૂલ માફ કરો. હું સોગંદ ખાઉં છું કે હમેશાં હું આપને વફાદાર રહીશ. આપ આપના પાયતખ્તમાં પાછા જાઓ અને અહીંની આગળ ઉપરની તમામ પ્રવૃત્તિઓ બંધ કરો."[૧]

સુલતાનનું વલણ આ માફી સાંભળી બદલાઈ ગયું. તેના વજીરોએ પણ સિફારીશ કરી. સુલતાને અંતે સુલેહ કરી દીધી અને નચિંત થઈ બેસી ગયો. આથી લશ્કરના રક્ષણ બાબતમાં તે બેદરકાર થઈ ગયો. સુલતાન હૂશંગશાહ તો સુલતાન અહમદશાહને ગફલતમાં નાખી તેના ઉપર વળતું ઓચિંતુ આક્રમણ કરી બાજી ફેરવવાની ચાલબાજી કરી રહ્યો હતો અને તેમાં તે સફળ થયો. સુલતાન અહમદશાહ તેના દાવપેચનો ભોગ બન્યો. અગાઉ જેમ થયું હતું તેમ તેણે લશ્કરને પાછા ફરવાનો હુકમ કર્યો અને પરિણામે સ્વાભાવિક રીતે જ સંરક્ષણની વ્યવસ્થા ઢીલી પડી.[૨] આ જોઈ સુલતાન હૂશંગશાહે ઈ.સ. ૧૪૨૨ના ડિસેમ્બરની તા. ૨૬મીએ રાત્રિ દરમિયાન એકાએક ગુજરાતના લશ્કર ઉપર આક્રમણ કર્યું, જેથી તેમાં કોલાહલ મચી ગયો. હાથી ગાંડો થઈ છૂટી ગયો છે એવું કેટલાકે માન્યું. અમીર મલેક મુનીરે સુલતાન અહમદશાહને ઊંઘમાંથી જગાડ્યો. આજુબાજુની પરિસ્થિતિ જોઈને સુલતાન તરત જ શસ્ત્રસજ્જ થઈ તંબુમાંથી બહાર આવ્યો. તે અને તેના થોડા વીર સૈનિકો લડવાને તૈયાર થઈ ગયા. સુલતાન હૂશંગશાહ આગળ વધ્યો અને અથડામણ થઈ. દંડવાણ[૩]ના રજપૂત રાજા ગરાસિયા સામંતરાયની ટુકડી ઉપર સુલતાન હૂશંગશાહની એક ફોજ તૂટી પડી અને તે તેના પાંચસો રજપૂત સૈનિકો સાથે માર્યો ગયો. આ રીતે ગુજરાતી લશ્કરના એક ભાગને ભારે નુકસાન થયું.

---

૧. 'મિરઆતે સિકંદરી', પૃ. ૫૩ (વડોદરા).

૨. 'મિરઆતે સિકંદરી', પૃ. ૫૪ (વડોદરા); 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૧૦, 'તારીખે ફિરિશ્તા' (ઉર્દૂ), ભા. ૪, પૃ. ૧૮૯-૯૦ (હૈદરાબાદ).

૩. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૧૦, 'મિરઆતે સિકંદરી' (પૃ. ૫૪, વડોદરા)માં દંદાહનો સામંત એવું જણાવેલું છે.

**સુલતાન અહમદશાહનો વિજય**

દરમિયાન સુલતાન અહમદશાહે અને તેના અમીરોએ પોતાનું ગુજરાતી લશ્કર સંગઠિત કર્યું અને પૂરી તૈયારી કરી દીધી. વહેલી સવારમાં સુલતાન અહમદશાહ એક હજાર ઘોડેસવાર તથા અમીરોને સાથે લઈ માળવાના લશ્કર ઉપર તૂટી પડયો. લડાઈમાં પોતપોતાની પ્રતિષ્ઠા સાચવવા બંને સુલતાનોએ સામસામા આવીને મરદાનગીને ન્યાય આપ્યો અને તેમાં બંને ઘવાયા. દિવસનો પ્રકાશ થતાં સુલતાન અહમદશાહના મહાવતોએ પોતાના સુલતાનને ઓળખ્યો અને તેઓ સુલતાન હૂશંગશાહ તરફ ધસી ગયા. આ ઓચિંતો સામટો ધસારો જોઈ ગુજરાતના લશ્કર સામે ટકવું અસંભવિત જણાતાં સુલતાન હૂશંગશાહ ત્યાંથી નાસી છૂટયો અને તેનું લશ્કર વેરવિખેર થઈ ગયું. પરિણામે સુલતાન અહમદશાહ વિજયી બન્યો. માળવાના લશ્કરનો રહી ગયેલો તમામ શસ્ત્રસરંજામ ગુજરાતી સુલતાનના કબજામાં આવ્યો. સુલતાન હૂશંગશાહે જાજનગરથી આણેલા હાથીઓ પૈકીમાંના સાત મોટા હાથી પણ તેણે કબજે કર્યા.[1] સુલતાન હૂશંગશાહે સારંગપુરમાં આશ્રય લીધો. સુલતાન અહમદશાહે જોયું કે સારંગપુરની આસપાસ હવે ઘેરો નાખવો મુશ્કેલ છે, ફોજોએ પણ ઘણું કષ્ટ ઉઠાવ્યું છે અને તેમની પરેશાન હાલત થઈ ગઈ છે ત્યારે પાયતખ્ત તરફ પાછા ફરવાનો તેણે નિર્ણય કર્યો અને ઈ.સ. ૧૪૨૩ના માર્ચની તા. ૭મીએ ગુજરાત તરફ પ્રયાણ કર્યું. સુલતાન હૂશંગશાહને આ ખબર મળી ત્યારે તેણે સારંગપુર તરફથી તેનો પીછો કર્યો. સુલતાન અહમદશાહને એ માહિતી મળી ત્યારે તેણે ગુજરાત તરફ પાછા ફરવાની કૂચ અટકાવી અને તેણે સુલતાન હૂશંગશાહના લશ્કરની રાહ જોવા માંડી. તે આવી પહોંચતાં લડાઈની હરોળો ગોઠવાઈ ગઈ અને લડાઈ શરૂ થઈ. બંનેએ એકબીજાના દુશ્મનની ખાનાખરાબી કરવાના મરણિયા પ્રયત્નો કર્યા. પરિસ્થિતિ વિકટ બની ગઈ અને બંને પક્ષે ભારે ખુવારી થઈ. અંતે સુલતાન અહમદશાહના વિજયનો ઝંડો ફરકયો. સુલતાન હૂશંગશાહે ત્યાંથી નાસી છૂટી કિલ્લામાં જઈ આશ્રય લીધો. એ લડાઈમાં પણ તેણે જાજનગરથી આણેલા હાથીમાંથી કેટલાકને લડાઈના મેદાનમાં છોડી જવું પડયું. તેમનો કબજો ગુજરાતી



૧. 'તબકાતે અકબરી' (ભા. ૩, પૃ. ૧૧૧) અને 'મિરૂઆતે સિકંદરી'-(પૃ. ૫૨--૫૩, વડોદરા)માં ઓછાવધતા પ્રમાણમાં આ લડાઈનું વર્ણન છે.

લશ્કરે સંભાળી લીધો.[1] માળવા લશ્કરના લગભગ ચાર હજાર નવસો જેટલા સૈનિકો આ લડાઈમાં ખપી ગયા. તદુપરાંત માલમત્તા અને તેનો શસ્ત્રસરંજામ પણ ગુજરાતી લશ્કરે મોટા પ્રમાણમાં હાથ કર્યા. સુલતાન અહમદશાહે તે જ સ્થળે તે દિનની રાત્રિ ગુજારી અને ઈ.સ. ૧૪૨૩ના માર્ચની તા. ૧૭મીએ પ્રભાત થતાં તેણે ગુજરાત તરફ પોતાની પરત કૂચ આરંભી અને મેની તા. ૨૩મીએ અમદાવાદમાં આવી પહોંચ્યો. એ વિજયની મુબારકબાદી આપતાં હજરત પીર શેખ અહમદ ખટ્ટૂએ જે ઘોડો તેમને કોઈ એક મોગલે આપ્યો હતો તે ભેટ તરીકે સુલતાનને મોકલ્યો. તે ઉપર બેસીને તેમની ઝિયારત અર્થે ગયો. સુલતાને પણ બેહદ આનંદ અને ખુશીમાં આવી જઈ નાના મોટા સર્વને ઈનામ અકરામ આપી માલામાલ કર્યા અને વારંવાર જશ્ન ઊજવી લોકોને આનંદિત કર્યા. આ લડાઈમાં સૈનિકોએ ભારે મુસીબત ઉઠાવી હતી અને ઘણું લોહી રેડાયું હતું, તેથી બે સાલથી વિશેષ સમયના ગાળા સુધી તેણે કોઈ પણ આક્રમણ કરવાનું સાહસ ઉપાડયું નહિ અને તે પાટનગરમાં જ રહ્યો. ઘણોખરો સમય લોકોને ન્યાય આપવામાં, પ્રદેશની વ્યવસ્થા કરવામાં અને ખેતીને ઉત્તેજન આપવામાં તે ગાળતો રહ્યો. તદુપરાંત તેણે દરેક રીતે સુલેહશાંતિ સંભાળી રાખવાનાં પ્રયત્નો કર્યા.

**ઈડરના રાવ પૂંજા સાથે લડાઈ અને અહમદનગરનું વસાવવું**

જે હિંદુ રાજ્યોને સુલતાન અહમદશાહે શરણે આણ્યાં તે પૈકીનું એક ઈડરનું[2] રાજ્ય હતું. સૌથી વિશેષ સમય એટલે કે ઈ.સ. ૧૪૨૫થી ૧૪૨૮ સુધી તેણે સુલતાન સામે ટક્કર ઝીલી હતી. બન્યું હતું એવું કે માળવાની લડાઈ ખતમ થયા બાદ એક વખત સુલતાન આરામમાં સમય પસાર કરી રહ્યો હતો ત્યારે વજીરો તરફથી તેને કહેવામાં આવ્યું કે ઈડરના રાવ રણમલનો પુત્ર રાવ પૂંજો, આપ માળવાની લડાઈમાં રોકાયેલા હતા ત્યારે છૂપી રીતે સુલતાન હૂશંગશાહ સાથે ખટપટ કરતો રહેતો હતો અને તેના હિતેચ્છુ તરીકે કામ કરતો રહેતો હતો.

૧. 'મિરઆતે સિકંદરી' (પૃ. ૫૬)માં જણાવવામાં આવ્યું છે કે આ જીતના બે મહિના અગાઉ સુલતાન અહમદશાહે મહાન સૂફી હજરત શેખ અહમદ ખટ્ટૂને અમદાવાદ પત્ર પાઠવીને પુછાવ્યું હતું કે આ લડાઈ માટે કેટલો સમય મારે અહીં રોકાઈ રહેવું પડશે? તેમણે જવાબ પાઠવ્યો કે હિ.સ. ૮૨૬ (ઈ.સ. ૧૪૨૩)માં વિજય મેળવી પરત ફરશો અને એ જ પ્રમાણે બન્યું.



૨. ઈડરગઢ ઘણો ઊંચો નથી; પરંતુ તે ઊભો, પથરાળ અને મજબૂત કિલ્લેબંધીવાળો છે અને તેથી જ ગુજરાતમાં 'ઈડરિયોગઢ લેવો' એવો મહાવરો ઘડાયેલો છે.

તે સમયથી તેણે ખંડણી પણ ભરી ન હતી. આથી સુલતાન અહમદશાહે એક વાર આખરી આક્રમણ કરી હંમેશ માટે તેની સામે નિર્ણયાત્મક રીતે લડી લેવાનો દૃઢ નિશ્ચય કર્યો અને ઈ.સ. ૧૪૨૬માં ઈડર ઉપર તેણે આક્રમણ કર્યું. રાવ પૂંજો ડુંગરાળ પ્રદેશમાં નાસી છૂટયો. સુલતાને તેનો પ્રદેશ તારાજ કરવા માંડયો. એ બનાવના બીજા વરસે રાવને હંમેશ માટે દબાયેલો રાખવા ઈડરથી દશ કોસ ઉપર હાથમતી નદીને કિનારે સુલતાને પોતાના નામ ઉપરથી અહમદનગર નામનું એક શહેર વસાવ્યું[1] અને ત્યાં ઈ.સ. ૧૪૨૭ની આસપાસ પથ્થરનો કિલ્લો બાંધવો શરૂ કર્યો. ત્યાં પડાવ નાખી તે બાંધકામ પૂરું કરવા ઉપર તેણે પોતાનું ધ્યાન કેન્દ્રિત કર્યું. ત્યાંથી ઈડરના જુદા જુદા ભાગોમાં સૈનિકોની ટુકડીઓ મોકલીને ત્યાં ગામો અને ખેતરોમાંના પાકનો નાશ કરવાનું કામ તેણે શરૂ કર્યું. રાવ પૂંજો પોતાની પ્રજા ઉપર પડતો અસહ્ય ત્રાસ સહન કરી શકયો નહિ. તેણે સુલતાનના સૈનિકોનો સામનો કરવાની તૈયારી કરી અને સુલતાનના માણસો ઉપર ઓચિંતો હુમલો કરી વેર લેવાનું તેણે શરૂ કર્યું. અનેક વાર સુલતાનના સૈનિકોની ટુકડીઓ સામે તે લડયો. કોઈક વાર લાગ મળતાં ફાવતો, પરંતુ વારંવાર લડાઈ કરતાં કરતાં તે કંટાળ્યો. અંતે તેને ખાતરી થઈ કે શાહી ફોજનો સામનો કરવો મુશ્કેલ છે અને પ્રદેશમાં દિનપ્રતિદિન આફતો વધતી જ રહે છે. તેથી તેણે એલચીઓ મોકલી પોતાને માફ કરવા સુલતાન ઉપર વિનંતિપત્ર મોકલ્યો. પરંતુ તે વારંવાર સુલેહ કરી તેનો ભંગ કર્યા કરતો હતો એ અનુભવને લઈને સુલતાને તેની વિનંતી માન્ય રાખી નહિ. તેની સામે છેવટ સુધી લડી લેવા બાબતમાં તે મક્કમ હતો. તેણે જાતે ઈડરગઢ રાજધાની તરફ કૂચ કરી અને પહેલે જ દિવસે તે કિલ્લાનો તેણે કબજો લીધો. રાવ પૂંજો બીજાપુર તરફ નાસી ગયો. બીજે દિવસે રાજધાનીમાં લૂંટ ચલાવી સુલતાન અહમદનગર આવ્યો. તે જ વરસે એટલે કે ઈ.સ. ૧૪૨૭માં અહમદનગર પૂરેપૂરી રીતે બંધાઈ ગયું અને તેની સમીપમાં એક કિલ્લો પણ તૈયાર થઈ ગયો. તે પછી સુલતાને દરેક દિશામાં ફોજો મોકલી. ફરીથી સુલેહ માટે રાવ પૂંજાએ વિનંતી પાઠવી, પરંતુ સુલતાને તેનો આ વખતે પણ સ્વીકાર કર્યો નહિ. આથી રાવ પૂંજાને નાસભાગ કરતાં કરતાં અને છુપાતા ફરતાં ફરતાં લડાઈ ચાલુ રાખ્યા વિના છૂટકો ન હતો. જ્યાં જે કંઈ મળતું તે તે લૂંટી લેતો. વિશેષે કરીને સુલતાનના લશ્કરની ખાદ્યસામગ્રી જતી હોય ત્યારે તેની ઉપર તે છાપો

---

૧. 'અહમદનગર' ટૂંકમાં 'અમનગર' નામથી ઓળખાતું. આગળ જતાં ત્યાંના પાટવી કુંવર હિંમતસિંહજીના નામ ઉપરથી એનું નામ હિંમતનગર રાખવામાં આવ્યું હતું. દખ્ખણમાંના નિઝામશાહી પાયતખ્ત અહમદનગર સાથે પોસ્ટખાતામાં ગૂંચવાડો થતો દૂર કરવા એમ કરવામાં આવ્યું હતું.

મારતો. એક વખત ઈ. સ. ૧૪૨૮માં સુલતાનની એક ટુકડી ઘાસ લેવા ગઈ હતી તેની સાથે રાવ પૂંજાને ઝપાઝપી થઈ. સુલતાનની ટુકડી વેરવિખેર થઈ ગઈ. તેના એક હાથીને પૂંજાએ ઘાયલ કર્યો અને ભગાડયો. થોડા સમય બાદ સુલતાનના સૈનિકો ફરીથી એકત્ર થયા અને તેનો પીછો કર્યો. નાસતો નાસતો એક કરાડ આગળ જઈ ચઢયો. તે વખતે સુલતાનનો છૂટો પડેલો હાથી રાવ પૂંજાના ઘોડાની નજીક આવી પહોંચતાં તે ભડકયો અને ઘોડો તથા પૂંજો બંને કરાડ ઉપરથી બાજુની ખીણમાં પડયા અને મરી ગયા.[૧] હાથીને પકડી લેવામાં આવ્યો, પરંતુ રાજાનું શું થયું તે જાણવાની પરવા કોઈએ કરી નહિ. બીજે દિવસે એક કઠિયારો લાકડાં કાપવા તે ખીણમાં ગયો. પોશાક ઉપરથી મોટા માણસનું શબ ત્યાં પડેલું તેણે જોયું. તેનું માથું કાપીને તે સાથે તે શાહી તંબુમાં હાજર થયો. તેની ઓળખવિધિ કરવામાં આવી. અગાઉ જે માણસ રાવ પૂંજાની સેવામાં હતો અને એ સમયે સુલતાન અહમદશાહના દરબારમાં નોકરી કરતો હતો તેને બતાવ્યાથી તેના ચહેરા ઉપર ઉદાસી છવાઈ ગઈ. તેણે જાહેર કર્યું કે 'સરકાર રાવજી' એ જ છે. તેણે આ રીતે રાવ પૂંજા પ્રત્યે પ્રદર્શિત કરેલા માનથી મજલિસમાંના લોકોને માઠું લાગ્યું. સુલતાને કહ્યું, "એમાં વાંધો નથી. એણે નિમકનો હક અદા કર્યો છે, કારણ કે લાંબો સમય એ તેના સેવક તરીકે રહ્યો હતો." સુલતાન તેની વફાદારીથી ઘણો પ્રસન્ન થયો અને બક્ષિસ આપી તેણે તેનું બહુમાન કર્યું.

આ પ્રસંગે સુલતાન અહમદશાહે વિશલનગર (વર્તમાન વીસનગર) પ્રદેશને પણ તારાજ કર્યો. તે પછી બીજાપુર સુધીના ઈડર રાજ્યના તમામ પ્રદેશનો કબજો લેવાનો ફોજને તેણે હુકમ કર્યો. એવામાં રાવ પૂંજાના પુત્ર હરિરાયે[૨] ખાનજહાન સુલતાની મારફત તેને માફી બક્ષવા વિનંતીપત્ર મોકલ્યો. સુલતાને ઉદારતા વાપરી તેની ભૂલો દરગુજર કરી અને તેના બાપને સ્થાને તેને સ્થાપિત કર્યો. તેણે સુલતાનને ત્રણ લાખ ચાંદીના ટંકાની વાર્ષિક ખંડણી આપવાનો મક્કમ વાયદો આપ્યો. સુલતાને તેનો સ્વીકાર કર્યો. તેણે મલેક હસનને સફરુલ્-

૧. મિરૂઆતે અહમદી', ભા. ૨, પૃ. ૪૭.

૨. 'The Delhi Sultanate (Bharatiya Vidya Bhavan), p. 160. એમાં એ સાથે વીરરાય નામ પણ આપેલું છે. વુલ્સેલી હેઈગે ('The Cambridge History of India', Vol. III, p. 298). હરરાય નામ જણાવ્યું છે. 'તબકાતે અકબરી' (ભા. ૩, પૃ. ૧૧૪)માં પણ હરરાય છે.[11]

મુલ્કનો ખિતાબ એનાયત કરી તેની નિમણૂક અહમદનગરના કિલ્લાના રક્ષણાર્થે કરી. તે પછી તેને એક ફોજ સોંપી તે અમદાવાદ પાછો ફર્યો.

### ઈડર પર પુનઃ ચડાઈ

થોડા જ સમય બાદ હરિરાય કરાવ મુજબ નક્કી થયા મુજબની ખંડણીની રકમ ચૂકવવામાં આનાકાની કરી રહ્યો હતો. એવામાં તેના કાન ઉપર એવી અફવા પહોંચી કે સુલતાન અહમદશાહ એક મોટી ફોજ લઈ આવે છે. આથી ગભરાઈ જઈ રાજધાની છોડી તે નાસી છૂટયો. સુલતાનને આ સમાચાર પહોંચાડવામાં આવ્યા ત્યારે ઈ. સ. ૧૪૨૮ના નવેમ્બરની તા. ૧૩મીએ તે ઈડરમાં આવ્યો અને ત્યાં એક મોટી જામે મસ્જિદનો પાયો નાખ્યો અને એક મોટી ફોજ મૂકી. તે પછી તે અમદાવાદમાં પાછો ફર્યો.

### વહીવટી સુધારા

ઈડરમાંથી પાછા ફર્યા પછી બે ત્રણ વરસ સુલતાને વહીવટી સુધારા કરવામાં ગાળ્યાં. તેમાં લશ્કર અને નાણાને લગતા સુધારા મુખ્ય હતા. તેણે સૈનિકોને અરધા પગાર પેટે રોકડ રકમ આપવાનું અને અરધા પગાર પેટે જમીન આપવાનું નક્કી કરાવ્યું. એમ કરવાનું કારણ એ હતું કે પગારની આખી રકમ રોકડ આપવામાં આવે તો સૈનિકો તે ગમે તેમ વાપરી નાખે અને તેમની પાસે સાધનસામગ્રીની વ્યવસ્થા રહે નહિ. પરિણામે સલ્તનતના રક્ષણ બાબતમાં તે બેપરવા બની જાય. અરધો પગાર જમીનરૂપે મળતાં નવરાશના વખતમાં તે ખેતી કરે, ઢોર ઉછેરે અને દૂધ-દહીં વગેરે પણ મેળવી લઈ શકે. આમ થવાથી જમીન સાથે સંબંધ થવાથી સલ્તનતના રક્ષણમાં તે દિલચસ્પી પણ લઈ શકે. વતનથી દૂર લડાઈ ચાલતી હોય તો ત્યાં તેને પગાર પહોંચાડવાની વ્યવસ્થા પણ કરવામાં આવી. જેથી તેઓને દેવું કરવાની જરૂર પડે નહિ અને તેઓ આવશ્યક ચીજો મેળવી લઈ શકે અને જમીનની કાયમની આવક આવતી રહેતી હોવાથી ઘર અને કુટુંબના ભરણપોષણની ફિકરચિંતા પણ તેમને રહે નહિ.

નાણાં અને મહેસૂલ ખાતા ઉપર સરકારી અંકુશ રાખવા બાબતમાં પણ તેણે યોગ્ય સુધારા કર્યા.

### દક્ષિણના બહમની રાજ્ય સાથે સુલતાન અહમદશાહની લડાઈ



ઈ.સ. ૧૪૨૯માં ઝાલાવાડના રાજા કાન્હા(કૃષ્ણ)ના[12] દિલમાં હિંદુઓ પ્રત્યેનું સુલતાન અહમદશાહનું ખરાબ વર્તન જોઈ એવી ચિંતા પેઠી કે ઈડરની

લડાઈમાંથી સુલતાન ફારેગ થયો છે, તેથી હવે કદાચ મારા તરફ તે તેની નજર ફેરવશે, કારણ કે મેં પણ સુલતાનને ઘણો હેરાન કર્યો છે અને વારંવાર માળવાના સુલતાન હૂશંગશાહને તેની સામે લડવા ઉશ્કેર્યો છે. આવો વિચાર આવતાં તે ગભરાયો અને તેથી કીમતી માલસામાન લઈ પોતાના પ્રદેશમાંથી નાસી છૂટ્યો અને ખાનદેશના નસીરખાન પાસે પહોંચી તેણે ત્યાં આશ્રય લીધો. પરંતુ નસીરખાનમાં તેને બચાવવાની શકિત ન હતી, તેથી તેણે સિફારશચિઠ્ઠી આપી તેને બહમની સુલતાન અહમદશાહ (ઈ.સ. ૧૪૨૨--૧૪૩૫) પાસે બીદરમાં મોક્લી આપ્યો અને તેણે તેને એક ફોજ આપી તેને નંદરબાર અને સુલતાનપુરના પ્રદેશમાં અશાંતિ ફેલાવવા અને લૂંટફાટ કરવા રવાના કર્યો.

આવા સમાચાર સુલતાન અહમદશાહને મળ્યા ત્યારે તેણે તેના પોતાના શાહજાદા મોહમ્મદખાનને એક લશ્કર તથા કેટલાક મહાન અમીરો સાથે મોકલ્યો. એ ગુજરાતી લશ્કરે બહમની લશ્કરને હરાવ્યું અને દોલતાબાદ તરફ ભગાડી મૂક્યું. મોટી સંખ્યામાં તેમાંના સૈનિકો કતલ થયા કે ઘાયલ થયા અને ઘણા ગિરફતાર થયા. આ સમાચાર બહમની સુલતાનને મળ્યા ત્યારે તેણે પણ પોતાના શાહજાદા અલાઉદ્દીન અહમદ તથા વચલા શાહજાદા ખાન જહાનને તેનું વેર લેવાને તથા ગુજરાત ઉપર આક્રમણ કરવાને તથા ઝાલાવાડના કાન્હાને ફરીથી તેના રાજ્યમાં સ્થાપવા રવાના કર્યા. તેઓ લશ્કર સાથે દોલતાબાદમાં પહોંચ્યા અને ત્યાં ખાનદેશનો નસીરખાન અને ઝાલાવાડનો કાન્હો રાજા પણ પોતપોતાની ફોજો લઈ તેની સાથે જોડાયા. ગુજરાતનો શાહજાદો મોહમ્મદખાન પોતાનું લશ્કર લઈએ મિત્ર રાજ્યોની ફોજો સામે લડવા દોલતાબાદ તરફ રવાના થયો અને તેની વાયવ્યમાં આડત્રીસ માઈલ ઉપર અને ખાનદેશમાંથી દખ્ખણમાં જવાના ઘાટ માણેકપુંજ[1] આગળ બંને પક્ષો વચ્ચે મોટી લડાઈ થઈ. તેમાં મિત્ર રાજ્યોની હાર થઈ. બહમની શાહજાદો અલાઉદ્દીન અહમદ દોલતાબાદ તરફ નાસી ગયો અને નસીરખાન અને રાજા કાન્હો પણ ખાનદેશમાં ભાગી ગયા. શાહજાદા મોહમ્મદખાનને દોલતાબાદની આજુબાજુ ઘેરો નાખવો નિરર્થક લાગતાં તેણે ખાનદેશનો કેટલોક ભાગ તારાજ કર્યો અને તે નંદરબાર પહોંચી ગયો. ત્યાંથી તેણે સુલતાન અહમદશાહને પોતે પ્રાપ્ત કરેલી ફત્તેહની ખુશીના સમાચાર મોકલ્યા. સુલતાને તેના જવાબમાં મોકલેલા ફરમાનમાં ખુશી પ્રદર્શિત કરી. શાહજાદો મોહમ્મદખાન થોડો સમય ત્યાં રહ્યો અને તે પ્રદેશમાં વ્યવસ્થા સ્થાપી.

---



૧. 'તારીખે ફિરિશ્તા' (ઉર્દૂ), ભા. ૪, પૃ. ૧૮૮ (હૈદરાબાદ); 'The Cambridge History of India', Vol. III, p. 299. હારૂનખાન શેરવાનીએ માત્ર માણેકઘાટ નામ લખ્યું છે (The Bahmanis of the Deccan, p. 206).

તે પછી સુલતાન અહમદશાહ બહમનીએ ત્યાં વધારાની ફોજો મોકલી અને નસીરખાન અને કાન્હો તેમાં જોડાયા. પરંતુ ફરીથી દખ્ખણના લશ્કરને શિકસ્ત મળી. આ રીતે ગુજરાત અને બહમની સલ્તનત વચ્ચે જે સંઘર્ષ શરૂ થયો તે બે વરસ ચાલુ રહ્યો.

## માહીમની લડાઈ

ઈ.સ. ૧૪૩૦માં સુલતાન અહમદશાહ બહમનીએ તેના વઝીર મલેકુત્-તુજ્જાર ખલફ હસન બસરી જેણે તેને તખ્ત મેળવવામાં મદદ કરી હતી તેને કોંકણમાં સળગેલાં તોફાનો દબાવી દેવા રવાના કર્યો. તેણે તેને સોંપવામાં આવેલી ફરજ સારી રીતે અદા કરી તે સાથે તેણે ગુજરાત રાજ્યની દક્ષિણમાં સૌથી છેડે (વર્તમાન મુંબઈ નજીક) આવેલા માહીમ ટાપુ ઉપર આક્રમણ કર્યું અને તેનો કબજો લીધો. તે સમયે કુત્બખાન ત્યાંનો હાકેમ હતો તે એ મુસીબતમાં સપડાયેલા અન્ય લોકોસાથે સુલતાન અહમદશાહ પાસે આવ્યો. સુલતાને પોતાના શાહજાદા ઝફરખાનને અન્ય અમીરો સાથે માહીમ તરફ રવાના કર્યો. તે સાથે દીવના કોટવાલ મુખ્લિસુલ્મુલ્કને ફરમાન મોકલ્યું કે તમામ બંદરો ઉપરથી જહાજો મેળવી જહાજી બેડો ઝફરખાનને મદદ કરવાને માહીમ મોકલી આપો. આથી દીવ, વેરાવળ, ઘોઘા અને ખંભાતથી સત્તર[1] જહાજોનો કાફલો તે તરફ ગયો.

બીજી બાજુએ બહમની ફોજોના સિપાહસાલાર શાહજાદા અલાઉદ્દીન અહમદે પણ ખલફ હસનને સહાય કરવાના ઉદ્દેશથી કૂચ કરી. બંને શાહજાદાઓએ માહીમની ખાડીના કાંઠે સામસામી છાવણી નાખી. અમીરોની સલાહથી ગુજરાતી શાહજાદાએ એવું નક્કી કર્યું કે માહીમ નજીક જે કાફલો આવી પહોંચ્યો છે તેને કોંકણના મુખ્ય નગર થાણા મોકલી આપવો. તે પછી તેણે અમીર ઈફ્તિખારુલ્મુલ્ક અને મલેક સોહરાબ સુલતાનીને થાણા જીતી લેવા રવાના કર્યા. તેઓ ત્યાં પહોંચી ઘેરો નાખવા તૈયાર થઈ ગયા અને જહાજો પણ ત્યાં આવ્યાં. આખી જમીન તેમ જ દરિયા ઉપર ઘેરો તેમણે નાખ્યો.[2] થાણાના કિલ્લાના રક્ષક સિપાહસાલારે વીરતાથી સામનો કર્યો, પરંતુ ગુજરાતના બહાદુર સિપાઈઓ આગળ

૧. નિઝામુદ્દીન અહમદે 'તબકાતે અકબરી'માં નાનાં મોટાં સાતસો જેટલાં જહાજ તૈયાર કરી મોકલવામાં આવ્યાં હતાં એમ જણાવ્યું છે.



૨. 'તારીખે ફિરિશ્તા' (ઉર્દૂ), ભા. ૪, પૃ. ૧૮૮ (હૈદરાબાદ), 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૧૭-૧૮.

તેનું કંઈ ચાલ્યું નહિ. લાચાર થઈ તે ત્યાંથી નાસી છૂટયો[1] અને ગુજરાતી લશ્કરે કિલ્લાનો કબજો લીધો. ત્યાં રક્ષણ માટે કેટલીક ફોજો મૂકવામાં આવી અને બાકીની ફોજો માહીમ તરફ રવાના કરવામાં આવી.

બહમની શાહજાદો અલાઉદ્દીન થોડો સમય માહીમના ટાપુ ઉપર રહ્યો: ત્યાંની આબોહવા તેને માફક ન આવી. તેથી તેણે પોતાનો મુકામ ત્યાંથી થોડે દૂર રાખ્યો. આનો લાભ લઈ ઝફરખાન ખલફ હસનની ફોજ સામે લડવા ગયો. તેણે ગુજરાતી શાહજાદાને આવતો રોકવા ઝાડો કાપી એક મજબૂત આડ કિનારા તરફથી બંદરના પ્રદેશના રસ્તા ઉપર ઊભી કરી દીધી હતી. અહીં પણ સવારથી સાંજ સુધી ગુજરાતમાંની તરી તેમ જ ખુશ્કી ફોજો સહકારથી લડી. દખ્ખણી સિપાહસાલાર ખલફ હસન ઝનૂનથી લડયો; પરંતુ સામનો કરવાની તાકાત ઘટી જવાથી તે નાસી છૂટયો અને માહીમના ટાપુમાં પહોંચી ત્યાં તેણે આશ્રય લીધો. આ લડાઈમાં બે હજાર દખ્ખણી સૈનિકો અને અમલદાર માર્યા ગયા અને ખલફ હસનનો ભાઈ હુસૈન બિન હસન ગિરફતાર થયો. એટલામાં થાણાથી જહાજી કાફલો પણ આવી પહોંચ્યો અને માહીમને ખુશ્કી અને તરી બંને તરફ ઘેરો નાખવાનું નક્કી કરવામાં આવ્યું. ખલફ હસને સુલતાન બહમની ઉપર કુમક મોકલવા કહેણ મોકલ્યું. તેણે દસ હજાર ઘોડેસવારનું એક મોટું લશ્કર અને સાઠ હાથીઓ સાથે પોતાના બે શાહજાદાઓને મોકલ્યા અને તેમને સલાહ આપવા ખાનજહાન વજીરને તેમની સાથે રવાના કર્યો. એ બધા આવી પહોંચતાં દખ્ખણીઓમાં જોમ આવ્યું. તે પછી બંને પક્ષો વચ્ચે લડાઈ ચાલી. દખ્ખણીઓ શિકસ્ત ખાઈ નાસી છૂટયા. ગુજરાતી લશ્કર વિજયી બન્યું. શાહજાદો ઝફરખાન તે પછી માહીમ આવ્યો અને આખો મુલક કબજે કર્યો. લૂંટના માલનો મોટો જથ્થો તેણે અમદાવાદ મોકલ્યો.[2] તેમાં વિવિધ પ્રકારનું કાપડ અને સોનાચાંદી વગેરે હતાં. ઝફરખાને માહીમનો પ્રદેશ જુદા જુદા સરદારોને સુપરત કર્યો.

**બહમની સુલતાનનું બાગલાણ ઉપર આક્રમણ**

મજકૂર હારના સમાચાર સાંભળી બહમની સુલતાન અહમદશાહ અતિ દાઝે બળવા લાગ્યો અને તેનું વેર લેવા તેણે મોટી તૈયારી કરી. પંડે એક વિશાળ લશ્કર સાથે રવાના થયો અને ગુજરાત અને દખ્ખણની સીમા ઉપર આવેલા 

૧–૨. M. S. Commissariat', A History of Gujarat', Vol I, p. 89.

ગુજરાતની સત્તા નીચેના બાગલાણ ઉપર તેણે આક્રમણ કર્યું. એ સમયે ગુજરાતનો સુલતાન અહમદશાહ ચાંપાનેરના કિલ્લાની આસપાસ ઘેરો નાખીને પડયો હતો. મજકૂર સમાચાર મળતાં ચાંપાનેરનો ઘેરો ઉઠાવી લઈ તરત જ પૂર ઝડપે કૂચ ઉપર કૂચ કરતો નાંદોદને તારાજ કરતો તે નંદરબાર પહોંચ્યો. બહમની સુલતાન આ સમાચાર મળતાં બીડર પાછો ચાલ્યો ગયો. સુલતાન અહમદશાહ દખ્ખણીઓ સાથે લડવાનું પસંદ કરતો ન હતો, તેથી તે રાજી થયો અને ત્યાંથી પાછો ફર્યો; પરંતુ તાપી નદી તેણે ઓળંગી ત્યારે કાસદ ખબર લઈ આવ્યો કે "બહમની સુલતાને પાછા ફરી ગુજરાતના તાબાના તંબોલના[1] કિલ્લાને[13] ઘેરો ઘાલ્યો છે અને મલેક સઆદત સુલતાનીએ જાનફિશાનીથી તેના બચાવ કરવામાં કંઈ મણા રાખી નથી." આ સાંભળી સુલતાન અહમદશાહે સફીર મોકલી બહમની સુલતાનને પેગામ પાઠવ્યો કે આપ એ કિલ્લો છોડી દો તો અમારા દિલમાં એ બાબતે હજુ પણ કંઈ રોષ રહેશે નહિ અને અગાઉની પેઠે આપણી વચ્ચે પ્રેમ અને મહોબ્બતમાં વૃદ્ધિ થશે. બહમની સુલતાને અમીરો અને વજીરો સાથે મસલત કરી ત્યારે તેને એવી સલાહ મળી કે બહુધા કિલ્લામાં સામગ્રી ઓછા પ્રમાણમાં રહી ગઈ છે, તેથી ત્યાં સુલતાન અહમદશાહ આવે તે પહેલાં આપણે તે જીતી લેવો જોઈએ. સફીરે આવી માહિતી સુલતાન અહમદશાહને આપી. એ સાંભળતાં વેંત તાપી નદી ઓળંગી તે તરફ પહોંચ્યો.

તે તંબોલ પહોંચ્યો તે સાંભળી બહમની ફોજ ત્યાંથી પાછી હઠી. તે પછી બંને પક્ષોનાં લશ્કરોનો વ્યૂહ ગોઠવાઈ ગયો અને લડાઈ શરૂ થઈ. તેમાં દખ્ખણી લશ્કરની ભારે ખુવારી થઈ. અંતે બહમની સુલતાન હતાશ થઈ ગયો અને ઘેરો ઉઠાવી નછૂટકે પાછો ફર્યો. સુલતાન અહમદશાહે બીજે દિવસે કિલ્લામાં પ્રવેશ કરી મલેક સઆદત સુલતાનીનું બહુમાન કર્યું. ત્યાં થોડી ફોજ રક્ષણ માટે મૂકી તે તાલનેર ગયો અને ત્યાંના કિલ્લાની મરામત કરાવી ત્યાંના વહીવટ માટે મલેક તાજુદ્દીનની નિમણુક ઐનુલ્ મુલ્કનો ખિતાબ એનાયત કરી ત્યાં કરી. તે પછી તે અમદાવાદ પાછો ફર્યો (ઈ.સ. ૧૪૩૧માં).

**હિંદુ રાજાઓ સાથે અંતિમ લડાઈ**

સુલતાન અહમદશાહ દક્ષિણની લડાઈમાંથી ફારેગ થયા પછી ઈ.સ. ૧૪૩૩માં મેવાડ બાજુ નાગોર તરફ રવાના થયો. રસ્તામાં નગરો અને ગામડાં લૂંટતો અને



૧. Briggs, Vol. IV, pp. 28-30.

વિનાશ વેરતો તથા મંદિરો તોડતો તે આગળ વધ્યો. રાજા મહારાવલ ગણેશ, ગજપાલ કે ગોપીનાથના ડુંગરપુર ઉપર તેણે છાપો માર્યો અને તેને ખંડણી આપવાની ફરજ પાડી.[1] આ કૂચ દરમિયાન રાઠોડ રાજાઓ શરણે થયા અને તેમણે ખંડણી આપવાનું કબૂલ્યું.[2] નાગોરના હાકેમ ફીરોઝખાન (શમ્સખાન દન્દાની-નો પુત્ર) લાખો ટંકાની ખંડણી આપવા સુલતાન આગળ હાજર થયો. સુલતાને તેનો સ્વીકાર કર્યો નહિ.[3] પરંતુ તેને મળીને ખુશી પ્રદર્શિત કરી અને કીમતી ખિલાત અને ઈનામ ઈકરામ એનાયત કરી તેનું તેણે બહુમાન કર્યું. તે પછી તે અમદાવાદ પાયતખ્તમાં પરત આવ્યો.

### માળવા ઉપર સુલતાન અહમદશાહનું આક્રમણ અને તે પછી તેનું અવસાન

ઈ.સ. ૧૪૩૫માં સુલતાન હૂશંગશાહ ગુજરી ગયો તે પછી તેનો વિલાસી અને શરાબી શાહજાદો ગઝનીખાન તખ્ત ઉપર મોહમ્મદશાહ ખિતાબ ધારણ કરીને બેઠો અને તેના વજીર મલેક મહમૂદખાન ખલજીએ દશ જ મહિનામાં સાકી મારફત ઝેર અપાવી તેને મારી નંખાવ્યો. અમીરોએ ગઝનીખાનના શાહજાદા એટલે કે સુલતાન હૂશંગશાહના પૌત્ર મસઊદખાનને તખ્ત ઉપર બેસાડ્યો, પરંતુ મલેક મહમૂદખાન ખલજીએ તેને તખ્ત ઉપરથી ઉઠાડી નસાડી મૂક્યો અને તે પોતે મહમૂદશાહ ખિતાબ ધારણ કરી માળવાના તખ્ત ઉપર બેઠો (ઈ.સ. ૧૪૩૬). આથી મસઊદખાન સુલતાન અહમદશાહને શરણે આવ્યો અને તેનું તખ્ત પાછું મેળવી આપવા તેને વિનંતી કરી. લગભગ બે વરસ સુધી મસઊદખાન સુલતાન અહમદશાહના મહેમાન તરીકે મદદની આશાએ અમદાવાદમાં રહ્યો. તે પછી વજીરો અને અન્ય અમીરોની સિફારિશથી તેની વિનંતી સુલતાને સ્વીકારી, જેને

---

૧. **Delhi Sultanate (Bharatiya Vidya Bhavan), p. 159;** 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૨૩; પરંતુ શાંતિનાથ મંદિરના વિ.સં. ૧૫૨૫-(ઈ.સ. ૧૪૬૮)ના શિલાલેખમાં જણાવવામાં આવેલું છે કે ગોપીનાથે ગુજરાતના મહમદ સુલતાનને હરાવ્યો હતો અને તેનો ખજાનો લૂંટી લીધો હતો. (**गौरीशंकर ओझा, 'राजपूताना का इतिहास', जि. ३, भा. १, पृ. ६५**).

૨. 'તારીખે ફિરિશ્તા'માં બૂંદી અને કોટાના રાજ્ય ઉપર ચડાઈ કરી હોવાનું જણાવેલું છે, પરંતુ તે સંભવિત લાગતું નથી. મેવાડને વટાવી ગયા વિના ત્યાં પહોંચવું અશક્ય છે.



૩. શમ્સખાન દન્દાની સુલતાન અહમદશાહના દાદાનો નાનો ભાઈ થતો હતો. એમ જણાય છે કે નાગોર સામે સુલતાનને ઝઘડો હતો, કારણ કે સુલતાનના ખાનદાનને વડીલ શાખા તરીકે ફીરોઝખાન માન આપતો ન હતો.

પરિણામે ઈ.સ. ૧૪૩૮માં સુલતાને એક મોટી ફોજ લઈ માળવા ઉપર આક્રમણ કર્યું અને માંડૂ ગઢની આસપાસ ઘેરો નાખ્યો. તે લાંબો સમય ચાલુ રહ્યો. દિવસ દરમિયાન ફોજ પહાડી કિલ્લામાંથી નીચે ઊતરી લડતી હતી અને સાયંકાળે ઉપર ચઢી જતી હતી. મહમૂદખાન ખલજી એક વખત પૂરું બળ વાપરી આખરી જંગ ખેલી લેવાની ઇચ્છા રાખતો હતો, પરંતુ કિલ્લામાં સુલતાન હૂશંગશાહના ઘણા અમીરો એવા હતા, જેમના ઉપર મહમૂદખાન ખલજીને વિશ્વાસ ન હતો. અંતે તેને એક યુક્તિ સૂઝી તે મુજબ તેણે ખજાનાનો દરવાજો ખોલી દીધો અને તમામ લોકોને તેમના પદ મુજબ ઇનામ અકરામ એનાયત કરવાનું શરૂ કર્યું. ગરીબો માટે લંગરખાનાં ખોલ્યાં અને આમજનતા માટે અનાજની એવી ગોઠવણ કરી કે ઘેરા દરમિયાન કિલ્લામાં કોઈને અછત જેવું લાગ્યું નહિ. આવી તેની ઉદારતા જોઈને લોકોમાં તે પ્રિય થયો. તે પછી તેણે સુલતાન અહમદશાહની ફોજમાં ફાટફૂટ પેદા કરવા કોશિશ શરૂ કરી. તેને પરિણામે સૈયદ અમીર; ઇમાદુલ્મુલ્કનો પુત્ર સૂફીખાન, મલેક શરફુલ્મુલ્ક, મહમૂદ બિન અહમદ સલાહદાર, મલેક કાસિમ અને મલેક કિવામુલ્મુલ્ક જેવા ગુજરાતી અમીરો ભેટસોગાદ અને ઇનામ અકરામ અને જાગીરોના જોરે મહમૂદખાન ખલજીના ફરેબમાં આવી ગયા અને તેના તરફદાર થઈ ગયા. તેમની સલાહ મુજબ મહમૂદખાન ખલજીએ ગુજરાતી ફોજ ઉપર રાત્રિ દરમિયાન એકાએક છાપો મારવાનું નક્કી કર્યું. કર્મસંજોગે સુલતાન હૂશંગશાહના તબેલાના દારોગા નસીરખાનને આ માહિતી મળી ગઈ હતી. તેણે તરત જ સુલતાન અહમદશાહને એ બાતમી પહોંચાડી. ગુજરાતી ફોજ તૈયાર થઈ ગઈ. આથી મહમૂદખાન ખલજી મજકૂર ઇરાદાથી કિલ્લાની નીચે ઊતર્યો ત્યારે તેની માન્યતા વિરુદ્ધ તેણે ગુજરાતી ફોજને લડાઈ માટે તૈયાર જોઈ. તેણે તેમ છતાં હિંમતથી હુમલો કર્યો. ગુજરાતી ફોજે પણ તેનો સામનો કર્યો. સવાર સુધી જોરશોરથી લડાઈ ચાલી અને બંને પક્ષોના સૈનિકો વીરતાથી લડ્યા. સવાર થતાં ફોજો પોતપોતાનાં સ્થાનો ઉપર પહોંચી ગઈ. સુલતાન અહમદશાહે ઘેરો લાંબો ચાલશે એવી ધારણાથી પોતાના શાહજાદા મોહમ્મદખાનને પાંચ હજાર ઘોડેસવાર અને ત્રીસ હાથી આપી સારંગપુરનો કબજો મેળવવા રવાના કર્યો. આથી મહમૂદ-ખાન ખલજી પણ તે તરફ રવાના થયો. હાજી અલી નામના અમીરે આ ખબર સુલતાન અહમદશાહને આપી જેથી એક ઝડપી કાસદ મોકલી સુલતાન અહમદશાહે મહમૂદખાન ખલજી સારંગપુર પહોંચે તે પહેલાં શાહજાદા મોહમ્મદખાનને ઉજ્જૈનના રસ્તે પાછો બોલાવી લીધો. સુલતાન અહમદશાહ એ સમયે ઉજ્જૈનમાં હતો. સુલતાન હૂશંગશાહના કુટુંબના શાહજાદા ઉમરખાને એક ફોજ સારંગપુરનો કબજો મેળવવા આગળ મોકલી અને પાછળથી તે પણ ગયો. મહમૂદખાન ખલજી

સારંગપુર પહોંચી પ્રથમ શાહજાદા ઉમરખાન સાથે લડી લેવાને તૈયાર હતો, કારણ કે સુલતાન અહમદશાહ ત્યાં વીસ હજાર ઘોડેસવાર અને ત્રણસો હાથી સાથે આવતો હોવાની ખબર તેને મળી હતી. બીજી બાજુ શાહજાદો ઉમરખાન પણ સારંગપુર જઈ પહોંચ્યો. બંને લશ્કરો વચ્ચે ખૂબ લડાઈ જામી. તેમાં ઉમરખાન ગિરફતાર થયો અને તેની કતલ કરવામાં આવી હતી. એમાંથી મુક્ત થઈ મહમૂદખાન ખલજી સુલતાન અહમદશાહનો સામનો કરવા નીકળ્યો. બંનેનાં લશ્કરો લડાઈ માટે સામસામાં આવે તે અગાઉ ગુજરાતી લશ્કરમાં મરકી ફાટી નીકળી અને બે દિવસમાં હજારો માણસો મરી ગયા.[1] ખુદ સુલતાન અહમદશાહ ઉપર પણ તેની અસર થઈ અને તે જ બીમારીની હાલતમાં તેણે ગુજરાતમાં પાછા આવી જવું પડયું. આથી મસઊદખાનને માળવાના તખ્ત ઉપર બેસાડવાનું માથે લીધેલું કામ તે પૂરું કરી શક્યો નહિ. એ તેના જીવનકાળની અંતિમ લડાઈ હતી. ઈ. સ. ૧૪૪૨ની ઑગષ્ટની તા. ૧૨ મીએ તેનું અવસાન થયું. અમદાવાદની જામે મસ્જિદ સામે માણેકચોક પાસે શાહી મકબરા(હજીરા)માં તેને દફનાવવામાં આવ્યો હતો.

**સુલતાન અહમદશાહનું મૂલ્યાંકન**

ગુજરાતની મુસ્લિમ સલ્તનતનો મૂળપુરુષ અને સ્થાપક ઝફરખાન (સુલતાન મુઝફ્ફરશાહ) હતો. સુલતાન હોવાની વિધિસરની જાહેરાત તેના પુત્ર તાતારખાને (સુલતાન મોહમ્મદશાહ પહેલો) કરી હતી, તેથી તે આ વંશનો પ્રથમ સુલતાન ગણાયો. પરંતુ ગુજરાતની સલ્તનતનો વંશકર્તા તો અહમદશાહ જ હતો અને તેથી જ એ વંશ અહમદશાહી વંશ નામથી પણ ઓળખાય છે. સુલતાન અહમદશાહ તેની સિદ્ધિઓને લઈને આ વંશના સૌથી વિશેષ પ્રતિષ્ઠિત સુલતાનો પૈકીના એક તરીકે ગણાય છે. તેના બત્રીસ વરસના દીર્ઘ શાસનનો લગભગ મોટો ભાગનો સમય ગુજરાત અને રાજપૂતાનાના હિંદુ રાજાઓ અને માળવા અને દખ્ખણના મુસ્લિમ સુલતાનો સાથે લડવામાં ગયો હતો, પરંતુ તે એકેમાં હાર્યો ન હતો. તેના વિજયની કાર્યવાહીમાં આક્રમણ સાથે લૂંટ અને તારાજી પણ હતાં. એ તે યુગમાં એક વિચિત્ર ક્રમ જ હતો.

સુલતાનને શાંતિથી દિવસો પસાર કરવાના ઓછા ભાગ્યે જ મળ્યા હતા અને જે મળ્યા હતા તે દરમિયાન યોગ્ય વહીવટીતંત્ર સ્થાપવાની વ્યવસ્થામાં તે



૧. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૨૪. કેટલાક ઈતિહાસોમાં પ્લેગ અને કેટલાકમાં કૉલેરાનો રોગ ફાટી નીકળ્યાનું જણાવેલું છે. 'તબકાતે અકબરી'માં પ્લેગ ફાટી નીકળ્યો એવું જણાવ્યું છે.

રોકાયેલા રહેતો હતો. લશ્કરના પગારની તેણે કરેલી ઉત્તમ યોજનાની વિગત અગાઉ આવી ગઈ છે. નાણાં અને મહેસૂલી ખાતા ઉપર બરાબર કાબૂ રહે તે માટે નાણાં ખાતાના આમલદારો બે જુદા જુદા વર્ગોમાંથી લેવામાં આવે તેવી વ્યવસ્થા કરી. એક અમલદાર તેના પોતાના કુટુંબમાંથી અને એક તેના પોતાના આશ્રિતોમાંથી નીમવામાં આવતા. બંને ઊંચા કુટુંબમાંથી હોય તો એકબીજા સાથે ભળી જઈ ખટપટ કરે અને બન્ને આશ્રિતોમાંથી હોય તો વધારે ખતરનાક પ્રસંગો ઉપસ્થિત થાય. એ સ્થિતિ ટાળવા તેણે આ વ્યવસ્થા કરી હતી. પરગણાં-ઓના મહેસૂલી અધિકારીઓ પણ આ જ રીતે નીમવામાં આવતા હતા.

સુલતાન અહમદશાહ એક ચુસ્ત મુસ્લિમ હતો. તેને મજહબ પ્રત્યે વિશેપ આસકિત હતી. તેણે આલેમફાઝેલ અને મૌલવી અને મૌલાનાઓના સંપર્કમાં રહી જે જ્ઞાન અને બોધ મેળવ્યાં હતાં તેનો આમલ તે બરાબર કરતો રહ્યો હતો. ઈસ્લામના કાનૂનોનું તે દૃઢતાથી પાલન કરતો રહ્યો હતો. એમ કહેવાય છે કે તે સમજદાર થયો ત્યારથી માંડી અંતિમ સમય સુધી તેની કોઈ પણ સવારની નમાઝ કઝા થઈ ન હતી.[1] સુલતાન અહમદશાહ પ્રથમ બહમની (ઈ.સ. ૧૪૨૨–૧૪૩૫ની પેઠે તે પણ દીન(મજહબ)ના પ્રચાર માટે ઘણો ઉત્સાહિત હતો. હિંદુઓ ઉપર જુલમ કરી તેમનાં મંદિરોનો નાશ કરી તેમના અગ્રેસર લોકોને ઈસ્લામ સ્વીકારવાની તેણે ફરજ પાડી હતી.[2]

ઈ.સ. ૧૪૧૪માં ગિરનારમાં તેને મળેલી જીત પછી જે કંઈ કાર્યો તેણે કર્યાં તે ઉપરથી એવું માલૂમ પડે છે કે ગુજરાતમાં થઈ ગયેલા અતિ અસહિષ્ણુ સુલતાનો પૈકીનો તે એક હતો. હિંદુઓ સામે લડવું એ એક મજહબી કાર્ય છે એમ તે માનતો હતો. ઈ.સ. ૧૪૧૧માં તેણે કોઈ એક મલેક તુહ્ફા (સુલતાની)

૧. આવું પવિત્ર તેનું જીવન હતું, તેથી તે હાલ પણ પીર બાદશાહ નામથી ઓળખાય છે અને એનો ઓરસ દર વરસે ઉજવાય છે. તેની દરગાહ આગળ દિવસના ચાર પહોર વખતે નગારાં વગાડવામાં આવે છે.

૨. આતરસૂંબા, માંડવા, હળધરવાસ અને ઘોડાસરના તથા કેટલાક અન્ય જમીનદારોએ પોતાના બચાવ માટે ઈસ્લામ સ્વીકાર્યો. તેથી તેમની પાસે સુલતાને આખાં ગામો રહેવાં દીધાં, પરંતુ પેશકશીનો આંકડો ઠરાવ્યો ('મિરઆતે અહમદી', ખાતિમા, પૃ. ૧૯૦).

જે રજપૂતોએ ઈસ્લામ સ્વીકાર્યો તેઓ મોલેસલામ એટલે કે મોલાએ ઈસ્લામ (અર્થાત્ ઈસ્લામનો માલિક) નામથી ઓળખાયા અને વાણિયા અને બ્રાહ્મણો વહોરા કોમમાં ભળ્યા.

નામના અમલદારને તાજુલ મુલ્કનો ખિતાબ[1] એનાયત કર્યો અને તે પછી મંદિરો તોડી તેમને સ્થાને મસ્જિદો ઊભી કરવાની કામગીરી તેને તેણે સોંપી હતી.[2] આ પ્રકારની ફરજ તોહફા બજાવતો તે દરમિયાન જે લોકો સામા થતા તેમની પાસેથી ફરજિયાત જજિયાવેરો અને ખરાજ ઉઘરાવતો. આ વિશિષ્ટ ફરજ બજાવતાં તેણે એટલી બધી સખ્તાઈ કરી હતી કે ગુજરાતમાં ગ્રાસ[3] અને મેવાસના[4] શબ્દો તે પછી સંભળાતા બંધ થયા.

સુલતાન અહમદશાહમાં માફી બક્ષવાનો સદ્‌ગુણ હતો અને તે ખાસિયત તે શાહજાદો હતો ત્યારથી તેનામાં સ્પષ્ટ દેખાઈ આવતી હતી. જેમ કે સુલતાન હૂશંગશાહ કેદમાં હતો ત્યારે સિફારશ કરી તેને તેના દાદા સુલતાન મુઝફ્ફરશાહ પાસેથી માફી અપાવી હતી અને માળવા લઈ જઈ તેને તખ્તનશીન કર્યો હતો. ઈડરનો રાવ પૂંજો વારંવાર લડવા માટે કમર કસતો ત્યારે તેને અંતે તે માત્ર ધમકી આપી તેને જવા દેતો હતો. તે માર્યો ગયો ત્યારે તેનો તમામ પ્રદેશ સુલતાનના કબજામાં આવ્યો છતાં તેના પુત્ર હરિરાયે[5] માફી માગી ત્યારે તેને તેણે તેનો પ્રદેશ સોંપી દીધો હતો.

સુલતાન અહમદશાહની નીતિ મુસ્લિમોને લાગેવળગે છે ત્યાં સુધી તેના ચારિત્ર્યને શોભાવે એવી શુદ્ધ હતી. તે નિષ્પક્ષપણે ન્યાય આપતો હતો. એ

૧. M. S. Commissariat, 'History of Gujarat', p. 150; Briggs, Vol. IV, p. 18.

૨. ઈ. સ. ૧૪૧૫માં સિદ્ધપુરનું રુદ્રમહાલય દેવળ તોડી ત્યાં તેણે એક મસ્જિદ બંધાવી હતી ('મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૨, વડોદરા).

૩. 'ગ્રાસ' એટલે કોળિયો. રજપૂતોમાં ભાયાતોને જમીનનો જે ભાગ મળતો તે ગ્રાસ કહેવાતો. એ મેળવનાર રજપૂતો ગુજરાત--સૌરાષ્ટ્રમાં 'ગરાસિયા' કહેવાય છે. તેમનો 'ગ્રાસ' વંશપરંપરાથી ચાલ્યો આવે છે. ('Bombay Gazetteer', Vol. VIII, pp. 315-16); Desai & Clarke, 'Baroda Gazetteer', Vol. II, p. 102).

૪. 'મેવાસ' કે 'મ્હેવાસ' લોકો મહી નદીના તટ પ્રદેશમાં વસતા હતા. તે ભીલ લોકો અર્ધ સ્વતંત્ર જેવા હતા અને લૂંટ કરીને નિર્વાહ કરતા હતા. (John. W. Watson, 'Indian Antiquary', Vol. VI, 1877, pp. 79-80).

૫. કેટલાક ગ્રંથોમાં હરિરાય સાથે વીરરાય નામ પણ છે. (The Delhi Sultanate, Bharatiya Vidya Bhavan, p. 100; 'The Cambridge History of India', Vol. III, p. 300.)

બાબતમાં વંશ, પદ અને સજાતિયતા કંઈ પણ તે વિચારતો ન હતો. તેની ન્યાયપ્રિયતા અંગેના બે દાખલા મિરૂઆતે સિકંદરીમાં નોંધવામાં આવેલા છે. એક વખત સુલતાનના યુવાન જમાઈએ જુવાનીના જોમમાં એક નિર્દોષ માણસનું ખૂન કર્યું. સુલતાને તેને ગિરફ્તાર કરાવીને કાઝી પાસે ઈન્સાફ માટે મોકલાવ્યો. કાઝીએ મરનારના વારસને બસો ઊંટ બદલામાં આપવાનું ઠરાવી પતાવટ કરવા માટે મરનારના સગાંસંબંધીઓ પાસેથી કબૂલાત કરાવી. તે પછી સુલતાન સામે બંને પક્ષોને ઉપસ્થિત કરવામાં આવ્યા. સુલતાને જણાવ્યું : 'આ ઈન્સાફ બરાબર નથી.' આ રીતે દરેક અમીર અને માલદાર ગુનો કરનાર ગરીબને મારી નાખશે અને પૈસાના બળથી બચી જશે. ખૂનનો બદલો ખૂનથી જ લેવાવો જોઈએ[1] એમ કહી તેણે પોતાના જમાઈને અમદાવાદમાં આવેલા માણેકચોકના રસ્તામાં શૂળી ઉપર લટકાવી લોકોને ચેતવવા માટે એક દિવસ ત્યાં શબને રાખ્યા બાદ તેને દફનાવવાનો હુકમ કર્યો.

સુલતાનની ઈન્સાફમંદીની સાબિતી આપતો બીજો એક બનાવ એવો બન્યો કે તે ભદ્રમાં શાહી મહેલના ઝરૂખામાં બેઠો હતો ત્યારે સાબરમતી નદીમાં પૂર હતું. તેમાં તેણે કોઈ એક કાળી વસ્તુ તણાતી જતી જોઈ ત્યારે તેને બહાર કઢાવવાનો હુકમ તેણે કર્યો. તે પછી તપાસ કરતાં એવું માલૂમ પડ્યું કે તે એક કોઠી હતી. તેનું મોં બંધ હતું. સુલતાને તેને ખોલાવી તો તેમાં એક માણસની લાશ હતી. આથી સુલતાને શહેરના કુંભારોને એકઠા કરીને હુકમ કર્યો કે આ કોઠી કોની છે તે શોધી કાઢો. આથી જેણે તે ઘડી હતી તે કુંભારે સુલતાન સામે હાજર થઈ કહ્યું કે કોઠી મેં ઘડી હતી અને તે મેં અમદાવાદની નજીકના ફલાણા ગામના મુખીને વેચી હતી. તે ઉપરથી સુલતાને તે મુખીને બોલાવી મંગાવવા ફરમાન કર્યું. તેને હાજર કરવામાં આવ્યો. તપાસ કરતાં એવું જણાયું કે તે મુખીએ એક બકાલને મારી નાખ્યો હતો અને તેના શબને કોઠીમાં મૂકી તેને નદીના વહેણમાં વહેતી મૂકી દીધી હતી. આથી સુલતાને ખૂનનો બદલો ખૂનના કાનૂન મુજબ મુખીની કતલ કરાવી.

સુલતાન અહમદશાહે નોંધપાત્ર બાંધકામો પણ કરાવ્યાં હતાં, જે પૈકી એક અમદાવાદ શહેર હતું. તે વસાવી તેણે ત્યાં પાયતખ્ત ખસેડયું હતું. તેમાં ભદ્રનો રાજગઢ, તેની અંદર શાહી મહેલ અને મસ્જિદ, ત્રણ દરવાજા, જામે



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૪–૪૫ (વડોદરા); 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૪૯, Mahammad Ibrahim Dar, 'Literary and Cultural Activities in Gujarat', p. 43.

મસ્જિદ, ભવ્ય ભવનો, વગેરે બાંધીને તેને તેણે પોતાની દિલચસ્પી મુજબ શણગાર્યું હતું અને તેને ગુજરાતમાં પ્રથમ ઇસ્લામી પદ્ધતિનું શહેર બનાવ્યું હતું. તેણે તેના રસ્તા પહોળા, મકાનો આલીશાન અને રોનકદાર અને મહોલ્લાઓ અલગ અલગ રાખ્યા હતા. કારીગરો અને વેપારીઓને આમંત્રણ આપી તેમાં તેણે વસાવ્યા હતા. તે ઉપરાંત સરાઈઓ, ખાનકાહો, લંગરખાનાં વગેરે પણ તેણે બંધાવ્યાં હતાં. બંડખોરો સામે શહેરોના સંરક્ષણ માટે ગામ વસાવી ત્યાં કિલ્લા ચણાવ્યા હતા. એવું એક ગામ હાથમતી નદીને કિનારે ઈડરના રાજા સામે સંરક્ષણ માટે પોતાના નામ ઉપરથી અહમદનગર[1] વસાવીને ત્યાં કિલ્લો ચણાવ્યો હતો. એ ઉપરાંત સિદ્ધપુર, સોનખેડા, ઈડર વગેરે સ્થાનોમાં તેણે મસ્જિદો બંધાવી હતી.

સુલતાન અહમદશાહનો ફોજી નૌકાકાફલો ઘણો મજબૂત હતો. ગુજરાતમાં સર્વ પ્રથમ તેણે તોપનો ઉપયોગ કર્યો હતો.

---

૧. આ નગર આજે હિંમતનગરના નામે જાણીતું છે.

# પ્રકરણ ૮

## મોહમ્મદશાહ બીજો અને કુત્બુદ્દીન અહમદશાહ બીજો

(ઈ.સ. ૧૪૪૨—૧૪૫૧) (ઈ.સ. ૧૪૫૧—૧૪૫૯)

સુલતાન અહમદશાહ પછી તેનો સૌથી મોટો શાહજાદો મોહમ્મદખાન ઓગણીસ વરસની વયે ગિયાસુદ્દુનિયા વદ્દીન મોહમ્મદશાહ ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો. પોતાના પિતાના સમયના વજીરો અને હાકેમોને તેણે તેમના સ્થાને ચાલુ રાખ્યા.

ત્રણ વરસ સુધી પ્રદેશની વ્યવસ્થામાં તમામ સમય તેણે ગાળ્યો અને તે પછી ગુજરાતના હિંદુ રાજાઓને શરણે લાવવાનું સુલતાન અહમદશાહનું અધૂરું કાર્ય પૂરું કરવાના પ્રયત્નો તેણે શરૂ કર્યા.

### ઈડર અને વાગડ ઉપર આક્રમણ (ઈ.સ. ૧૪૪૬)

ઈડરના રાવ પૂંજાના પુત્ર હરિરાયે[14] નક્કી ઠરાવેલી વાર્ષિક ખંડણી ભરી નહિ, તેથી સુલતાન મોહમ્મદશાહ બીજાએ તેના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. હરિરાય તેની સામે ટકી શક્યો નહિ, તેથી તે ભાગી ગયો અને પહાડોમાં સંતાઈ ગયો. તેના તમામ પ્રદેશમાં સુલતાને લૂંટફાટ કરી વિનાશ કરવાનું કામ હાથ ધર્યું, તેથી રાવે દૂતો મોકલી તેમની મારફત પોતાને માફ કરવા વિનંતી સુલતાનને પહોંચાડી અને સુલતાને તેનો સ્વીકાર કર્યો. રાવે પોતાની રાજકુંવરીને સુલતાન જોડે પરણાવી.[1] શાહી હરમમાં તેનું નામ જવાહિરબાઈ રાખવામાં આવ્યું હતું. તેની અજોડ ખૂબસૂરતીથી સુલતાન તેને વશ થઈ ગયો અને તેનો લાભ લઈ તેણે પોતાના પિતાનું રાજ્ય તેને પાછું સુપરત કરાવ્યું. કહેવાય છે કે શાહી મહેલમાં તેણીએ પ્રવેશ કર્યો ત્યારે સુલતાનની માતાએ તેનું નામ રૂપમતિ પાડયું હતું. તે લાંબો સમય હયાત રહી હતી. તેણે એક મસ્જિદ અમદાવાદમાં મિર્ઝાપુરમાં બંધાવી હતી અને ત્યાં તેની કબર છે.



---

૧. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૨૫; 'મિરઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૦. એ અંગે હિંદુ પુસ્તકોમાં કંઈ આધાર મળતો નથી.

ઈડરથી આગળ વધી સુલતાને વાગડના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. ડુંગરપુરનો રાજા ગણેશ (ગજપાલ કે ગોપાલ કે ગોપીનાથ) ડરનો માર્યો ત્યાંથી નાસી છૂટયો. સુલતાને તેના પ્રદેશમાં લૂંટફાટ કરી તેને તારાજ કર્યો. રાજા હેરાનપરેશાન થઈ ગયો. મલેક મુનીર ખાનેજહાનની સિફારશથી સુલતાને તેને માફ કર્યો. રાજા દરબારમાં હાજર થયો અને ભારે નુકસાની આપવાની શરતે સુલતાન સાથે તેણે સંધિ કરી.[૧] સુલતાન તે પછી લૂંટના માલ સાથે પાયતખ્તમાં પાછો ફર્યો અને ઈ.સ. ૧૪૪૯ સુધી ત્યાં જ રહ્યો.

## ચાંપાનેર ઉપર આક્રમણ (ઈ.સ. ૧૪૪૯)

એ જ સાલ દરમિયાન સુલતાન મોહમ્મદશાહ બીજાએ ચાંપાનેર ઉપર આક્રમણ કર્યું. ત્યાંના રાય ત્ર્યંબકદાસનો પુત્ર રાજા ગંગાદાસ વીરતાથી તેની સામે ખુલ્લી લડાઈમાં ઝઝૂમ્યો.[15] પરંતુ તેમાં તેને સફળતા મળી નહિ. અંતે મોટી સંખ્યામાં ઘાયલ સૈનિકોને લડાઈના મેદાનમાં છોડી તેણે પોતાના (પાવાગઢના) પહાડી કિલ્લામાં જઈ આશ્રય લીધો. સુલતાને તેની આસપાસ ઘેરો નાખ્યો. પોતે મહામુસીબતમાં સપડાયો હોવાનું જણાતાં રાય ગંગાદાસે માળવાના સુલતાન મહમૂદશાહ ખલજી પાસે વિનંતીપત્ર સાથે એક દૂત રવાના કર્યો. જેમાં જણાવ્યું કે દરેક મંઝિલ દીઠ એક લાખ ચાંદીના સિક્કા મુસાફરીના ખર્ચ માટે આપની સામે હાજર કરીશ એ શરતે મદદ મોકલો. સુલતાન મહમૂદશાહ ખલજીએ તેનો સ્વીકાર કર્યો અને એક મોટા લશ્કર સાથે તેણે કૂચ શરૂ કરી. તે દાહોદ સુધી આવી પહોંચ્યો અને ત્યાં તેણે છાવણી નાખી. આ સમાચાર મળતા વેંત સુલતાને ઘેરો ઉઠાવી લીધો અને પાછા હઠીને સાવલી પરગણામાં આવેલા કોઠડા ગામ પાસે આવીને મુકામ કર્યો. તેની ઇચ્છા સુલતાન મહમૂદશાહ ખલજીના લશ્કરનો સામનો કરવાની હતી, તેથી તેણે તે માટે શસ્ત્રસરંજામની બરાબર તૈયારી કરવાનો હુકમ આપ્યો. એ સાંભળી ખલજી સુલતાન પોતાના પાયતખ્ત માંડુ ભેગો થઈ ગયો. સુલતાન મોહમ્મદશાહની બીમારી દિનપ્રતિદિન વધતી[16] ગઈ અને તેણે ગંભીર સ્વરૂપ પકડયું. તેથી તેણે અમદાવાદ તરફ પરત કૂચ કરી અને

---

૧. 'મિરૂઆતે સિકંદરી' (પૃ. ૬૩, વડોદરા)માં વાગડ ઉપરની ચડાઈનો ઉલ્લેખ છે; પરંતુ તેમાં ડુંગરપુર નામ નથી. 'તબકાતે અકબરી' (ભા. ૩, પૃ. ૧૨૬)માં ડુંગરપુરની વિગત છે. કર્નલ વુલ્સેલી હેઇગે ('The Cambridge History of India', Vol. III, p. 300) ડુંગરપુરના ગણેશને રાણા કુંભા સાથે મૂકીને ગૂંચવણ ઊભી કરેલી છે.

મહિના બાદ ઈ.સ. ૧૪૫૧ની ફેબ્રુઆરીની તા. ૧૦મીએ તેનું અવસાન થયું.[૧] તેને અમદાવાદમાં માણેકચોકમાં આવેલા તેના પિતાના મકબરામાં તેની બાજુમાં ગુંબજ નીચે દફનાવવામાં આવ્યો.

## સુલતાન મોહમ્મદશાહનું મૂલ્યાંકન

સુલતાન મોહમ્મદશાહનો જન્મ ઈ.સ. ૧૪૨૩માં નંદરબાર નજીક થયો હતો. તેની યાદગીરીમાં સુલતાન અહમદશાહે તે સ્થળે સુલતાનપુર વસાવ્યું હતું.

તે તેના સમયનો ઉત્તમ ઘોડેસવાર હતો. તે એક કુશળ લડવૈયો પણ હતો. પરંતુ ન તો તેનું ચારિત્ર્ય તેના પિતાના જેવું હતું અને ન તો તેની લશ્કરી કાબેલિયત તેના જેવી હતી. તે આનંદપ્રિય સ્વભાવ ધરાવતો હતો અને અતિ નમ્ર અને ઉદાર હતો, જેથી તે આમજનતામાં 'કરીમ' અને 'ઝર-બક્ષ'[૨] (સ્વર્ણદાતા) ઉપનામથી ઓળખાતો હતો. તેની તખ્તનશીનીની વખતે શાહી છત્ર ઉપર જે સોનાની વસ્તુઓ અને ઝવેરાત ઓવારવામાં આવ્યાં હતાં તે તેના હુકમથી ફકીરો અને ભિખારીઓમાં વહેંચવામાં આવ્યાં હતાં.

તે સ્થાપત્યનો શોખીન હતો. તેણે તેના પિતા અહમદશાહની કબર ઉપર એક મોટો ગુંબજ ચણાવ્યો હતો,[૩] જેની નીચે તેને પોતાને દફનાવવામાં આવ્યો હતો. તેણે મશહૂર સૂફી હજરત શેખ અહમદ ખટ્ટૂનો[૪] મકબરો અમદાવાદથી પાંચ માઈલ ઉપર આવેલા સરખેજ ગામમાં કારીગરી સાથે તૈયાર કરાવવાનું કામ[૫] ઈ.સ. ૧૪૪૬માં શરૂ કર્યું હતું અને તે તેના ઉત્તરાધિકારી શાહજાદા સુલતાન કુત્બુદ્દીન અહમદશાહના સમયમાં પૂરું થયું હતું.

૧. 'The Cambridge History of India', Vol. III, p. 301; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૬૫ (વડોદરા). કેટલાક ઈતિહાસકારો મુજબ તેની સુલતાનાએ જ તેને ઝેર આપ્યું હતું. (The Delhi Sultanate, Bharatiya Vidya Bhavan, p. 160); 'તારીખે ફિરિશ્તા' (જિલ્દ ૨, પૃ. ૩૭૫, લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદવાદ)માં માત્ર એટલું જ છે કે તેને ઝેર અપાવી મારી નંખાવવામાં આવ્યો હતો. 'મિરૂઆતે સિકંદરી' (પૃ. ૬૭–૬૮)માં સુલતાનના અમીરોએ ઝેર આપી તેનું કાસળ કાઢ્યું હોવાનું જણાવેલું છે.

૨. મિરૂઆતે સિકંદરી, પૃ. ૨૩.

૩. એ અમદાવાદમાં આવેલા માણેકચોકમાં છે અને બાદશાહનો હજીરો નામથી ઓળખાય છે.

૪. તેમનું અવસાન ઈ.સ. ૧૪૪૫માં થયું હતું.



૫. 'The Cambridge History of India', Vol. III, p. 301; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૬૯–૭૦ (વડોદરા).

## સુલતાન કુત્બુદ્દીન અહમદશાહ ઉર્ફે અહમદશાહ બીજો (ઈ.સ. ૧૪૫૧–૧૪૫૯)

સુલતાન મોહમ્મદશાહના અવસાનના ત્રણ દિવસ બાદ અમીરોએ તેના સૌથી મોટા શાહજાદા જલાલખાનને કુત્બુદ્ દુનિયાવદ્દીન અહમદશાહ (બીજો) ખિતાબથી તખ્તનશીન કર્યો. તે વખતે તેની વય વીસ વરસની હતી.

આ યુવાન સુલતાનને તખ્ત ઉપર બેસતાંની સાથે એક ભયાનક આક્રમણનો સામનો કરવાનો આવ્યો. માળવાના સુલતાન મહમૂદશાહ ખલજી તેના પિતાના જમાનામાં દાહોદ સુધી લડાઈ માટે ભારે તૈયારી સાથે આવ્યો હતો, પરંતુ તેને લડાઈ લડ્યા વિના પાછા જવું પડયું હતું. ગુજરાતમાં ફતેહ મેળવવાની તમન્ના તેના દિલમાં કાંટાની પેઠે ખટકયા કરતી હતી. તેથી એક જબરદસ્ત ફોજની તૈયારીનો હુકમ તેણે આપ્યો અને તે પૂરી થતાં એક લાખ કરતાં વિશેષ ઘોડેસવાર અને પાંચસો જંગી હાથી સાથે તે ગુજરાત જીતવાનો મક્કમ ઈરાદો કરી રવાના થયો. તેણે સુલતાનપુરના પ્રદેશ[૧] ઉપર ચડાઈ કરી. ત્યાંના કિલ્લાનો રક્ષક મલેક અલાઉદ્દીન બિન સોહરાબ સુલતાની હતો. તેણે બંને દરવાજા બંધ કરી લડાઈનો આરંભ કર્યો અને સાત દિવસ સુધી માળવાના સુલતાનના લશ્કર સામે જોમ અને જોશથી તે ઝઝૂમ્યો, પરંતુ તેમાં ન ફાવતાં તેણે તે સુલતાનને સુપરત કરી દીધો અને તેની નોકરીમાં તે જોડાઈ પણ ગયો. તેની વફાદારી બાબતમાં ખાતરી કરી લઈને સુલતાન મહમૂદશાહે તેને ફોજનો સરદાર નીમ્યો અને તેનાં બાળકો અને સ્ત્રીઓને તેના પાયતખ્ત માંડૂમાં મોકલી આપ્યાં. તે પછી કૂચ પર કૂચ કરતો સુલતાન ભરૂચના કિલ્લાના હાકેમ મલેક મરજાનને મલેક અલાઉદ્દીન બિન સોહરાબનો દાખલો આપી શરણે આવવા પેગામ પાઠવ્યો. પરંતુ તે સુલતાનના ફરેબમાં સપડાયો નહિ. તેણે કિલ્લાના રક્ષણની મજબૂત વ્યવસ્થા કરી એટલે સુલતાને મલેક અલાઉદ્દીન બિન સોહરાબને પૂછયું કે કેટલા દિવસમાં આ કિલ્લાનો કબજો આપણે હસ્તક આવશે? તેણે છ મહિના લાગશે એવો અંદાજ આપ્યો. પરંતુ સુલતાન મહમૂદશાહ ખલજીએ તો છ મહિનામાં તો આખા ગુજરાતનો કબજો લેવાનું નક્કી કર્યું હતું. આથી મલેક અલાઉદ્દીન બિન સોહરાબે તેનો તેવો ઈરાદો હોય તો સીધા પાયતખ્ત તરફ પહોંચી જઈને તે જીતી લેવાની તેને સલાહ આપી અને જણાવ્યું કે તે પછી ભરૂચનો કિલ્લો તો સરળતાથી જીતી લેવાશે. આથી સુલતાને ભરૂચની આસપાસ ઘેરો નાખવાની

૧. પશ્ચિમ ખાનદેશમાં આવેલું છે.

તેજના છાવણી મૂકી આગળ વધવાનો લશ્કરને હુકમ આપ્યો. વડોદરા પહોંચી તેણે તે શહેરને લૂંટવું અને મુસ્લિમ તેમ જ ગેરમુસ્લિમ હજારો માણસોને ત્યાંથી ગિરફતાર કર્યા. ત્યાં ચાંપાનેરના રાય ગંગાદાસ[17] અને અન્ય રાજાઓ તેની સાથે જોડાયા. તે પછી સુલતાનની કૂચ આગળ વધી અને મહી નદી ઓળંગી લશ્કર કપડવંજ પહોંચ્યું. સુલતાન કુત્બુદ્દીને તેની સામે લડવા ચાળીસ હજાર ઘોડેસવારોનું લશ્કર લઈ મહી નદી ઉપર આવેલા ખાનપુર--વાંકાનેરના ઓવારે છાવણી નાખી.[૧]

કપડવંજમાં મલેક અલાઉદ્દીન બિન સોહરાબ સુલતાન મહમૂદ ખલજીને છોડીને ચાલ્યો ગયો અને પોતાના જૂના માલિક ગુજરાતના સુલતાન કુત્બુદ્દીનની છાવણીમાં જઈ તેની સામે ઉપસ્થિત થયો. સુલતાને પ્રેમ અને માનથી તેને આવકાર્યો. મલેક અલાઉદ્દીને સુલતાન મહમૂદશાહના મહાન લશ્કર સામે તેણે કયા સંજોગોમાં નમવું પડયું હતું તે તથા તેણે સુલતાન કુત્બુદ્દીનના હિતમાં જે જે કાર્યવાહી કરી હતી તેનો વિસ્તારથી તેને ખ્યાલ આપ્યો. મલેક અલાઉદ્દીનનાં બાળકો અને સ્ત્રીને સુલતાન મહમૂદશાહે માંડૂ મોકલી આપ્યાં હતાં. તે બાબતમાં સુલતાન કુત્બુદ્દીને અફસોસ પ્રદર્શિત કર્યો ત્યારે તેણે કહ્યું કે વાંધો નહિ; બીજી સ્ત્રી પરણી લઈશ અને જો સુલતાન મહમૂદશાહ બાળકોની કતલ કરશે તોપણ વાંધો નથી. આ સાંભળી સુલતાન કુત્બુદ્દીને એક જ મજલિસમાં સાત વાર ખિલાતથી તેનું બહુમાન કર્યું અને તેને અલાઉલ્‌મુલ્ક ઉલુગખાનનો ખિતાબ એનાયત કર્યો.

તે પછી સુલતાન કુત્બુદ્દીને સુલતાન મહમૂદશાહના લશ્કરની તાકાત જાણવા માટે મલેક અલાઉદ્દીન બિન સોહરાબ સાથે તે અંગે ચર્ચા કરી. બંનેની છાવણી વચ્ચે ત્રણ કોસનું અંતર હતું. બંને પક્ષોનાં લશ્કરો સામસામે ગોઠવાઈ ગયાં. ઈ.સ. ૧૪૫૧ના એપ્રિલની પહેલી તારીખની રાત્રિએ સુલતાન મહમૂદશાહ ખલજી પોતાની છાવણીમાંથી ઓચિંતું આક્રમણ કરવા બહાર નીકળ્યો. તેણે કોઈક હિંદુ પટેલને રાહબરી માટે સાથે લીધો. કર્મસંજોગે તે રાત્રિએ પવન જોરથી ફૂંકાતો હતો અને ભોમિયો રસ્તો ચૂકી ગયો. આથી તેઓ સવાર સુધી આમતેમ ભટકતા રહ્યા અને અંતે હતાશ થઈ સુલતાન પોતાની છાવણીમાં પરત પહોંચ્યો. સુલતાને રોષે ભરાઈને પટેલની કતલ કરી. પટેલ ત્યાંનો એક પ્રતિષ્ઠિત શખ્સ હતો. લોકોને તેની કતલની ખબર થતાં તેમના રોષનો પાર રહ્યો નહિ અને તેમણે ધાંધલ મચાવી.



૧. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૧.

એવામાં સુલતાન કુત્બુદ્દીનને એ ખબર મળી અને તે સુલતાન મહમૂદશાહ ખલજીના લશ્કર તરફ આગળ વધ્યો. મોટી લડાઈ જામી. તેમાં ગુજરાતના લશ્કરની એક પાંખની ખુવારી થઈ છતાં અંતે તેનો જ્વલંત વિજય થયો. સુલતાન મહમૂદશાહ ૮૧ હાથી અને તમામ શસ્ત્રસરંજામ છોડી નાઠો. રસ્તામાં આવતા પ્રદેશમાંના કોળીઓએ તેના લશ્કરને ખૂબ હેરાન કર્યું અને ભારે નુકસાન પહોંચાડયું.[૧]

સુલતાન કુત્બુદ્દીન લૂંટનો તમામ માલ લઈ કપડવંજ પહોંચ્યો. એ વખતે સુલતાનપુર ઉપર સુલતાન મહમૂદશાહનો કબજો હતો. તેથી ત્યાં એક ફોજ મોકલી અને તે પોતે અમદાવાદ પાછો ફર્યો. સુલતાનપુર મોકલેલી ફોજે તે જીતી લઈ સુલતાન કુત્બુદ્દીનના કબજામાં આણ્યું.

**મેવાડના રાણા કુંભા સાથે લડાઈ**

એ સમયે ગુજરાત અને માળવાના સુલતાનો સામે બરાબર ટક્કર ઝીલી શકે એવો બળવાન પાડોશી ચિતોડનો રાણો કુંભકર્ણ ઉર્ફે કુંભો[૨] (ઈ.સ. ૧૪૨૮–૧૪૬૮) હતો.

ઈ. સ. ૧૪૫૩માં એવું બન્યું કે મારવાડમાં આવેલા નાગોરમાં શમ્સખાન દન્દાનીના પુત્ર ફીરોઝખાનનું અવસાન થયું ત્યારે શમ્સખાન દન્દાનીના બીજા પુત્ર મુજાહિદખાને કિલ્લાનો કબજો લઈ લીધો. આથી ફીરોઝખાનનો પુત્ર શમ્સખાન રાણા કુંભા પાસે પહોંચ્યો અને તેના કાકા સામે મદદ કરવા તેને વિનંતી કરી. રાણાએ શમ્સખાનને મદદ આપવાનું ખુશીથી કબૂલ્યું, પરંતુ તેણે એક શરત મૂકી કે વિજય મેળવ્યા બાદ કિલ્લાના ત્રણ મિનારા નષ્ટ કરીશ અને માત્ર એક જ રાખીશ, કારણ કે મારા પિતાજી મુકુલને[૩] તમારા પિતા ફીરોઝખાને

૧. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૨૯.

૨. મેવાડના રાજાઓમાં એ ઘણો શક્તિશાળી હતો. ચિતોડમાંનો કીર્તિ કે જય-સ્તંભ માળવાના સુલતાન મહમૂદશાહ ખલજી ઉપર તેણે ઈ.સ. ૧૪૪૦માં મેળવેલા વિજયની યાદગીરી તરીકે તેણે ઊભો કર્યો હતો. (Mr. Fergusson, 'History of Indian and Eastern Architecture', Vol. II, pp 59–60)

૩. ફારસી ઈતિહાસોમાં 'મૂકલ' તેમ જ 'મુકુલ' છે. કર્નલ વુલ્સેલી હેઈગે 'મૂકલ' લખેલું છે. ('The Cambridge History of India', Vol. III, p 302)

અનેક વાર શિકસ્ત આપી હતી એટલું જ નહિ, એક વખત તો મારા પિતાજીના દસ હજાર માણસો તેની સાથેની એક લડાઈમાં માર્યા ગયા હતા. આ રીતે શમ્સખાનના બાપ ઉપરનું તેના પિતાનું વેર એ રીતે કુંભો લેવા માગતો હતો અને પિતાની પ્રતિષ્ઠાને લાગેલો ડાઘ આ રીતે ભૂંસવા માગતો હતો. શમ્સખાનને એ શરત સ્વીકાર્યા વિના છૂટકો ન હતો. તેણે સંમતિ આપી. પરિણામે રાણો એક બળવાન લશ્કર લઈ નાગોર પહોંચ્યો. મુજાહિદખાનને તેનો સામનો થઈ શકે નહિ એવું લાગતાં માળવાના સુલતાન મહમૂદશાહ ખલજી પાસે ગયો. દરમિયાન શમ્સખાને નાગોરનો કબજો લીધો અને બીજે દિવસે રાણાએ કિલ્લાના મિનારા તોડવાની શરતની યાદ શમ્સખાનને આપી. આથી શમ્સખાને દરબારના તમામ અમીરો સાથે મસલત કરીને રાણાને જવાબ પાઠવ્યો કે જ્યાં સુધી મારું શિર છે ત્યાં સુધી કિલ્લાનાં શિખરો તોડી ન શકાય. આથી રાણો રોષે ભરાયો અને પોતાની રાજધાનીમાં પહોંચી લડાઈની બરાબર તૈયારી કરી અને પાછો નાગોર તરફ રવાના થયો. શમ્સખાન પણ ફોજ લઈ સામો ઊભો. બંને વચ્ચે ખૂબ જંગ જામ્યો અને શમ્સખાનને શિકસ્ત મળી. તે પછી તે કિલ્લાનું રક્ષણ કરવાનું કામ પોતાના સરદારોને સોંપી પોતે સુલતાન કુત્બુદ્દીન પાસે આમદાવાદ પહોંચ્યો. સુલતાને તેને આવકાર આપ્યો અને તેનું બહુમાન કર્યું. શમ્સખાને તેની પાસેથી મદદ માગી ત્યારે નાગોરના રક્ષણ માટે તેણે રાય અમીચંદ અને મલેક ગદાઈને અન્ય અમીરો તથા એક ફોજ સાથે મોકલ્યા. તે પછી શમ્સખાન આમદાવાદમાં જ રહ્યો. સુલતાન કુત્બુદ્દીને તેની પુત્રી સાથે લગ્ન કર્યું. ગુજરાતના સુલતાને જે ફોજ નાગોર મોકલી હતી તેને રાણાએ હરાવી અને તે લડાઈમાં મુસલમાનો મોટી સંખ્યામાં માર્યા ગયા. રાણો કિલ્લાનો કબજો લઈ શકયો નહિ, પરંતુ તેની બહાર તમામ શહેરમાં લૂંટ ચલાવ્યા પછી તે ચિતોડ પાછો ફર્યો.

### સુલતાન કુત્બુદ્દીનની મેવાડ ઉપર ચડાઈ

ઈ.સ. ૧૪૫૬માં મજકૂર વિનાશની ખબર સુલતાન કુત્બુદ્દીનને મળી ત્યારે રાણા ઉપર વેર લેવા તેની નસોમાં લોહી ઊકળી આવ્યું. તેણે કુંભલગઢ ઉપર ચડાઈ કરવા કૂચ કરી. રસ્તામાં શિરોહી પાસે ત્યાંનો રાજા ખેતા દેવડા[1] સુલતાનને મળવા આવ્યો અને ફરિયાદ કરી કે આબુનો કિલ્લો મારા વડવાઓ તરફથી ઊતરી આવેલી મિલકતમાં મારી માલિકીનો છે અને રાણાએ તે પચાવી પાડયો



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૮૩; 'તબકાતે અકબરી' (ભા. ૩, પૃ. ૧૩૦)માં ગીતા દેવડા છે.

છે. તે મેળવી આપો એવી આપને મારી વિનંતી છે. આથી સુલતાને મલેક શાબાન ઈમાદુલ્‌મુલ્કને બોલાવી આબુનો કબજો લઈ શિરોહીના રાજાને સોંપી દેવા ફરમાવ્યું અને સુલતાન કુત્બુદ્દીન આગળ વધ્યો. મલેક શાબાને ઉતાવળથી કાર્યવાહી શરૂ કરી, પરંતુ પહાડી પ્રદેશમાંની લશ્કરી રીતિનીતિથી અપરિચિત હોવાથી આબુ નજીક એક ખીણમાં તે ગૂંચવાઈ પડયો.

રાણાના સૈન્યે ચારે તરફ રસ્તા બંધ કરી દીધા. અંતે મલેક શાબાન ઈમાદુલ્‌મુલ્ક મહામહેનતે પોતાનો જીવ બચાવી છટકી ગયો અને નાઠો. સુલતાન કુત્બુદ્દીન કુંભલગઢ (કુંભલમેરના કિલ્લા) નજીકમાં પહોંચ્યો હતો ત્યારે તેને આ ખબર મળી. એ વખતે રાણો કુંભો કિલ્લા ઉપરથી નીચે આવી શૌર્યથી લડતો રહ્યો, જેને લઈને સુલતાન તે મશહૂર કિલ્લાનો કબજો લઈ શકયો નહિ; છતાં મુસ્લિમ તવારીખકારો[1] કહે છે કે રાણાએ શમ્સખાનને નુકસાની પેટે મોટી રકમ અને ભારે ખંડણી આપવાની કબૂલાત આપી સંધિ કરી. એ જ આધાર મુજબ સુલતાન કુંભલગઢથી અમદાવાદ પાછો ફર્યો ત્યારે માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીનો શાહજાદો ગિયાસુદ્દીન સુલતાન કુત્બુદ્દીનની ગેરહાજરીમાં ગુજરાત ઉપર આક્રમણ કરી સુરત સુધી પહોંચી ગયાની અને સુલતાનના આગમનની ખબર સાંભળી ઉતાવળથી પાછા ફર્યાની ખબર સુલતાનને મળી. આ રીતનો અણબનાવ માળવા અને ગુજરાતના સુલતાનો બન્ને વચ્ચે ચાલુ હતો છતાં સુલતાન મહમૂદશાહ મેવાડના રાણા સાથે લડાઈઓ લડયા કરતો હતો, કારણ કે તે એવા બળવાન હિંદુ રાજાનું તેજ સહન કરી શકતો ન હતો. અંતે તેણે મેવાડ સાથેની લડાઈમાં ગુજરાતના સુલતાન કુત્બુદ્દીનનો સાથ મેળવવા સંધિ કરવાનો ઈરાદો કર્યો. એ વાત તેણે પોતાના દિલમાં છાની રાખી, પરંતુ જાહેર રીતે એક મોટી ફોજી તૈયારી સાથે ગુજરાત તરફ તે રવાના થયો. ધારામાં તેણે છાવણી નાખી. ત્યાંથી અમીર તાજખાનને એક મોટું લશ્કર આપી ગુજરાતની સરહદ ઉપર પહોંચવા રવાના કર્યો. તેણે ચાંપાનેરમાં સુલતાન કુત્બુદ્દીનના વજીરો અને અમીરોને મળી તે બન્ને પક્ષો એકબીજાને મદદ કરતા રહે એ વિચાર તરફ આવવા પ્રેર્યા અને તેઓએ એ પ્રમાણે કરવાની તેમના સુલતાનને સલાહ આપી. તે પછી તાજખાનને સુલતાનના દરબારમાં સુલેહની શરતો નક્કી કરવા બોલાવવાની વ્યવસ્થા થઈ અને ત્યાં તેનો તથા તેના સાથીદારોનો સત્કાર કરવા માટે સુલતાન કુત્બુદ્દીને હુકમ આપ્યો. તે પ્રમાણે દરબારમાં તેમનું બહુમાન



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૮૪ (વડોદરા); 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૨.

કરવામાં આવ્યું. તે દરમિયાન અમીર તાજખાને સુલતાન મહમૂદશાહ ખલજી તરફથી આણેલો પેગામ સુલતાન આગળ પેશ કર્યો. તેને અનુલક્ષીને કરાર કરવામાં આવ્યા કે બંને સુલતાનોએ માંહોમાંહે કદી લડવું નહિ.

મેવાડના મુલક ઉપર અગ્નિમાંથી માળવાનો સુલતાન અને નૈઋત્યમાંથી ગુજરાતનો સુલતાન આક્રમણ કરે અને તે જીતાઈ જાય તે પછી મેવાડનું રાજ્ય બંને વચ્ચે વહેંચી લેવું. આ કરારનામા ઉપર સહી થઈ ગયા પછી બંને સુલતાનોએ જેહાદની તૈયારી કરી. ઈ.સ. ૧૪૫૭માં સુલતાન મહમૂદશાહ ખલજી કૂચ કરી મંદસોર પહોંચ્યો અને સુલતાન કુત્બુદ્દીને રવાના થઈ રસ્તામાં સૌથી પ્રથમ આબુનો કિલ્લો કબજે કર્યો અને તે રાજા ખેતા દેવડાને સુપરત કર્યો. તે પછી તે કુંભલગઢ (કુંભલમેરના કિલ્લા) તરફ આગળ વધ્યો અને તેની આજુ-બાજુનો પ્રદેશ તારાજ કર્યો. તે પછી લડાઈનો આરંભ થયો અને તે પાંચ દિવસ ચાલુ રહી. રાણાના શૂરા રજપૂતો જોમથી લડયા. પાણીની તંગી હતી છતાં મુસલમાનોએ મરદાનગી દાખવવામાં કમી ન કરી. અંતે રાણો તેમનો સામનો કરી શકયો નહિ અને તે ચિતોડના કિલ્લામાં ભરાઈ ગયો. સુલતાને તેને ઘેરો ઘાલ્યો. તે પછી રાજાની હાલત લાચાર બની અને તેણે સુલેહ માટે વિનંતી મોકલી. રાણો ફરીથી નાગોર ઉપર ચડાઈ ન કરે એવું કરારમાં નક્કી કરવામાં આવ્યું. રાણાએ ચૌદ મણ સોનું અને બે જાણીતા હાથી પેશકશ તરીકે સુલતાન કુત્બુદ્દીનને આપ્યા. તેનો સ્વીકાર કરી સુલતાન અમદાવાદ પાછો ફર્યો. તે પછી રાણાએ પોતાની મુસીબતોનો ખ્યાલ કરી માળવાના સુલતાન મહમૂદશાહને તેની પાડોશમાં આવેલો પોતાનો મંદસોરનો પ્રદેશ વગેરે આપી તેની સાથે સુલેહ કરી. આ રીતે તે સુલતાનને પણ સંતોષ થયો અને તે પણ પોતાના પાયતખ્તમાં પાછો ફર્યો.

ત્રણ જ મહિનામાં રાણાએ કરાર ભંગ કરીને પચ્ચાસ હજાર ઘોડે-સવારોનું લશ્કર લઈ નાગોર ઉપર આક્રમણ કર્યું. નાગોરના હાકેમે આ ખબર કાસદ મારફત સુલતાન ઉપર મોકલી. કાસદ રાત્રિ દરમિયાન અમદાવાદ પહોંચ્યો અને તેણે વજીર મલેક શાબાન ઈમાદુલ્‌મુલ્કને ખબર આપી. તરત જ તેણે સુલતાનને એ બાબતથી વાકેફ કર્યો. સુલતાને આ વખતે વિશિષ્ટ તૈયારી કરી અને તે પોતે રવાના થયો. રાણાને તેના જાસુસ મારફત આ ખબર થતાં વેંત તે નાગોર જીત્યા બાદ પોતાના કુંભલગઢમાં પાછો ફર્યો અને સુલતાન પાછો અમદાવાદ તરફ રવાના થયો.

ઈ.સ. ૧૪૫૭માં સુલતાન કુત્બુદ્દીને એક મોટું લશ્કર લઈ શિરોહી ઉપર આક્રમણ કર્યું. ત્યાંનો શાસક રાણાનો સંબંધી હતો. તે આમતેમ છુપાતો ફરતો રહ્યો. ગુજરાતી ફોજે તેના તાબાના પ્રદેશ લૂંટવાનું શરૂ કર્યું. તે પછી તેણે ચિતોડ સુધીના પ્રદેશ ઉપર કબજો કર્યો. શિરોહીના શાસકને કોઈ સ્થળે આશ્રય ન મળ્યો ત્યારે લાચાર થઈને તે કુંભલગઢ પહોંચ્યો. સુલતાન કુત્બુદ્દીને ત્યાં પહોંચી કિલ્લાની આસપાસ ઘેરો નાખ્યો. થોડા સમય બાદ કિલ્લો જીતી શકાય એમ નથી એવું જણાતાં સુલતાને ત્યાંની તમામ વસ્તીને વેરાન કરવા માંડી. રાણાએ પ્રદેશને ખેદાનમેદાન હાલતમાં જોયો ત્યારે મલેક શાબાન ઈમાદુલ્ મુલ્કને દરમિયાનગીરી માટે વિનંતી કરી અને તેણે સુલતાનની તાબેદારી સ્વીકારી સુલેહ કરી. સુલતાને તેને માફી બક્ષી અને લૂંટનો માલ લઈ તે પાયતખ્તમાં પાછો ફર્યો.[1]

**મેવાડ સાથે થયેલા જંગનો સાર**

કુંભારાણા સાથેની લડાઈઓની બાબતમાં મુસ્લિમ ઇતિહાસકારો સુલતાન કુત્બુદ્દીનને હમેશાં વિજયી થયેલો હોવાનું જણાવે છે. રાણાએ સુલતાનોને ખુશ કરી પાછા મોકલ્યા તથા એક વાર સુલતાન કુત્બુદ્દીનને ચૌદ મણ સોનું આપ્યું હોવાનો પણ ઉલ્લેખ છે. હિંદુ ચારણો એવું કાંઈ કહેતા નથી, પરંતુ સુલતાન કુત્બુદ્દીનને હમેશાં પરાજય મળતો રહ્યો હતો એમ જણાવે છે.[2] પ્રશસ્તિ સિવાય તેમનો બીજો કોઈ આધાર આપતા નથી.[18] મુસલમાન ઇતિહાસકારો સુલતાનોની તાકાત બાબતમાં અતિશયોક્તિ કરે છે અને પ્રશસ્તિઓમાં રાણા માટે અતિશયોક્તિ હોય છે. આથી આ લડાઈઓમાં સાચું શું હશે તેનું તારણ કાઢવું મુશ્કેલ છે. એમ જણાય તો છે કે માળવા તેમ જ ગુજરાતના બન્ને સુલતાનો સાથે મળ્યા છતાં રાણો પોતાની રીતે જ આગળ વધતો રહ્યો હતો. કુંભલમેરનો કિલ્લો જીતવા સુલતાન કુત્બુદ્દીને ભગીરથ પ્રયત્નો કર્યા છતાં તેને તે જીતી શક્યો નહિ અને રાણો કુંભો પણ આબુની દક્ષિણે ગુજરાતની હદમાં પ્રવેશ કરી શક્યો નહિ. ટૂંકમાં બંને પક્ષોને ખૂબ નુકસાન થયું હતું.

---

૧. ઝફરુલ્ વાલિહ, ભા. ૧, પૃ. ૧૪ (લંડન).

૨. H. B. Śarda, 'Maharana Kumbha', pp 96–99. દિલ્હી સલ્તનત' (Bharatiya Vidya Bhavan, Vol. VI, p. 160)માં સુલતાન મોહમ્મદશાહે કુંભાને નહિ, પરંતુ ડુંગરપુરના રાજા ગણેશને હરાવ્યો હોવાનું જણાવવામાં આવ્યું છે.

**સુલતાન કુત્બુદ્દીન અહમદશાહનું અવસાન**

ચિતોડથી પાછા ફર્યા પછી ઈ.સ. ૧૪૫૯માં સુલતાન એકાએક માંદો પડયો અને મેની તા. ૧૮મીએ તે ગુજરી ગયો. આમ તો સુલતાનની તંદુરસ્તી સારી હતી છતાં આમ કેમ થયું એ એક કોયડો રહેલો છે. કહેવાય છે કે તેની સૌથી વહાલી બેગમ જે નાગોરના શમ્સખાનની પુત્રી થતી હતી તેણે જ તેને ઝેર અપાવી મારી નંખાવ્યો હતો.[1] તેના કારણ બાબતમાં એમ જણાય છે કે સુલતાન કુત્બુદ્દીનને કોઈ વારસ ન હતો, તેથી શમ્સખાનની મહત્ત્વાકાંક્ષા ગુજરાતનું તખ્ત મેળવી લેવાની હતી. તેથી તેની પુત્રીને તેણે ઉપર મુજબ કરવાની સલાહસૂચના આપી હતી. પરંતુ સુલતાન કુત્બુદ્દીન ઝેરની તીવ્ર વેદના સહન કરી રહ્યો હતો ત્યારે અમીરોને એ બાબતની ગંધ આવી અને તેમણે તેને પકડી તેની કતલ કરી.[2]

આ કારણનો રદીઓ હાજીઉદ્દબીરે પોતાની 'ઝફરુલ્ વાલિહ બે મુઝફ્ફર વ આલિહ'માં આપ્યો છે[3] કે શમ્સખાનની પુત્રી સાથે સુલતાન કુત્બુદ્દીને શાદી કરી ત્યારે તે તેની ઘણી વહાલી હતી અને તેને લઈને સુલતાન તેને ઘણું માન આપતો હતો. આથી તમામ અમીરોને ઈર્ષા આવતી હતી અને સુલતાન કુત્બુદ્દીનની બીજી બેગમોને પણ શમ્સખાનની પુત્રી પ્રત્યે અણગમો હતો. આ કારણથી તેમણે ઝેર આપ્યાના દોષનું આરોપણ તેના ઉપર કરી તેની કતલ કરાવી અર્થાત્ શમ્સખાનની સલાહસૂચનાથી એ બન્યું ન હતું અને ન તો તેની પુત્રીએ ઝેર આપ્યું હતું.

એમ પણ કહેવાય છે કે સુલતાનની માતાને એ વાતની ખબર પડતાં સુલતાનના ટુકડા શાહી હરમની ગુલામડીઓ મારફત કરાવ્યા હતા. સુલતાનના દાદા અહમદશાહના અમદાવાદમાં માણેકચોકમાં આવેલા રોજામાં તેની દફનક્રિયા કરવામાં આવી.

---

૧. તારીખે બહાદુરશાહી ('મિર્આતે સિકંદરી, પૃ. ૯૧, વડોદરાના આધારે). એ ઉપરાંત 'તારીખે ફિરિશ્તા' અને 'તબકાતે અકબરી'માં પણ આ પ્રમાણે જ છે.



૨. 'The Cambridge History of India', Vol. III, p. 303.

૩. ભા. ૧, પ. ૧૪.

## સુલતાન કુત્બુદ્દીનનું મૂલ્યાંકન

સુલતાન કુત્બુદ્દીન આમ તો એક બહાદુર, મહત્ત્વાકાંક્ષી અને ઉદાર પુરુષ હતો. તેના શાસન દરમિયાન રાજ્યના બે ભાગ અમીરોને જાગીરમાં વહેંચવામાં આવ્યા હતા અને એક ભાગ ફકીરો, આલેમફાજેલ લોકો અને શેખોના વકફ માટે અલગ હતો. આથી એક વખત માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીએ ટીકા કરી હતી કે દિવસમાં હથિયારોથી લડનારા અને રાત્રિ દરમિયાન દુવાથી જંગ કરનારા લોકો ગુજરાતમાં મોજૂદ છે. તેને દારૂની ભારે લત પડી ગઈ હતી. નશાની હાલતમાં રોષે ભરાતો તો તે કતલથી કમ સજા કરતો ન હતો. તેથી લોકો તેનાથી ડરતા હતા. તેના જીવનના અંત સમયે તો તે શરાબ ઢીંચીને બેભાન અવસ્થામાં પડી રહેતો. ઈ.સ. ૧૪૫૭માં ચિતોડના રાણા સાથે સુલેહ થયા બાદ રાણાએ ફરીથી નાગોર ઉપર ચડાઈ કરી તેના સમાચાર મલેક શાબાન ઈમાદુલ્‌મુલ્ક સુલતાનને આપવા ગયો ત્યારે તે દારૂના નશામાં ચકચૂર હતો. તેથી તે જ હાલતમાં પાલખીમાં તેને નાખીને શાબાને લશ્કરનો ડંકો વગાડી કૂચ કરવાની વ્યવસ્થા કરવી પડી હતી.

સુલતાન કુત્બુદ્દીનને મકાન બાંધવાનો ઘણો શોખ હતો. સૌ પ્રથમ તેણે તેના પિતાના શાસન દરમિયાન શરૂ થયેલાં બાંધકામો પૂરાં કરવાનો સિલસિલો ઈ.સ. ૧૪૫૧માં જારી કર્યો હતો અને તેનો આરંભ કાંકરિયા તળાવ (હોઝે કુત્બ)ના ખોદકામથી કર્યો હતો. જેણે તેનું નામ અમર કરેલું છે. અમદાવાદમાં બલ્કે સારા ગુજરાતમાં એ પ્રકારનું એ પ્રથમ કક્ષાનું આકર્ષક તળાવ છે. તેની મધ્યમાં નગીના બાગની યોજના હતી. જે હાલ નગીનાવાડી નામથી ઓળખાય છે. એક વીંટીમાં જડેલા નંગ જેવું—તળાવના ભૂરા પાણીની વચ્ચે નાના મહેલ જેવું—મકાન શોભે છે. તળાવની એક બાજુથી એ બગીચામાં જવાનો પુલ કરવામાં આવેલો. એ બગીચો બાગેનગીના છે. તેની આસપાસ સુલતાને નાનો પણ સુંદર બગીચો કરેલો. તળાવની બાજુમાં વિવિધ શાહી મહેલો તેણે બંધાવ્યા હતા. જેમાંથી એકનું નામ ઘટામંડળ તેણે રાખ્યું હતું અને તે સાથે તેણે અમીરો માટે શાનદાર મકાનો બંધાવ્યાં હતાં. તે ઉપરાંત સરખેજ, વટવા અને અમદાવાદમાં તેણે મસ્જિદો અને મકબરા બંધાવ્યાં હતાં. તેના નામથી બાંધવામાં આવેલી કુત્બુદ્દીનની મસ્જિદ આજે પણ અમદાવાદમાં આવેલા દિલ્હી ચકલા નામના લત્તામાં મોજૂદ છે. તેના મોજીલો સ્વભાવ અને ઈમારતોના બાંધકામના શોખને કારણે કેટલાક તવારીખકારો તેને મોગલ શહેનશાહ શાહજહાં સાથે સરખાવે છે.

# પ્રકરણ ૯

## દાઉદશાહ અને સુલતાન મહમૂદશાહ બેગડો

(ઈ.સ. ૧૪૫૮) (ઈ.સ. ૧૪૫૮-૧૫૧૧)

સુલતાન કુત્બુદ્દીનના અનુગામી તરીકે તેના અમીરોએ તેના કાકા દાઉદખાનને પસંદ કર્યો અને તેને તખ્ત ઉપર બેસાડયો. તેની મનોવૃત્તિ ઘણી હલકી હતી. તખ્ત ઉપર બેઠો કે તરત જ તેણે ખર્ચમાં અયોગ્ય કાપકૂપ કરવા માંડી. એટલે સુધી કે દીવાબત્તીના વપરાશમાં અને કબૂતરોને દાણા નાખવા જેવી બાબતમાં તેણે કરકસર કરવાનું ફરમાન બહાર પાડયું. તદુપરાંત જે અમીરોએ તેને તખ્ત મેળવવામાં સાથ આપ્યો હતો તેમની અવગણના કરી પોતાના માનીતા બનેલા અમીરોની નિમણૂક ઉચ્ચ સ્થાનો ઉપર કરી. આથી શાહી મહેલમાંના તેમ જ શાહી મહેલની બહારના લોકો અકળાયા અને ગભરાયા. અંતે કેટલાક મુજબ સાત અને કેટલાક મુજબ સત્તાવીસ દિવસના[1] ગાળામાં જ સુલતાન મોહમ્મદશાહ બીજાનો બીજા શાહજાદા અને સુલતાન કુત્બુદ્દીનના નાના (સાવકા) ભાઈ ફત્હખાનને તખ્ત ઉપર બેસાડવાનો નિર્ણય લેવામાં આવ્યો. તે તેની વાલિદા મોગલી બીબી સાથે મહાન સૂફી શેખ શાહઆલમને ત્યાં રહેતો હતો.[2] મોગલી બીબીને સમજાવી અમીરો તેને ઠાઠ અને દબદબા સહિત નોબતના અવાજ સાથે ભદ્રના કિલ્લા નજીક તેને લાવ્યા ત્યારે સુલતાન દાઉદે પૂછ્યું, "આ શું છે?" તેને જણાવવામાં આવ્યું કે "ફત્હખાનને સુલતાન બનાવવા તખ્તનશીની માટે જુલૂસ આવે છે." એ સાંભળી સુલતાન દાઉદ નાસી છૂટયો

૧. 'મિર્આતે સિકંદરી'(પૃ. ૯૪)માં સત્તાવીસ દિવસ છે. કર્નલ વુલ્સેલી હેઈગે પણ ('The Cambridge History of India', Vol. III, p. 303) સત્તાવીસ દિવસ જણાવ્યું છે. પરંતુ 'તબકાતે અકબરી'(ભા. ૩, પૃ. ૧૩૫)માં માત્ર સાત દિવસનો સમય આપેલો છે.

૨. સુલતાન કુત્બુદ્દીનની ઈચ્છા ફત્હખાન તેના ઉત્તરાધિકારી થાય એવી ન હતી. તેથી તે તેને મારી નાખવાનો લાગ શોધ્યા કરતો હતો અને બાળ ફત્હખાનને છુપાતા રહેવું પડતું હતું અને તેથી જ તેની વાલિદા સૂફી હજરત શાહઆલમના આશ્રય નીચે રહેતી હતી. ('મિર્આતે સિકંદરી', પૃ. ૬૫-૬૬).

અને શાહ શેખ અદ્હન[૧] રૂમી નામના સૂફીની ખાનકાહમાં પહોંચ્યો. ત્યાં તે તેમનો મુરીદ બન્યો અને અલ્લાહની ઈબાદતમાં શેષ જીવન પસાર કરવા લાગ્યો. એટલામાં થોડા જ સમયમાં તેનું અવસાન થયું.

**સુલતાન મહમૂદશાહ બેગડાની તખ્તનશીનીની વિધિ (ઈ.સ. ૧૪૫૯) અને તે પછી અમીરોની ખટપટ**

તે પછી નાસિરુદ્દુનિયા વદ્દીન અબુલ્ ફત્હ મહમૂદશાહ ખિતાબથી ફત્હખાન-ની તખ્તનશીનીની વિધિ કરવામાં આવી. તે સમયે તેની વય તેર વરસ, બે માસ અને ત્રણ દિવસની હતી. ઈતિહાસમાં તે સુલતાન 'મહમૂદશાહ બેગડો' નામથી જાણીતો થયેલો છે.

તખ્તનશીની બાદ ચાર મહિના સુધી તમામ વહીવટ વ્યવસ્થિત રીતે ચાલ્યો અને તે પછી તેને ખસેડી તેના ભાઈ હસનખાનને તખ્ત ઉપર બેસાડવાના વિરોધી અમીરોએ યોજેલાં કાવતરાંનો તેણે સામનો કરવો પડયો. એ સમયે પુરાણા હોદ્દેદારો પૈકીમાંથી એકમાત્ર (સુલતાન કુત્બુદ્દીન અહમદશાહનો) વજીર મલેક શાબાન ઈમાદુલ્ મુલ્ક જ તેના પદ ઉપર ચાલુ હતો.[૨] તેણે જ તેને તખ્ત ઉપર બેસાડવામાં આગળ પડતો ભાગ લીધો હતો. તેના પ્રત્યે સલ્તનતના મહાન અમીરોનો દ્વેષ હતો, કારણ કે સારાંનરસાં તમામ કાર્યોનો વહીવટ તેને હસ્તક હતો. તેમણે કોઈ પણ રીતે તેના સ્થાન ઉપરથી ખસેડવાનાં ચક્રો ગતિમાન કર્યાં અને સુલતાનને આડુંઅવળું સમજાવી તેના મગજમાં ઠસાવ્યું કે વજીર મલેક શાબાન તેને પદભ્રષ્ટ કરી પોતાના નાના બાળક શિહાબુદ્દીન અહમદને તખ્ત ઉપર બેસાડી પોતે રાજ્ય રક્ષક તરીકેની જવાબદારી સંભાળવા પેરવી કરી રહ્યો હતો.

સુલતાન રાજકીય આંટીઘૂંટીથી અપરિચિત હતો, તેથી તેણે એવો જવાબ આપ્યો કે જાણે તેમની વાત તેણે માની લીધી. આથી એક દિવસ જેવો મલેક શાબાન ઈમાદુલ્ મુલ્કે દરબારમાં પ્રવેશ કર્યો કે તરત જ તેઓએ તેને ગિરફ્તાર કરાવ્યો અને બેડી પહેરાવીને ભદ્રના કિલ્લામાંના એક બુરજ નીચે કેદી અવસ્થામાં મૂકી પોતાના પાંચસો જેટલા વિશ્વાસુ સૈનિકોને પહેરેગીરો તરીકે ગોઠવી દીધા.



૧. 'મિરઆતે સિકંદરી', પૃ. ૯૪ (વડોદરા).
૨. 'મિરઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૪; 'મિરઆતે સિકંદરી', પૃ. ૫૪; 'તિબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૩૫.

સુલતાન મહમૂદશાહ મૂળ વાત સમજતો હતો પરંતુ મોટા મોટા અમીરો એક તરફ થઈ ગયા હતા. તેથી યુક્તિપ્રયુક્તિથી એ ગૂંચવણ ભરેલી બાબત હલ કરવા માગતો હતો. એ ચિંતામાં તે દિવસ પછીની આખી રાત તેને નિદ્રા આવી નહિ. સવારના પહોરમાં સાબરમતી નદીના કિનારે બારી ઉપર આવી બેઠો અને આમતેમ દૃષ્ટિ ફેરવતો હતો તેવામાં તેની નજર ફીલખાના(હાથીખાના)ના દારૂગા મલેક અબ્દુલ્લાહ ઉપર પડી. સુલતાનને જણાયું કે તે કંઈક તેને કહેવા માગતો હતો, તેથી તેણે તેને પોતાના ખાનગી ઓરડામાં બોલાવ્યો અને પૂછપરછ કરી ત્યારે તેણે કહ્યું કે એ બધા અમીરો બંડ કરવા ઉપર છે અને શાહજાદા હસનખાનને[1] તખ્ત ઉપર બેસાડવાનું કાવતરું કરી રહ્યા છે.[17] વજીર મલેક શાબાન ઈમાદુલ્‌મુલ્કના પ્રભાવથી તેઓ ડરે છે. તેથી યુક્તિ કરી તેમણે તેને કેદ કરાવી દીધા છે. નહિ તો વજીર તો બિલકુલ નિર્દોષ છે અને શાહી તખ્તને તે અતિ વફાદાર છે. આ સાંભળી તરત જ સુલતાને પોતાની વાલિદા મોગલી બીબી અને કેટલાક અમીરોની એ બાબતમાં સલાહ લીધી અને તેમની સાથેની મસલતમાં મલેક શાબાનને મુક્ત કરવો અને નિમકહરામ અમીરોને યોગ્ય સજા કરી તેમનાં મકાનો લૂંટી લેવાં એવો નિર્ણય કરવામાં આવ્યો. ફીલખાનાના દારૂગા અબ્દુલ્લાહને તમામ હાથીઓને શસ્ત્રસજ્જ કરવાનો હુકમ આપવામાં આવ્યો. મલેક શરફુલ્‌મુલ્કને મલેક શાબાનને પોતાની સામે હાજર કરવા જણાવ્યું. તેણે સુલતાનના હુકમ મુજબ મલેક શાબાનને છોડવાની ત્યાંના રક્ષકો પાસે જઈને માગણી કરી. પરંતુ તેમણે તેમ કરવાનો ઈન્કાર કર્યો. આ ખબર મળતાં સુલતાન રોષમાં આવી જઈ જાતે ભદ્રના કિલ્લા ઉપર ચઢ્યો અને મોટા અવાજે મલેક શાબાનને હાથીના પગ નીચે કચડી નાખવાનો હોવાના બહાને પોતાની સામે હાજર કરવાનો હુકમ કર્યો. રક્ષકોએ સુલતાનનો અવાજ સાંભળ્યો કે તરત જ મલેક શાબાનને લઈ તેઓ સુલતાન સામે ઉપસ્થિત થયા. પછી મલેક શાબાન દરેક રીતે સુરક્ષિત લાગતાં સુલતાને તેની બેડી તોડાવી નાખી. આ જોઈ કેટલાક રક્ષકો નાસી છૂટ્યા અને કેટલાકે માફી માગી. કાવતરાખોર અમીરોને આ વાતની ખબર પડી ત્યારે તેઓ ગભરાયા. પછી પોતાનો અંજામ શું આવશે તે વિચારી પોતાની કેટલીક ફોજો અને કેટલાક શહેરમાંના નાલાયક માણસોને એકત્ર કરી તેઓ આક્રમણ કરવા નીકળ્યા. શાહજાદો હસનખાન પણ તેમની સાથે હતો.

---

૧. તબકાતે અકબરી અને તારીખે ફિરિશ્તામાં એ પ્રમાણે હસનખાન નામ છે. વુલ્સેલી હેઈગે પણ એ જ નામ લખેલું છે. ('The Cambridge History of India', Vol, III, p. 303).

એ લોકો હજુ તો ગભરાટમાં હતા એટલામાં મલેક શાબાનની ફોજે તેઓ ઉપર હુમલો કર્યો. તે પછી તેને ગુલામોએ સાથ આપ્યો. ચારે બાજુએથી આમજનતા પણ દોડી આવી. આથી ગભરાઈને અમીરોએ એકત્ર કરેલી ફોજ વેરવિખેર થઈ ગઈ અને તેઓ નાસી છૂટ્યા.[1] પાછળથી તે સર્વને ગિરફતાર કરાવી સુલતાને દરેકને યોગ્ય સજા કરાવી. આ બંડ દબાવી દીધા પછી પ્રદેશમાં શાંતિ પ્રસરી ગઈ અને મલેક શાબાન ઈમાદુલ્‌મુલ્કનું વઝીરપદ ચાલુ રાખવામાં આવ્યું, પરંતુ આ બનાવથી તેના દિલ અને દિમાગ ઉપર ખરાબ અસર થઈ ગઈ. તેથી થોડા સમય બાદ તેણે વઝીરપદનું રાજીનામું આપીને નિવૃત્તિમય જીવન ગાળવા માંડ્યું. તે પછી થોડા જ દિવસમાં તે ગુજરી ગયો. સુલતાને તેની સેવાની કદર કરી તેના પુત્ર શિહાબુદ્દીનને મલેકુશ્‌શર્કનો ખિતાબ એનાયત કરી તેને અમીરોમાં દાખલ કર્યો.

**બાળ બહમની સુલતાન નિઝામશાહને સહાય**

ઈ.સ. ૧૪૬૧માં માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીએ બાળ બહમની સુલતાન નિઝામશાહ(ઈ. સ. ૧૪૬૧--૧૪૬૩)ના પ્રદેશ ઉપર આક્રમણ કર્યું. આથી રાજરક્ષક તેની મા મખ્દૂમાજહાન તરફથી સુલતાન મહમૂદશાહ બેગડા ઉપર મદદ માટે વિનંતી-પત્ર એક સફીર મારફત આવ્યો.[2] તેમાં તેણે જણાવ્યું કે માળવાના સુલતાન મહમૂદશાહ ખલજીએ કોઈ પણ કારણ વિના અમારા પ્રદેશ ઉપર આક્રમણ કર્યું છે તો ઇસ્લામ પ્રત્યે હમદર્દી દાખવી અમને મદદ કરો. એ અગાઉ સુલતાને ફોજોની સંખ્યામાં વધારો કરી તેમને સારી રીતે સુસજ્જ પણ કરી દીધી હતી. તેથી વિનંતી-પત્રના જવાબમાં બહમની સુલતાનને મદદ કરવા તે તૈયાર થઈ ગયો અને કૂચ પર કૂચ કરતો નંદરબાર તરફ રવાના થયો ત્યારે વજીરને પાછળથી ફોજ લઈ નીકળવા હુકમ કરતો ગયો. આથી વજીર એક મહાન ફોજ તથા પચાસ જંગી હાથી લઈ સુલતાનને જઈ મળ્યો. સુલતાન સુલતાનપુરમાં હતો ત્યારે બહમની સુલતાન નિઝામશાહનો બીજો સફીર ત્યાં આવી તેને મળ્યો. તેણે જે ખત્ત આપ્યો તેમાં સુલતાન મહમૂદશાહ ખલજીની પ્રવૃત્તિઓ અંગે એવી માહિતી આપવામાં આવી હતી કે ગુજરાતી સુલતાને

૧. ઝફરુલ્‌વાલિહ, ભા. ૧, પૃ. ૧૬.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૧૧ (વડોદરા); 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૫; H. K. Sherwani, 'The Bahmanis of the Deccan', p. 281–84.

તેનો રસ્તો રોકવા બુરહાનપુરમાં પડાવ નાખેલો છે એ સમાચાર મળતાં તે કોઈ બીજે રસ્તે માળવા તરફ નીકળી ગયો છે.

એ પછી ત્રીજો સફીર દખ્ખણી સુલતાન તરફથી આવ્યો. તેણે સુલતાન મહમૂદશાહ ખલજી પાછો ફર્યો છે એવા સમાચાર આપ્યા. આથી સુલતાન મહમૂદશાહ બેગડો બુરહાનપુર અને આસીરગઢ તરફ થઈ સુલતાન મહમૂદશાહ ખલજીને પાછા ફરવાનો રસ્તો રોકવા પાલનેર પહોંચ્યો. પરંતુ સુલતાન મહમૂદશાહ ખલજી એ દરમિયાન બીજે રસ્તે નાસી છૂટયો હતો. આથી સુલતાન અમદાવાદ પાછો ફર્યો. થોડે છેટે તે ગયો એટલે ખૂબ મોટું લશ્કર લઈ ઈ.સ. ૧૪૬૩માં સુલતાન મહમૂદશાહ ખલજીએ માળવાથી ફરીથી દખ્ખણ તરફ કૂચ કરી દોલતાબાદ સુધીનો મુલક ઉજ્જડ કર્યો ત્યારે ગુજરાતનો સુલતાન ફરી નંદરબાર આવ્યો. માળવાના સુલતાનને એ ખબર થઈ ત્યારે તે પાછો ફર્યો અને સુલતાન મહમૂદશાહ બેગડો પણ અમદાવાદ પાછો ફર્યો. ત્યાંથી રોષે ભરાઈને માળવાના સુલતાન ઉપર એક પત્ર પાઠવી તેને જણાવ્યું કે એક બાળક જે પુખ્ત વયનો થયો નથી તેને હેરાન કરવો એ યોગ્ય નથી અને આક્રમણ જ કરો છો તો લડાઈ લડયા વિના પાછા ફરવું એ બહાદુરો માટે કોઈ પણ રીતે મુનાસિબ નથી. મેં નક્કી કર્યું છે કે જો હવે પછી જ્યાં સુધી નિઝામશાહ બાળક છે ત્યાં સુધી તેના રાજ્ય ઉપર આક્રમણ કરવામાં આવશે તો ગુજરાતનું લશ્કર માળવાના પ્રદેશને ખેદાનમેદાન કરશે. આ ધમકીની ધારેલી અસર થઈ અને માળવા અને બહમની રાજ્યો વચ્ચેનો બગડેલો સંબંધ વધુ ન બગડતાં રોકાઈ ગયો.

**પારડી પર આક્રમણ**

ઈ.સ. ૧૪૬૪માં સુલતાન મહમૂદશાહ બેગડાએ વર્તમાન વલસાડ જિલ્લામાં આવેલા પારડીના કિલ્લાના હિંદુ રાજા ઉપર આક્રમણ કર્યું, કારણ કે તે બે સાલથી તેની નજીકમાં આવેલા દમણ બંદરથી પરવાનગી વિના કોઈ પણ જહાજને પસાર થવા દેતો ન હતો અને ચાંચિયાગીરી કરતો હતો. તેની રૈયત પણ જમીન ઉપર લૂંટફાટ કરતી હતી. આથી ચડાઈ કરી રાજાને હરાવ્યો અને તે કિલ્લામાં ભાગી ગયો. સુલતાને તેને ઘેરો ઘાલ્યો. થોડા દિવસ તે ચાલુ રાખ્યા બાદ એક દિવસ સુલતાન પહાડ ઉપર આવેલા તેના કિલ્લાનો કબજો લેવા ઉપર ચઢતો હતો ત્યારે રાજા કિલ્લાની ચાવીઓ લઈ તેની સામે મળવા ગયો. ભારે ઠાઠ સાથે સુલતાને તેમાં પ્રવેશ કર્યો. રાજાએ કીમતી નજરાણું આપી વાર્ષિક ખંડણી

ભરવાની કબૂલાત આપી. સુલતાને તેના વર્તનથી ખુશ થઈ કિલ્લો તેને સુપરત કરી દીધો[૧] અને તે પછી તે અમદાવાદ આવ્યો.

આવી નિરર્થક લડાઈઓ અને કૂચોમાંથી મુકત થયા બાદ સારો એવો સમય તેણે અમદાવાદમાં પસાર કર્યો. તે પછી ઈ.સ. ૧૪૬૭માં સુલતાને ગિરનાર-(જૂનાગઢ)ના ચુડાસમા વંશના પ્રસિદ્ધ રાજા મંડલિક ઉપર આક્રમણ કરવાનો નિર્ણય કર્યો. એ માટે તેણે કરેલી લશ્કરી તૈયારીનું અને એ માટે એકત્ર કરેલા શસ્ત્રસરંજામનું વર્ણન ઇતિહાસોમાં લંબાણથી આપવામાં આવેલું છે.[૨] કૂચ શરૂ કરીને માર્ગમાં આવતા આજુબાજુના પ્રદેશને ખેદાનમેદાન કરતો ગિરનારથી લગભગ ચાળીસ માઈલના અંતર ઉપર તે પહોંચ્યો ત્યારે ત્યાંના હિંદુઓ આ ઓચિંતી આવી પડેલી આફતથી ગભરાઈ ગયા અને તેમણે નાસભાગ કરવા માંડી. તેઓએ પોતાનાં માલમિલકત અને કુટુંબકબીલાઓને લઈને 'મહાબિલા'[૩] નામની એક પહાડી ખોને સલામત જગ્યા માનીને તેમાં તેમને છુપાવ્યાં અને તેઓ તેનું રક્ષણ કરવા લાગ્યા. સુલતાને એક નાની ટુકડી સાથે ત્યાં જઈને લૂંટ ચલાવી. રક્ષકોએ મરણિયા થઈ સામનો કર્યો અને તેમાં અનેક હિંદુઓ માર્યા ગયા. આ વાતની રાજા મંડલિક(૩ જા)ને ખબર પડી અને તે પણ શિકારના બહાને ફોજ લઈ ત્યાં આવી પહોંચ્યો. તે પછી લડાઈ જામી. બંને તરફથી સહાય કરવા ફોજો આવતી રહી અંતે રાજા ઘવાયો અને એ ગિરનારના કિલ્લામાં ભરાઈ ગયો. સુલતાને તેની આસપાસ ઘેરો નાખ્યો અને કેટલીક ફોજોએ આસપાસના પ્રદેશને તારાજ કરવા માંડયો. તેમણે કિલ્લામાં જતો પુરવઠો રોકી લીધો. આથી રાજા પરેશાન થયો. દૂતો મોકલી રાજાએ સુલેહ માટે કહેણ મોકલ્યું અને સુલતાને તેનો સ્વીકાર કર્યો.

મુસ્લિમ ઇતિહાસકારો કહે છે કે રાજા મંડલિકે તાબેદારી સ્વીકારી અને વાર્ષિક ખંડણી આપવાનું કબૂલ્યું એટલે સુલતાને ઘેરો ઉઠાવી લીધો અને તે અમદાવાદ તરફ પાછો ફર્યો.

---

૧ 'The Cambridge History of India', Vol. III. p. 305.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૧૯--૨૦; 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૫--૫૬.

૩. શં. હ. દેશાઈ પ્રમાણે આ સ્થાન પ્રભાસપાટણ પાસેનું 'મહાબલિયા' છે ને એ સ્થાન વાજા કાકોરોની આણ નીચે હતું. (સૌરાષ્ટ્રનો ઇતિહાસ, પૃ. ૩૬૩--૬૪), ર. ભી. જોટ આ સ્થાન ગિરનારમાંનું જ કોઈ સ્થાન હોવાનું ધારે છે (ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ, ખંડ ૨, પૃ. ૫૭૪).:૦

બીજે વરસે એટલે કે ઈ.સ. ૧૪૬૮માં સુલતાનને એવી ખબર મળી કે રાજા મંડલિક છત્ર ધારણ કરી અને કીમતી હીરાજડિત શૃંગાર સજીને ઠાઠથી મૂર્તિપૂજા કરવા બહાર નીકળે છે. એ સાંભળીને સુલતાનના દિલમાં ઈર્ષા પેદા થઈ. આથી ચાળીસ હજાર ઘોડેસવાર અને મોટી સંખ્યામાં હાથીઓનું લશ્કર લઈ સુલતાને ગિરનાર તરફ મહાન અમીરો સાથે રવાના થઈ રાજાને પેગામ પાઠવ્યો કે આપના રાજદ્વારી ઠાઠ ઉપરથી એમ જણાય છે કે લોકોના દિલમાં આપ એમ ઠસાવવા ઇચ્છો છો કે આપ ખુદમુખ્તાર છો. વસ્તુતઃ આપ તો મને ખંડણી ભરો છો. તેથી રાજા તરીકેનો આવશ્યક તમામ ઠાઠ આપ તજી દો અને તે અંગેની બધી ચીજો મારી સેવામાં મોકલી આપો. જો એમ કરવાને રાજા સંમત ન થાય તો લડાઈ શરૂ કરવાની તથા તેના મુલકને ઉજ્જડ કરવાની તૈયારી કરવાનું સુલતાને અમીરોને ફરમાન કર્યું. આ પેગામ મળતાં વેંત રાજા મંડલિક અકળાયો. પરિસ્થિતિની ગંભીરતાને લક્ષમાં લઈ તેણે રાજછત્ર તથા તેના શૃંગારની વસ્તુઓ તથા અન્ય દાગીના અને ભેટો સુલતાનને મોકલી આપ્યાં.[1] આથી શાહી ફોજો તેના પ્રદેશમાંથી કોઈ પણ પ્રકારનું નુકસાન કર્યા વિના પાછી ફરી. ત્યાંથી આવેલી વસ્તુઓ સુલતાને સફીરો અને કવ્વાલોને વહેંચી દીધી.

### સુલતાન મહમૂદશાહનું ગિરનાર ઉપર ચડાઈ કરવાનું કારણ

આ ચડાઈ અંગેનું કારણ જણાવતાં મિરૂઆતે અહમદીમાં આ પ્રમાણે નોંધાયું છે:

સિંધમાં આવેલા ઊછનો સૂફી સંત અને ગુજરાતી સલ્તનતના સ્થાપક સુલતાન અહમદશાહને આશીર્વાદ આપનાર અને અમદાવાદ પાસે આવેલા વટવાના હજરત બુરહાનુદ્દીન કુત્બે આલમ(મૃત્યુ : ઈ.સ. ૧૪૫૩)ના દાદા હજરત સૈયદ જલાલ બુખારી મખ્દૂમે જહાંનિયા જહાંગશ્ત(મૃત્યુ : ઈ.સ. ૧૩૮૪)ના હુકમથી ઈસ્લામના પ્રચાર અર્થે હજરત સૈયદ સિકંદર માંગરોળમાં આવીને વસ્યા હતા. સુલતાન મહમૂદશાહ બેગડાના સમયમાં હજરત સૈયદ રુકનુદ્દીન ઉર્ફે સૈયદ રાજૂ હજરત સૈયદ સિકંદરની ગાદી ઉપર ચાલુ હતા. તેમણે અમદાવાદના મશહૂર સૂફી સંત હજરત શાહઆલમ (મૃ.: ઈ.સ. ૧૪૭૫) ઉપર એક પત્ર લખ્યો. તેમાં તેમણે જણાવ્યું કે "ગઢ ગિરનારનો હિંદુ રાજા અને ત્યાંના હાલના કર્મચારીઓ મુસલમાનોથી એટલા તો વિરુદ્ધ છે કે હવે તેઓ



---

૧. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૬.

માટે આ સ્થળે રહેવું મુશ્કેલ થઈ પડયું છે. આ વખત મદદ કરવાનો છે. આપ દુવા ફરમાવો કે ખુદા અમારી મુશ્કેલીઓ દૂર કરે અને અમને ત્રાસમાંથી બચાવે."[૧]

હજરત શાહઆલમે ઉત્તરમાં જણાવ્યું કે "હું આજે જ સુલતાનના વજીરને અરજ કરીશ. ગઢ ગિરનારના રાજા સામે જે ફરિયાદ આપે લખી છે એ બાબત બેફિકર રહો. તે ટૂંકા સમયમાં યોગ્ય શિક્ષાને પાત્ર થશે. દોસ્ત ખુશ થશે અને દુશ્મનનાં મોં કાળાં થશે."

એ પત્રો ઉપરથી એમ જણાય છે કે હજરત શાહઆલમે સૈયદ રુકનુદ્દીનની ફરિયાદ સુલતાન મહમૂદશાહના દરબારમાં પહોંચાડી. સુલતાન એમના જ આશ્રય નીચે ઊછર્યો હતો અને તેના દરબારમાં તેમનું ઘણું ચલણ હતું. તેથી તેમની પ્રેરણાથી ગિરનાર ઉપર સુલતાને છેવટની ચડાઈ કરી. આમ ગઢ હંમેશને માટે જીતી લેવાનો નિશ્ચય કરાવવામાં આ એક મહત્ત્વનું અને વિશ્વસનીય કારણ ગણી શકાય.[21]

### ગિરનારની જીત

ઈ.સ. ૧૪૬૯માં સુલતાનને લાગ્યું કે જ્યાં સુધી આખા સોરઠનો કબજો હાથમાં આવશે નહિ ત્યાં સુધી ત્યાંથી આવતી ફરિયાદો દૂર થશે નહિ. તેણે દરબારના અમીરોને બોલાવી મસલત કરી અને તે ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી. તેણે ગિરનાર ઉપર છેવટનો વિજય મેળવવાનો પાકો નિશ્ચય કર્યો અને તેથી સૈનિકોને ખુશ કરવા ખજાનાનો દરવાજો ખોલી દીધો. તૈયારી પૂરી થયા બાદ તેણે કૂચ શરૂ કરી અને સોરઠની હદમાં પ્રવેશ કરીને ચારે તરફનો પ્રદેશ લૂંટી વેરાન કર્યો. રાજા બાબત જાણી પરેશાન હાલતમાં તરત જ સુલતાનની ખિદમતમાં હાજર થયો અને આજીજીપૂર્વક જણાવ્યું કે "હું નિયમિત ખંડણી ભરું છું અને હજરેવાલાનો તાબેદાર આશ્રિત છું. મેં કોઈ એવું કાર્ય કર્યું નથી જે માટે હજરેવાલા મને ઠપકો આપે." સુલતાને કહ્યું કે "તમારા પ્રદેશમાં જે તોફાનો થાય છે તેને લીધે મુસલમાનોને નુકસાન થાય છે. વારંવાર ચેતવણી આપ્યા છતાં તે દૂર થતાં નથી. હવે માત્ર બે જ વિકલ્પ છે. એક તો આપ પોતે જ મુસલમાન થઈ જાઓ તો તમારા પ્રદેશ ઉપરાંત બીજા પ્રદેશો પણ તમને બક્ષિશ



૧. મિરાતે અહમદી, ભા. ૨, પૃ. ૫૬.

રૂપે આપવામાં આવશે. તેમ નહિ કરો તો કિલ્લો મને હવાલે કરી દઈને આપની ઈચ્છા હોય ત્યાં જાઓ." આ સાંભળી રાજા ગભરાયો. સુલતાને તેના ચહેરા ઉપરથી તેના દિલની પરિસ્થિતિ જાણી લઈને કહ્યું કે "શાંતિ રાખો. મારી શરતો માનવી કે ન માનવી એ આપે જોવાનું છે." હાલ આપ મારા આશ્રય નીચે છો, ચિંતા કરો નહિ. શાંત દિલ સાથે આપના કિલ્લામાં જાઓ, પરંતુ મારી શરતોને તમો માન્ય રાખશો નહિ તો હું કિલ્લો જીતી લઈશ. સુલતાનની આ વાત સાંભળી રાજાને દિલમાં શાંતિ થઈ. સુલતાનના દરબારમાંથી નીકળી પોતાના તંબુમાં તે ગયો અને રાત્રિ પડવાની રાહ જોતો રહ્યો. રાત્રિનો અંધકાર છવાયો કે તરત તંબુને તેને સ્થાને છોડી બને તેટલી ઝડપથી જૂનાગઢના કિલ્લામાં તે પહોંચી ગયો. તેની અંદર રહીને લડવું તેને મુનાસિબ લાગ્યું. સવારમાં સુલતાનને રાજા વિષેની મજકૂર માહિતી મળી ત્યારે કૂચ કરી તે કિલ્લા નજીક પહોંચ્યો અને થોડી ફોજ કિલ્લા પાસે તેણે રાખી. ચાર દિવસ સુધી કિલ્લામાંથી રજપૂતો નીચે ઊતરી આવીને મુસ્લિમ લશ્કર ઉપર તૂટી પડતા રહ્યા અને લડાઈ કરી પાછા ફરતા રહ્યા. છેલ્લે દિવસે સુલતાને ઘેરો મજબૂત બનાવ્યો. રજપૂતોએ તેની સામે ભારે ટક્કર ઝીલી. દરમિયાન રાજાએ સુલેહ કરવા વારંવાર કહેણ મોકલ્યું, પરંતુ સુલતાને તેનો સ્વીકાર કર્યો નહિ. તેથી લડાઈ તે સાલના અંત સુધી ચાલુ રહી.[૧] છેવટે ખોરાકની તંગીને લઈને કિલ્લામાં ભારે મુશ્કેલી ઊભી થઈ. તેથી રાજાએ વાજે થઈને કિલ્લાની ચાવી સુલતાનને સોંપી દેવી પડી (ઈ.સ. ૧૪૭૦ના ડિસેમ્બરની તા. ૪) અને તે જે કરે તે પ્રમાણે કરવાનું વચન આપી દયા દાખવવા વિનંતી કરવી પડી. સુલતાને રાજાને મુસલમાન થવાનું કહ્યું અને છેવટે તેણે તેમ કરવા સંમતિ આપી.[૨] કિલ્લામાંના માણસો ટોળામાં ને ટોળામાં માલ-સામાન સાથે બહાર નીકળી ગયા. તે પછી લશ્કરનો સિપાહસાલાર અને બીજા સૈનિકો અંદર દાખલ થયા અને શાંતિ સ્થપાયા પછી સુલતાન મહમૂદશાહે પણ ઠાઠથી કિલ્લામાં પ્રવેશ કર્યો.

આ રીતે ગિરનારના ચુડાસમા વંશના સ્વતંત્ર રાજ્યનો અંત આવ્યો અને સુલતાને ગિરનારને પોતાની સલ્તનતમાં સામેલ કરી દીધું. તે પછી સુલતાન થોડો સમય ગિરનારમાં રહ્યો અને તેના રક્ષણની પૂરી વ્યવસ્થા કરી. તે પહાડની

૧. ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ, ભા. ૧, પૃ. ૧૮--૨૧ (લંડન).

૨. એમ કહેવાય છે કે અમદાવાદમાં આવ્યા બાદ મશહૂર સૂફી હજરત શાહઆલમને મળીને રાજાએ ઈસ્લામ સ્વીકાર્યો. ('મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૫૭; 'મિર્આતે સિકંદરી', પૃ. ૧૨૩).

તળેટીની નજીકમાં તેણે એક નવું શહેર વસાવીને તેનું નામ તેણે મુસ્તફાબાદ[1] (હજરત પેગમ્બર મોહમ્મદનો ખિતાબ મુસ્તફા અર્થાત્ અલ્લાહનો પસંદ કરેલો તે ઉપરથી) પાડયું. ત્યાં એક આલીશાન મસ્જિદનો તેણે પાયો નાખ્યો અને મોટી મોટી ઈમારતો તૈયાર કરાવી. બહારથી લોકોને બોલાવી તેણે ત્યાં વસાવ્યા. મોટા મોટા અમીરોએ પણ ત્યાં પોતાનાં મકાનો બંધાવ્યાં અને સુલતાને પોતે પણ ત્યાં રહેવાનું પસંદ કર્યું. ત્યાં ટંકશાળ કરી અને મુસ્તફાબાદના નામના સિક્કા પણ પડાવ્યા. એ શહેર વસાવવા પાછળ સુલતાનનો ઉદ્દેશ ત્યાંથી સોરઠમાં ઈસ્લામનો પ્રચાર કરવાનો હતો. તેણે તેને પોતાનું પાયતખ્ત હોવાની જાહેરાત કરી, જેથી ત્યાંના જમીનદારો અને નાના શાસકો અને જાગીરદારો સલ્તનતને ખંડણી આપતા થયા અને તે પ્રદેશમાં શાંતિ પ્રસરી ગઈ.

રાજા મંડલિક સુલતાન જોડે અમદાવાદમાં આવ્યો. સુલતાને તેને ખાને જહાનનો ખિતાબ એનાયત કરી[2] તેને મહાન અમીરોમાં દાખલ કરી દીધો. તેને એક મોટી જાગીર આપી સંતોષ્યો. તે જ પ્રમાણે તેણે તેના કુટુંબનાં માણસોને પણ જાગીરો આપી. કહેવાય છે કે જ્યારે જ્યારે રાજા પોતાની મૂળ હાલત યાદ કરતા ત્યારે ખૂબ રોતો.[3] રાજા મંડલિકની કબર અમદાવાદમાં આવેલા માણેકચોક પાસે કંદોઈ ઓળમાં એક સામાન્ય દુકાનમાં બતાવવામાં આવે છે. તેની નજીકમાં જ એનું મકાન હતું.[22]

**મુહાફિઝખાનની અમદાવાદના કોટવાળ તરીકે નિમણૂક**

સુલતાન મહમૂદશાહ બેગડાએ ઈ. સ. ૧૪૭૦માં મુસ્તફાબાદમાં રહેવાનું શરૂ કર્યું ત્યારે અમદાવાદની આજુબાજુમાં અશાંતિનો ઉપદ્રવ શરૂ થયો. વડોદરા અને ડભોઈના તાલુકાની લોકોને ચાંપાનેરના રાજા ગંગાદાસના રાજકુંવર જયસિંહે[4]

૧. સુલતાન મહમૂદશાહ બેગડો શિયાળામાં મુસ્તફાબાદમાં, ઉનાળામાં અમદાવાદમાં અને ચોમાસામાં મોહમ્મદાબાદ(ચાંપાનેર)માં રહેતો હતો.

૨. M. S Commissariat, 'A History of Gujarat', Vol. I, p. 168, 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૭.

૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૨૨.

૪. 'મિરૂઆતે સિકંદરી' (પૃ. ૧૨૫, વડોદરા)માં રાજકુંવરનું નામ ચંપક છે, પરંતુ અંગ્રેજીમાં લખાયેલા કેટલાક ઈતિહાસોમાં જયસિંહ જ છે. (Delhi Sultanate, Bharatiya Vidya Bhavan; 163, The Cambridge History of India, Vol. III, p. 310.)

ઉશ્કેરવાનું શરૂ કર્યું અને તે જોઈ અમદાવાદના બંડખોર લોકોએ પણ તેમાં સાથ પૂર્યો. આથી મુસાફરોનો આવજા કરવાનો રસ્તો અસહીસલામત થઈ ગયો અને લૂંટફાટનો પાર રહ્યો નહિ. આથી સુલતાને ઈ.સ. ૧૪૭૧માં લશ્કરી સરંજામની વખારોના દારૂગા મલેક જમાલુદ્દીનને મુહાફિઝખાનનો ખિતાબ એનાયત કરી તે પ્રદેશનો ફોજદાર (કોટવાલ) નીમ્યો અને ત્યાંના રક્ષણની કાર્યવાહી સોંપી. તેણે મજબૂત હાથે લૂંટફાટ અને ચોરડાકૂનો ત્રાસ એવાં તો દબાવી દીધાં કે ત્યાંના લોકો ખુલ્લે બારણે સૂઈ રહેતા થયા.[૧]

**કચ્છ અને સિંધ ઉપર ચડાઈ**

ઈ.સ. ૧૪૭૨માં કચ્છના સોઢા અને સુમરાઓએ મુસલમાનો ઉપર જુલમ ગુજાર્યાની ફરિયાદ સુલતાનને પહોંચાડવામાં આવી. આમ તો એ લોકો માછીમાર હતા, પરંતુ તેમનો મૂળ ધંધો ડાકૂગીરી કરવાનો હતો. આથી સુલતાન એક નાનું, પરંતુ કસાયેલા છસો ઘોડેસવારોનું લશ્કર લઈ પૂરઝડપે કચ્છના પ્રદેશમાં પહોંચ્યો. સોઢા અને સુમરા કચ્છીઓ તેની સામે ચોવીસ હજારની સંખ્યામાં આવી ઊભા રહ્યા. બંને વચ્ચે લડાઈ થઈ. સુલતાને તેમને હરાવ્યા અને શરણે આણ્યા. તેમના ખાનદાન અને મજહબ બાબતમાં પૂછપરછ સુલતાને કરી ત્યારે તેમણે કહ્યું અમે મુસ્લિમ છીએ, પરંતુ અમારામાં કોઈ ભણ્યો નથી અને અમને મજહબ બાબતમાં કોઈ માર્ગદર્શક મળ્યો નથી. તેથી અમે ગેર-મુસ્લિમો સાથે રહીએ છીએ અને તેમની સાથે લગ્નસંબંધ બાંધીએ છીએ. તેઓમાંથી કેટલાકને સુલતાને પોતાની સાથે લાવીને જૂનાગઢમાં વસાવ્યા અને તેમને ઈસ્લામના શરિયત અને મુખ્ય ઉસૂલોનું શિક્ષણ આપવાનો પ્રબંધ કર્યો.[૨]

તે જ સાલ દરમિયાન સિંધનો જામ નિઝામુદ્દીન જે સુલતાનનો માતામહ થતો હતો, તેની સામે ચોરી અને લૂંટફાટ કરનારી બલૂચી અને જાટ કોમના લોકોએ બળવો કર્યો.[૩] આને કારણે ગુજરાતની સીમા ઉપર પણ ભય ઉપસ્થિત થયો. સુલતાન લશ્કર લઈ તે (વર્તમાન થર અને પારકરના પ્રદેશ) તરફ રવાના

૧. 'The Cambridge History of India', Vol. III, p. 305. એમ કહેવાય છે કે તેણે એટલા ટૂંકા ગાળામાં પાંચસો જેટલા ચોરડાકૂઓને પકડીને ફાંસીએ લટકાવ્યા હતા.

૨. 'મિર્આતે સિકંદરી', પૃ. ૧૨૭; 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૫૭.

૩. ઝફરુલ્વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ (ભા. ૧, પૃ. ૨૪--૨૫, (લંડન) મુજબ તેઓ દરિયા કિનારા ઉપર વસવાટ કરીને રહેનારા ચાંચિયા હતા.

થયો. બળવાખોરો કાબેલ તીરંદાજો હતા એટલું જ નહિ, પરંતુ તેમની સંખ્યા પણ મોટી હતી. સુલતાન લશ્કર સાથે આવી પહોંચ્યો હોવાના સમાચાર જાણી તેઓ વિખરાઈ ગયા અને ગુજરાતી લશ્કરે તેમની છાવણીમાં પહોંચી લૂંટ ચલાવી.[૧] તે પછી સુલતાને મુસ્તફાબાદમાં પરત આવી મુકામ કર્યો.

**જગત (દ્વારકા) અને બેટ પર ચડાઈ**

ઈ.સ. ૧૪૭૩માં ઓખામંડળમાં વાઢેર રાજા ભીમજી રાજ્ય કરતો હતો.[૨] ત્યાંના વાઘેરો ચાંચિયાગીરી માટે જાણીતા હતા. તેઓનું જોર જગત(દ્વારકા)માં ખૂબ હતું. એ રસ્તે થઈને કોઈ જહાજ સહીસલામત પસાર થઈ શકતું ન હતું. સુલતાન મહમૂદશાહ બેગડો જગત (દ્વારકા) ઉપર ચડાઈ કરવાનો ઈરાદો કેટલાક વખતથી કર્યા કરતો હતો, પરંતુ તે તરફ જવાના રસ્તા મુશ્કેલીભર્યા હતા.

બન્યું એવું કે સુલતાન મહમૂદશાહ બેગડો સિંધમાંથી પાછો ફર્યો તે પછી તેનો મુકામ જૂનાગઢમાં હતો ત્યારે મૌલાના મહમૂદ સમરકંદી[3] નામનો એક વિદ્વાન શાયર અને તાજેર કુટુંબકબીલા સાથે દખ્ખણમાંથી[૪] સમરકંદ જતો હતો. તે દરમિયાન હવામાન માફક ન હોવાથી તેનું જહાજ દ્વારકા પાસે જગત બેટના કિનારા આગળ ખેંચાઈ આવ્યું. શંખોદ્વારના ચાંચિયાઓએ તેમાં લૂંટ ચલાવી અને મૌલાનાના કુટુંબ અને માલસામાન પોતાની પાસે રાખી તેમને તેમના બે નાની વયના પુત્રો સાથે રખડતા છોડી દીધા. જઈફ મૌલાના મહા-મુસીબતે મુસ્તફાબાદ પગપાળા પહોંચ્યો અને સુલતાનના દરબારમાં પહોંચી અશ્રુભરી આંખે દાદ માગી. સુલતાને મૌલાનાને આશ્વાસન આપ્યું કે કુટુંબ તેમ જ સર્વ સામાન ઈન્શાલ્લાહ આપને મળી જશે. તે પછી વજીફો મુકરર કરી તેને અમદાવાદ મોકલી આપ્યો. તે પછી ઈ.સ. ૧૪૭૩ના મે માસની ૧૪મીએ જૂનાગઢથી સુલતાને દ્વારકા તરફ કૂચ કરી અને ત્યાં પહોંચ્યો ત્યારે ઓખામંડળના વાઢેર ભીમજીએ રજપૂત સૈનિકો સાથે બેટ શંખોદ્વારના કિલ્લામાં જઈ આશ્રય

૧. સિંધ અને કચ્છ ઉપર આ ચડાઈની વિગત ફારસી ઈતિહાસકારોએ ઓછા પ્રમાણમાં અને વિરોધાભાસી પ્રકારની આપેલી છે.

૨. 'ઓખામંડળના વાઘેર', પૃ. ૧૦૪.

3. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૨૭; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૪૧--૪૨.



૪. એ લાંબા સમય સુધી બહમની સુલતાનની નોકરીમાં હતો. (M. S. Commissariat, 'A History of Gujarat', Vol. I, p. 173).

લીધો.[1] આથી રોષે ભરાઈને સુલતાને દ્વારકાના સુપ્રસિદ્ધ રણછોડરાયના મંદિરનો નાશ કર્યો. તેમાંની મૂર્તિ ભાગી નાખી અને આખા નગરને લૂંટી લીધું ને પછી ત્યાં તેના હુકમથી બીજાં મંદિરો તોડીને તેમના સ્થાને મસ્જિદો બાંધવામાં આવી.[2] ત્યાંથી આગળ વધી સુલતાન ગાઢ જંગલ વટાવી બેટ શંખોદ્વાર તરફ નીકળી ગયો. રસ્તામાં બેટની સામે સમુદ્ર કિનારા ઉપરના ગામમાં સિંહો અને ઝેરી સાપોના ત્રાસથી તેનું લશ્કર હેરાન પરેશાન થયું. ત્યાં સુલતાન ચાર માસ રહ્યો. તે દરમિયાન આજુબાજુનાં બંદરોથી મોટી સંખ્યામાં જહાજો મંગાવ્યાં અને સૈનિકોથી તેમને સજ્જ કરી તેણે શંખોદ્વાર બેટને ઘેરો ઘાલ્યો અને પરિણામે દરિયાઈ લડાઈ થઈ. તેમાં સુલતાનને ફતેહ મળી. માલસામાન ખૂટી જવાથી હિંદુઓને કિલ્લો સુલતાનને સોંપી દેવો પડયો. તે સ્થળને લૂંટી તારાજ કરવામાં આવ્યું અને વેપારીઓ અને મુસાફરોને લૂંટી જે બેશુમાર કીમતી માલ ત્યાં એકત્ર કરવામાં આવ્યો હતો તેનો કબજો સુલતાનના સૈનિકોએ લીધો. મૌલાના મહમૂદ સમરકંદીના કેદ કરાયેલા કુટુંબને તથા અન્ય મુસ્લિમ કેદીઓને સુલતાને છોડાવ્યાં અને રાજા ભીમજીને પકડી કેદ કર્યો. તે પછી સુલતાને તેને અમદાવાદના કોટવાલ મુહાફિઝખાન પાસે મોકલી આપ્યો. ત્યાં તેના ઉપર જુલમ ગુજારી તેને મારી નાખવામાં આવ્યો.[3] આ સમયે સુલતાને દ્વારકાનું નામ 'મુસ્તફાનગર' રાખ્યું હતું.[4] દ્વારકા અને શંખોદ્વારમાં તુર્ક અમીર મલેક તૂગાનને ફર્હતુલ્ ગુલ્કનો

૧. એ આરંભડાનો રાજા ભીમજી કહેવાતો હતો. ('ઓખામંડળના વાઘેર', પૃ. ૧૦૪).

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૩૦; 'તારીખે ફિરિશ્તા', જિલ્દ ૨, પૃ. ૩૯૩, લિથો પ્રત, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ.

૩. ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ, ભા. ૧, પૃ. ૨૪-૨૫ (લંડન). આ બનાવ અંગે કેટલીક એવી બાબતો પણ મળે છે કે સુલતાન મહમૂદશાહ બેગડાના સકંજામાંથી નાસી છટેલો ભીમજી રાજા ફરીથી પોતાના રાજ્યમાં પહોંચ્યો હતો અને સુલતાન મહમૂદશાહ બેગડાએ બેસાડેલાં ઈસ્લામી થાણાંઓના થાણદારોને તેને ત્યાંથી હાંકી કાઢ્યા હતા. એક નોંધ એવી પણ મળે છે કે સુલતાન મહમૂદશાહ બેગડાને જે રાજા સાથે યુદ્ધ થયું હતું તે વાઢેર રાજા ભીમજી ન હતો, પણ તેનો બાપ સાંગણજી હતો અને બાપના ઉપર જુલમ થતો દેખી દીકરો ભીમજી વહાણમાં બેસી નાસી ગયો અને પાછળથી આરંભડા આવી તેના પિતાની ગાદી ઉપર તે બેઠો. ('ઓખામંડળના વાઘેર', પૃ. ૧૦૪-૧૦૫.)

૪. 'મિરૂઆતે મુસ્તફાબાદ', પૃ. ૭૫.

ખિતાબ એનાયત કરી ત્યાંના થાણાદાર તરીકે નીમ્યો અને ત્યાંથી પાછો ફરી મુસ્તફાબાદમાં તે ઈ.સ. ૧૪૭૩ના ઑક્ટોબરની છઠ્ઠીએ પહોંચ્યો. તેણે મુલ્લા મહમૂદ સમરકંદીને અમદાવાદથી બોલાવડાવ્યા અને તે આવી પહોંચતાં તેને દરબારમાં આમંત્રી તેમને કુટુંબના માણસો અને તેમનો લૂંટાઈ ગયેલો માલસામાન જે શંખોદ્ધારમાં ચાંચિયાઓએ બીજા લૂંટાયેલા માલ સાથે એકત્ર રાખેલો હતો અને જે સુલતાન મુસ્તફાબાદમાં લાવ્યો હતો તેમાંથી તેને તેમનો જે હતો તે સોંપી દીધો. તદુપરાંત તેમને કીમતી ભેટો આપી ખુશ કર્યા. તે પછી તે દીવ થઈ હોર્મુઝ ટાપુને રસ્તે પોતાને વતન સમરકંદ ગયા.

**સુલતાન અમદાવાદમાં**

જૂનાગઢને જીતી, સોરઠની વ્યવસ્થા કરી, દ્વારકામાં વિજય મેળવી વગેરે પ્રવૃત્તિઓ કરી લગભગ પાંચ વરસ સોરઠમાં ગાળ્યા બાદ સુલતાન ઈ.સ. ૧૪૭૩માં મુસ્તફાબાદમાંથી અમદાવાદ જવા રવાના થયો. તે ખંભાત આવ્યો અને ત્યાંથી સરખેજ ગયો. ત્યાં હજરત શેખ અહમદ ખટ્ટૂના રોજાની ઝિયારત કરી તે અમદાવાદમાં ઈ.સ. ૧૪૭૩ના ઑક્ટોબરમાં આવ્યો.

તે પછીનાં નવ વરસ સુલતાન કૌટુંબિક ઉપાધિઓની વ્યવસ્થા કરવામાં ગૂંથાયેલો રહ્યો. એ ગાળામાં એકે મહત્ત્વનું આક્રમણ તેણે કોઈ પ્રદેશ ઉપર કર્યું હોય એવું જણાતું નથી. એ સમય દરમિયાન સુલતાન દરેક સાલ કેટલાક મહિના (બહુધા શિયાળો) મુસ્તફાબાદમાં ગાળતો. વ્યવસ્થાના કામમાંથી ફારેગ થતાં શિકાર ખેલવા તે નીકળી પડતો. શિયાળો ખતમ થતાં તે અમદાવાદમાં આવી રહેતો અને એ આખી મોસમ મહી નદીના કાંઠે જઈ ગાળતો. ગરમીની મોસમમાં તે આબોહવા તેને માફક રહેતી હતી અને ત્યાં શિકાર પણ સારા પ્રમાણમાં મળી રહેતો હતો. વળી એ પહાડી પ્રદેશમાં ભીલો અને કોળીઓનો વસવાટ હતો, તેથી એ પ્રદેશ ભય ભરેલો હતો અને ત્યાં ડાકુઓનો ત્રાસ હતો. ત્યાં મુસાફરી માટે સહીસલામતી ન હતી. તે પ્રદેશમાં મુકામ કરવામાં સુલતાનનું મુખ્ય ધ્યેય તો ચાંપાનેરના રાજાને લૂંટફાટ કરતો રોકવાનું હતું અને તે રાજ્ય અને ત્યાંના લોકોની પ્રવૃત્તિ અંગેની માહિતી મળતી રહે એમ કરવાનું હતું. ગિરનારની પેઠે ચાંપાનેરનો કિલ્લો પણ અજેય ગણાતો હતો અને તેના ઉપર કોઈ સુલતાન પોતાનો કબજો જમાવી શક્યો ન હતો. એ સમય દરમિયાન એક દિવસ શિકાર ખેલતો ખેલતો વાત્રક નદીના કિનારે એક એવા સ્થળ ઉપર તે પહોંચ્યો, જે અમદાવાદથી બાર કોસ ઉપર અગ્નિ ખૂણામાં આવેલું છે. એ સ્થળ તેને ઘણું

પસંદ પડયું, તેથી ત્યાં એક શહેર પોતાના નામ ઉપરથી મહમૂદાબાદ[૧] વસાવવાનું ફરમાન બહાર પાડયું (ઈ.સ. ૧૪૭૯). અમીરોએ ત્યાં આલીશાન મકાનો બંધાવડાવ્યાં અને બાગો તૈયાર કરાવડાવ્યા. નદીના કાંઠા ઉપર પથ્થરની એક મજબૂત દીવાલ ચણાવી અને તેને અડીને એક ખાસ મહેલ બંધાવ્યો. પાછળથી વેપારીઓએ ત્યાં પોતાના વસવાટ માટે મકાનો તૈયાર કરાવ્યાં. ઈતિહાસકારોએ જણાવેલું છે કે શિયાળો સુલતાન મુસ્તફાબાદમાં, ગરમીની મોસમ મહીને કાંઠે અને ચોમાસુ અમદાવાદમાં ગાળતો.

**ખુદાવંદખાનનું કાવતરું**

ઈ.સ. ૧૪૭૯માં અમદાવાદમાં વરસાદની મોસમ પસાર કર્યા બાદ પોતાના રિવાજ મુજબ સુલતાન મુસ્તફાબાદ જવા નીકળ્યો. એ બાબતમાં બન્યું હતું એવું કે સુલતાનની અગાધ શકિત અને અતૂટ પ્રવૃત્તિઓને લઈને દરબારીઓ અને અમલદારો તંગ આવી ગયા હતા. સાલનો મોટો ભાગ તેમને અમદાવાદથી બહાર પોતાના કુટુંબીઓથી દૂર રહેવું પડતું હતું. સુલતાનની ચાતુર્માસિક સફરમાંથી મુકિત મેળવવા તેઓ પ્રયત્નો કરતા હતા. એ માહિતી સુલતાનને પોતાને પણ મળી ગઈ હતી, તેથી તેણે અમીરોને જુદે જુદે સ્થાને રવાના કરી દીધા હતા. તેણે તેના બનેવી મલેક આલીમ ખુદાવંદખાન બિન યુસુફને કેટલીક વિશિષ્ટ ફરજો બજાવવા અમદાવાદમાં જ રહેવા જણાવ્યું હતું અને તેને પોતાના વડા શાહજાદા અહમદખાનનો અતાલિક (રક્ષક) નીમ્યો હતો.

આવાં કારણોને લઈને સુલતાનની ગેરહાજરીનો લાભ લઈ મજકૂર સાલ-(એટલે કે ઈ.સ. ૧૪૭૯)ના ડિસેમ્બરની ૪થી તારીખે રમજાન ઈદ ઉજવવાના બહાના હેઠળ અમદાવાદમાં મુખ્ય અમીરોને ખુદાવંદખાને એકત્ર કર્યા અને સુલતાનને પદભ્રષ્ટ કરી સૌથી વડા શાહજાદા અહમદખાનને તેના સ્થાને તખ્ત ઉપર બેસાડવાનું કાવતરું યોજ્યું. તે સમયે મલેક બહાઉદ્દીન ઈમાદુલ્‌મુલ્ક જે સુલતાનનો અતિ માનીતો અને વફાદાર વજીર હતો તેને પ્રથમ મારી નાખવાનું નક્કી કરવામાં આવ્યું. રાયેરાયાન,[૨] જે મુખ્ય હિંદુ અમીર હતો, તેને ખુદાવંદ-ખાને ખાનગીમાં પોતાનો ઈરાદો જણાવ્યો અને તેને જ ઈમાદુલ્‌મુલ્કને ખતમ કરવાનું કામ સોંપ્યું. તે બહાઉદ્દીન ઈમાદુલ્‌મુલ્કનો ખાસ મિત્ર હતો. રાયેરાયાને

૧. હાલ તે 'મહેમદાવાદ' તરીકે ઓળખાય છે.



૨. 'રાયેરાયાન' નામનો ખિતાબ તે સમયે હિંદુઓને એનાયત કરવામાં આવતો હતો. એ શખ્સનું મૂળ નામ કોઈ ઈતિહાસમાં આપવામાં આવ્યું નથી.

તેને મારી નાખવાના કાર્યમાં ભાગ લેવાનો ઇન્કાર કર્યો અને બહાઉદ્દીન ઈમાદુલ્‌મુલ્ક પાસે જઈ કોઈને ન જણાવવા માટે પાક કુરાનના સોગંદ ખવડાવી તેને તમામ વિગત આપી. એ વજીરે મલેક સારંગ કિવામુલ્ક[1] અને શહેર કોટવાલ (ફોજદાર) મુહાફિઝખાન જેવા વિશ્વાસુ અમીરોને ઈદને દિવસે લોકો કંઈ તોફાન ન કરે તેવો બંદોબસ્ત રાખવાનું કહી શાહજાદાની આસપાસ હાજર રહેવાનું કહ્યું. આમ કરવાથી આખું કાવતરું નિષ્ફળ ગયું. કેસરખાન ફારૂકી નામનો અમીર તે સમયે અમદાવાદમાં હાજર હતો. તેણે છૂપી રીતે સુલતાનના કાન ઉપર આ ખબર મુસ્તફાબાદમાં પહોંચાડી અને સુલતાનને તે મુસ્તફાબાદમાં મળી ત્યારે તે ચિંતાતુર થયો અને અમદાવાદ તરફ રવાના થયો. તે ઘોઘા થઈ વહાણમાં બેસી ખંભાત પહોંચ્યો.

સુલતાને કાવતરાંખોરોનો જાહેર જવાબ માગ્યો નહિ, પરંતુ તેમની વફાદારી ચકાસવા પગલાં લીધાં. તેણે મક્કા શરીફ હજ કરવા જવાનો હોય એવી પૂરી તૈયારી કરી અને અમીરોને પોતાનો એ ઇરાદો જણાવવા અમદાવાદથી ખંભાત બોલાવ્યા. તેઓ ત્યાં પહોંચ્યા તેઓ સાથે શાહજાદો અહમદખાન પણ હતો. સુલતાને તે સર્વને કહ્યું કે હવે શાહજાદો યુવાન છે અને અમીરો પણ શક્તિશાળી છે, રાજ્યની વ્યવસ્થા પણ યોગ્ય રીતે ચાલે છે. તેથી મારી ઇચ્છા એવી છે કે હાલ બૈતુલ્લાહની હજ કરી દઉં તો બહેતર છે. બહાઉદ્દીન ઈમાદુલ્‌મુલ્કે કહ્યું: એક વખત અમદાવાદમાં આપ પધારો તે પછી શું કરવું તે આપની ઇચ્છાની વાત છે. એ સલાહ માન્ય કરીને સુલતાન અમદાવાદમાં આવી પહોંચ્યો અને દરબાર ભરી તેમાં અમીરોને જણાવ્યું કે હું મક્કા શરીફ હજ કરવા જવાનો છું, પરંતુ તેનો અંતિમ નિર્ણય આપ સલાહકારો ઉપર છોડી દઉં છું અને મને સલાહ મળે નહિ ત્યાં સુધી અન્નનો ત્યાગ કરું છું. અમીરો એનો કંઈ જવાબ આપી શકતા ન હતા. બે વાર વજીર મલેક બહાઉદ્દીન ઈમાદુલ્‌મુલ્ક તેની પાસે ગયો અને જવાબની માગણી કરી. અંતે તેઓમાં સૌથી વિશેષ વડીલ એવા નિઝામુલ્‌-મુલ્ક નામના એક દરબારીને સુલતાન પાસે તેઓએ મોકલ્યો. તેણે પહેલાં ચાંપાનેરના હિંદુ રાજ્યને જીતી લઈ પછી હજ કરવા જવાની ઇચ્છા પરિપૂર્ણ કરવાની સુલતાનને સલાહ આપી. સુલતાને કહ્યું: "ઇન્શાલ્લાહ એ પ્રમાણે કરીશું."

૧. સુલતાન મહમૂદશાહ બેગડો, સુલતાન મુઝફ્ફરશાહ બીજો અને સુલતાન બહાદુરશાહની સલ્તનત દરમિયાન મલેક સારંગ કિવામુલ્‌મુલ્ક મશહૂર વજીર હતો. તેણે અમદાવાદ શહેરના અગ્નિ ખૂણામાં સારંગપુર વસાવ્યું હતું.

હવે સુલતાનને હજ માટે ઇજાજત મળી ગઈ અને તેથી ભોજન ગંગાવી આરોગ્યું. થોડા સમય બાદ વજીર મલેક બહાઉદ્દીન ઇમાદુલ્મુલ્ક પાસેથી સુલતાને આખા કાવતરાની વિગત મેળવી. આમ છતાં ખુદાવંદખાન પ્રત્યે તેને એટલી બધી લાગણી હતી કે તેણે તેનો ગુનો લગભગ માફ કર્યો.

**મલેક ઉસમાનને જાલોરનું તખ્ત અપાવ્યું**

ઝાલોર એ સમયે ગુજરાત સલ્તનતની સત્તા નીચે હતું. ત્યાં મલેક ઉસમાનખાન અને તેના ભાઈ મલેક સાલાર વચ્ચે ઝઘડો થયો હતો. સુલતાન મહમૂદશાહ બેગડાએ મલેક ઉસમાનખાનને ત્યાંનો શાસક બનાવ્યો અને તેની સત્તા નીચે ભિન્નમાલ અને સાંચોરનાં પરગણાં મૂક્યાં. તે પછી તેને ઝુબ્દતુલ્મુલ્ક-નો ખિતાબ એનાયત કર્યો. ઈ.સ. ૧૪૬૧માં મલેક ઉસમાનખાનના શાસનનો આરંભ થયો અને તે ઈ.સ. ૧૪૮૪ સુધી ચાલુ રહ્યું. તેણે મેહદવી પંથનો[૧] સ્વીકાર કર્યો.

ભારતમાં એ પંથનો આરંભ સૈયદ મોહમ્મદ નૂરબક્ષે (જન્મ : જોનપુરમાં ઈ.સ. ૧૪૪૩, મૃત્યુ : ખુરાસાનમાં—ઈ.સ. ૧૫૦૫) કર્યો હતો. તેમણે ઈ.સ. ૧૪૮૨માં અમદાવાદમાં આવેલી તાજખાન સાલારની મસ્જિદમાં પોતાને ઇમામ મેહદી તરીકે જાહેર કર્યા હતા.

**બહાઉદ્દીન ઇમાદુલ્મુલ્કનું અવસાન**

ઈ. સ. ૧૪૮૧માં બહાઉદ્દીન ઇમાદુલ્મુલ્કનું માંદગીથી મૃત્યુ થયું અને તેને સ્થાને સુલતાને મુહાફિઝખાનની નિમણૂક વજીર તરીકે કરી. તે પછી સુલતાન મહમૂદશાહ મુસ્તફાબાદ ગયો.

**ચાંપાનેર ઉપર ચડાઈ**

પાવાગઢની તળેટીમાં વસેલા ચાંપાનેર જીતવાનો સુલતાનનો ઇરાદો લાંબા સમયથી હતો અને લડાઈ કરવા માટે જૂનાગઢની જીતની પેઠે જ તે બહાનાં

---

૧. મુસલમાનોમાં એક માન્યતા છે કે કયામતના દિવસ અગાઉ ઇમામ મેહદીનો અવતાર થશે અને તે સાત વરસ સુધી દુનિયા ઉપર અમલ કરી અસ્ત પામતા ધર્મનો પુનરુદ્ધાર કરશે અને વિશ્વમાં ન્યાય તથા સમાનતાની ફરીથી સ્થાપના કરશે. આ માન્યતા ઉપર હિજરી નવમી સદી(ઈસવી પંદરમી સદી)થી ઇમામ મેહદીનું આગમન થઈ ગયું કે નહિ એ બાબત મુસલમાનોમાં ચર્ચાયા કરે છે.

શોધ્યા કરતો હતો. જેમ જૂનાગઢ જીતી સોરઠમાં સત્તા જમાવી દરિયાઈ વેપારને સગવડભર્યો કરવાનો સુલતાનનો ઉદ્દેશ હતો તેમ ચાંપાનેર જીતીને સરહદ ઉપરના એક મજબૂત લશ્કરી મથકને હિંદુ સત્તાની પકડમાંથી છીનવી લેવાનો તેનો મકસદ હતો. એ માટે તે નાનાં મોટાં બહાનાં શોધ્યા કરતો હતો. એમ કહેવાય છે કે ઈ.સ. ૧૪૮૨માં ગુજરાતમાં ઘણો ઓછો વરસાદ પડવાથી દુકાળની અસર ચાંપાનેર સુધી હતી. એ સમયે ચાંપાનેરથી નૈઋત્યમાં ચૌદ માઇલ ઉપર રસુલાબાદના થાણામાં મલેક સુધા સુલતાની નામના અમલદારે ચાંપાનેરના તાબાનાં કેટલાંક ગામો લૂંટી તારાજ કર્યાં અને ત્યાંના લોકોની કતલ કરી.[૧] આ સમયે ચાંપાનેરમાં ગંગાદાસનો પુત્ર જયસિંહ દેવ રાવળ રાજ્ય કરતો હતો. તે ગુજરાતના ઈતિહાસમાં 'પતાઈ રાવળ'ના નામથી ઓળખાય છે. 'પતાઈ' એ 'પાવાપતિ'નું ગુજરાતીમાં ટૂંકું રૂપ હોવાનું મનાય છે. એક મત એવો છે કે પૃથ્વીરાજ ચૌહાણના વંશમાંથી એ રાજાઓ ઊતરી આવેલા હોઈને એ 'પથાઈ' અને પાછળથી 'પતાઈ' કહેવાયા હોય. મલેક સુધા સુલતાનીએ ચાંપાનેરનાં ગામોમાં તારાજી વર્તાવી ત્યારે એ જયસિંહદેવે સુલતાનીની પૂંઠ પકડી તેને ગિરફતાર કર્યો અને તેને મારી નાખ્યો. રજપૂતોએ મલેકના લશ્કરનો સરંજામ અને તેના બે હાથીઓ લૂંટમાં મેળવ્યા. તેમણે રસુલાબાદ લૂંટી તેનો નાશ કર્યો. આ ખબર સુલતાનને મળતાં વેંત ચાંપાનેર જીતી લેવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો અને તે મુસ્તફાબાદથી અમદાવાદ ઈ.સ. ૧૪૮૨માં આવ્યો અને ત્યાં કેટલોક સમય રહી ફોજી તૈયારી કરી. એ ચાંપાનેર ઉપર આક્રમણ કરવામાં હતો, એટલામાં ખબર એવી આવી કે કેટલાક મલબારીઓએ કેટલાંક જહાજો એકઠાં કરીને બહરી કાફલાઓને લૂંટવાનું શરૂ કર્યું છે. આ સાંભળી સુલતાન રાતોપીળો થઈ ગયો. ઈ.સ. ૧૪૮૨માં આઠ જંગી જહાજો લઈ તે નીકળ્યો. તેમાં લડાઈનો શસ્ત્રસરંજામ અને સૈનિકો હતા. મલબારીઓને એ જોઈ લાગ્યું કે તેઓ સામનો કરી શકે એમ નથી. ત્યારે તેઓ નાસી છૂટ્યા. ગુજરાતી લશ્કરે તેમનો પીછો કર્યો અને તેમનાં ઘણાં જહાજો પકડી લઈ તેમને ખંભાત લાવ્યા. સુલતાન તે પછી અમદાવાદ આવ્યો.

ઈ.સ. ૧૪૮૨ના ડિસેમ્બરની તા. ૧૨મીએ અમદાવાદથી નીકળી ચાંપાનેર જવા માટે સુલતાન વડોદરા પહોંચ્યો. રાવળ જયસિંહે આ સમાચાર સાંભળીને પોતાના

૧. 'The Cambridge History of India', Vol. III, p. 309; Commissariat, 'A History of Gujarat,' Vol. I, p. 195. કેટલાક ઈતિહાસોમાં આનું નામ મલેક સદા ખાસ્સએ ખેલ અપાય છે—'તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૧૫૮).

દૂતોને સમાધાન માટે મોકલ્યા. એવી વિનંતી કરવાને કે મેં લડાઈનો આરંભ કર્યો ન હતો. મારી ઇચ્છા તો મલેક સુધાનો જ સામનો કરી તેને રોકવાનો હતો. આથી હું માફી માગું છું. સુલતાને દૂતોને જવાબ આપ્યો કે અમારી અને તમારી વચ્ચેનો ફેંસલો હવે માત્ર શમશેરથી થશે[1] એમ કહી તેણે તેને પાછો વાળ્યો. આ સમાચાર સાંભળી જયસિંહ રાવળે કિલ્લો મજબૂત કરી લડાઈની તૈયારી કરવા માંડી. સુલતાન મહમૂદશાહે કેટલાક અમીરોને ફોજો લઈ પાવાગઢની તળેટીમાં પહોંચી જવા ફરમાવ્યું. તેઓએ ચાંપાનેરની ઉપર પાવાગઢના પહાડી કિલ્લાને ઘેરો નાખ્યો. રજપૂતો રોજ કિલ્લામાંથી બહાર આવતા અને લડાઈ કરતા અને સાયંકાળે પરત પોતપોતાને સ્થાને અંદર ચાલ્યા જતા. વડોદરાથી ઊપડીને ચાંપાનેર વટાવી માળવાના રસ્તા ઉપર આવેલા કરનાઈ ગામ આગળ સુલતાને પડાવ નાખ્યો અને અમદાવાદના મશહૂર કોટવાલ મુહાફિઝખાનને ઘેરાનો બંદોબસ્ત કરવાને તેણે ફરમાવ્યું. રજપૂતો દરરોજની સતત લડાઈથી કંટાળી ગયા હતા. રાવળ જયસિંહે આજુબાજુના રાજાઓ અને જમીનદારો પાસેથી મદદ માગી. બધાએ સાથે મળી આઠ હજાર ઘોડેસવાર અને પાયદળ સાથે એક મોટું આક્રમણ કર્યું. ભારે ખૂનરેજી થઈ અને રાજા હાર્યો. બાકી રહેલા માત્ર દશબાર હજાર ઘોડેસવારો સાથે કિલ્લામાં ઘુસી તેણે ત્યાં આશ્રય લીધો.

સુલતાન કરનાઈથી (ઈ.સ. ૧૪૮૩માં) ચાંપાનેર આવ્યો. આ વખતે જયસિંહે ફરીથી સમાધાન માટે સુલતાનને પેગામ પાઠવ્યો કે "ઘેરો ઉઠાવી લેવામાં આવે તો નવ મણ સોનું અને બે વર્ષ ચાલે એટલું અનાજ આપીશ." પરંતુ સુલતાને કિલ્લો જીત્યા સિવાય ત્યાંથી નહિ ખસવાનો નિશ્ચય જાહેર કર્યો.[2]

આ સમાચાર મળતાં પતાઈએ પોતાના સૂરી[3] નામના દૂતને માળવા મોકલ્યો અને ત્યાંના સુલતાન ગિયાસુદ્દીન ખલજી (ઈ.સ. ૧૪૬૯–૧૫૦૦) પાસેથી કૂચની પ્રત્યેક મજલે એક લાખ ટંકા ખર્ચ પેટે આપવાની શરતે મદદ માગી. આથી લોભાઈને તે સુલતાને પોતાનું લશ્કર એકત્ર કરી માંડૂથી કૂચ કરી અને ત્યાંથી ત્રણ કોસ ઉપર નાલચા પહોંચી છાવણી નાખી.

આ સમાચાર મળતાં વેંત ઘેરો સંભાળવા માટે અમીરોને મૂકી સુલતાન

---

૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૧૩૫.



૨. એજન.

3. Forbes, 'Rasmala' (Oxford), Part I, pp 354–58; Briggs, Vol. IV, p. 67.

મહમૂદશાહ લશ્કર લઈને માળવાની સરહદ ઉપર આવેલા દાહોદ તરફ ગયો અને ત્યાં છાવણી નાખી.

માળવાના સુલતાને આ વાત જાણી ત્યારે આલેમફાઝેલ લોકો પાસેથી ફતવો માગ્યો કે એક ગેરમુસ્લિમ(હિંદુ)ના કિલ્લાને મુસ્લિમો ઘેરો નાખે તો મુસ્લિમો વિરુદ્ધ ગેરમુસ્લિમને મદદ કરવી કે નહિ. આલેમફાઝેલ લોકોએ એકમતે નકારમાં ફતવો આપ્યો. આથી માળવી સુલતાન માંડૂ પાછો ગયો. આ વાત જાણી સુલતાન મહમૂદશાહ ખુશ થયો. તે પછી તે ચાંપાનેર પાછો પહોંચ્યો અને ત્યાં જુમ્મા મસ્જિદનો પાયો નાખ્યો.

આ લડાઈમાં મુહાફિઝખાન ઉપરાંત ગુજરાતના બીજા બે મશહૂર અમીરો પૈકીનો એક અમદાવાદનો કિવામુલ્‌મુલ્ક મલેક સારંગ અને બીજો ગુજરાતનો મીરે બહર (નૌકાસેનાધિપતિ) મલેક આયાઝ સુલતાની હતો. એ મલેક આયાઝ પરદેશી તોપો દીવ બંદરેથી ગુજરાતમાં લાવ્યો હતો, જે ચાંપાનેર(પાવાગઢ)ના ઘેરામાં પહેલવહેલી વપરાઈ હતી.

વીસ મહિનાથી વિશેષ સમય સુધી ઘેરો ચાલુ રહ્યો અને ઈ.સ. ૧૪૮૪ના નવેમ્બરની તા. ૨૧મીએ[૧] ચાંપાનેરનો કિલ્લો સુલતાનના કબજામાં આવ્યો. આ લડાઈમાં રજપૂતોની ભારે ખુવારી થઈ. તેઓને જીતવાની કોઈ આશા રહી નહિ ત્યારે તળાવમાં સ્નાન કરી કેસરિયાં કરવા તેઓ તૈયાર થયા. સ્ત્રીઓએ જૌહર કર્યું. રજપૂતો બહાદુરીથી લડયા, પણ ઘણાખરા ખપી ગયા. પતાઈ રાવળ અને તેનો મંત્રી ડુંગરશી ઘવાયેલી હાલતમાં પકડાયા. તેઓ પાંચ મહિના કેદમાં રહ્યા. તે પછી તે બંનેના ઘા રુઝાયા ત્યારે સુલતાને તેમને ઈસ્લામ સ્વીકારવા સમજાવ્યા, પરંતુ તે વીર રજપૂતોએ સ્વધર્મ તજવાને બદલે મૃત્યુને ભેટવાનું પસંદ કર્યું. આથી ઉલમાઓની સલાહથી રાજા જયસિંહનું માથું ઉડાડી દેવામાં આવ્યું અને પ્રધાન સૂરીની પણ કતલ કરવામાં આવી (ઈ.સ. ૧૪૮૫). થોડાંક બાળકો આગથી ભયભીત થઈ નાસી છૂટયાં હતાં તે પૈકી રાજાની બે રાજકુંવરીઓને સુલતાને પોતાના જનાનામાં મોકલી આપી અને તેના એક રાજકુંવરને શિક્ષણ આપી મોટો કર્યો. તેની પાસેથી ઈસ્લામ સ્વીકારાવીને તેનું નામ મલેક હુસેન રાખ્યું. પાછળથી સુલતાન મુઝફ્ફરશાહ (ઈ.સ. ૧૫૧૧--૧૫૨૫)ના જમાનામાં

૧. રાસમાળામાં વિ.સં. ૧૫૪૧ના પોષ મહિનાની સુદ ત્રીજ છે એટલે કે ઈ.સ. ૧૪૮૪ના ડિસેમ્બરની તા. ૨૧મી છે. (**Forbes, 'Rasmala', Oxford, Part I, p. 356 and n.)**

તે મોટો અમીર બન્યો અને તેને નિઝામુલ્‌મુલ્કનો ખિતાબ એનાયત કરવામાં આવ્યો.[1]

**મોહમ્મદાબાદ(નવું ચાંપાનેર)ની સ્થાપના**

ચાંપાનેરનાં હવાપાણી સુલતાનને ઘણાં માફક જણાતાં તેણે ત્યાં પોતાનું પાયતખ્ત રાખ્યું[2] અને તે પછીનાં પચાસ વરસ સુધી તે તેમ રહ્યું. પોતાને રહેવાનાં મુખ્ય સ્થાનો પૈકીના એક તરીકે તેને ઠરાવી તેણે હજરત મોહમ્મદ પયગમ્બરના નામ ઉપરથી તેનું નામ 'મોહમ્મદાબાદ' આપ્યું. તેણે જૂના ચાંપાનેરની બાજુમાં પહાડની પૂર્વ તરફની તળેટીમાં જુમા મસ્જિદ બંધાવી[3] અને તેની પશ્ચિમે અમદાવાદના ભદ્રના કિલ્લાના જેવો કિલ્લો (રાજગઢ) ચણાવ્યો, જે હાલ ચાંપાનેરનું ભદ્ર કહેવાય છે. તે વખતે તેનું મૂળ નામ 'જહાંપનાહ' રાખવામાં આવ્યું હતું. અમદાવાદના ભદ્રમાં શાહી ખાનદાન માટે જેવી મસ્જિદ છે તેવી એક ખૂબસૂરત મસ્જિદ ત્યાં પણ તેણે બંધાવી અને મહેલ પણ તૈયાર કરાવ્યો. વઝીરો, અમીરો, સોદાગરો અને ધંધાદારી લોકોએ પોતાને માટે ત્યાં મકાનો ચણાવ્યાં. સુલતાને એ શહેરને ફરતો કોટ પણ બંધાવ્યો હતો. એ પછી અમદાવાદને બદલે વરસનો મોટો ભાગ મોહમ્મદાબાદમાં જ તે ગાળવા લાગ્યો. ત્યાં ટંકશાળની સ્થાપના કરી સિક્કા ઉપર એ માટે શહરે મુકર્રમ (આદરણીય નગર) નામ લખાવ્યું.[4] એ સમય પછી બીજી અરધી સદી સુધી એટલે કે સુલતાન બહાદુરશાહના રાજ્ય સુધી મોહમ્મદાબાદ ગુજરાતનું પાયતખ્ત રહ્યું હતું.

**શિરોહીના રાજા સામે ખુરાસાની અને ઈરાકી ઘોડાના વેપારીઓએ કરેલી સુલતાન આગળ ફરિયાદ**

ઈ.સ. ૧૪૮૭માં ચાંપાનેર પાસેના હાલોલમાં સુલતાન શિકાર કરી રહ્યો હતો ત્યારે ખુરાસાની અને ઈરાકી ઘોડાઓના વેપારીઓએ[5] તેને ફરિયાદ કરી

૧. 'The Cambridge History of India', Vol. III, p. 310; 'મિરૂઆતે સિકંદરી,' પૃ. ૧૩૬.

૨. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૮; મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૩૭; ઝફરુલ્‌વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ, ભા. ૧, પૃ. ૨૭--૩૨ (લંડન); Forbes, 'Rasmala', Oxford, Part I, p. 356 and n.

3. Indian and Estern Architecture, Vol. II, p. 242

૪. 'ઝફરુલ્‌વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૧, પૃ. ૩૧ (લંડન).

૫. એ વેપારીઓ દિલ્હીથી આવતા હતા અને ત્યાંનું કાપડ ઘણું કરીને ગુજરાતના બંદરેથી પરદેશ મોકલવા અહીં લાવતા હતા.

કે આબુના પહાડની તળેટીમાં અમો પહોંચ્યા ત્યારે શિરોહીના રાજાએ અમારા ચારસો તુર્કી અને ઈરાકી ઘોડા જે અમો વેચવા લાવ્યા હતા તે તથા અમારો માલસામાન—એ સર્વે ખૂંચવી લીધું છે. એટલે સુધી કે અમો પહેરેલાં કપડાં જ ધરાવીએ છીએ. સુલતાને તેમને આશ્વાસન આપ્યું અને ગુમાવેલી તમામ વસ્તુઓની એક ફેહરિસ્ત તૈયાર કરી આપવા તેમને જણાવ્યું અને કહ્યું કે "તે વસ્તુઓની કિંમત શાહી ખજાનામાંથી તમોને મળી જશે. હાલ તમો ઘોડાની મૂળ કિંમત લઈ લો અને જે ઘોડા તમારા કબજામાં પાછા આવશે તે તમો વેચી નાખજો." તે પછી તેણે એક ફરમાન શિરોહીના રાજા ઉપર તેમની સાથે મોકલ્યું અને તેમાં જણાવ્યું કે "જેટલો સામાન તમે ઘોડાના વેપારીઓનો લૂંટી લીધો છે તે તેમને તમો સોંપી દો."

વેપારીઓએ શાહી ફરમાન રાજાને બતાવતાં વેંત તે ગભરાઈ ગયો. જે ત્રણસો સિત્તેર જેટલા ઘોડા ત્યાં તેમના મોજૂદ હતા તે તેણે તેમને સોંપી દીધા અને બાકીના ઘોડા તથા તેમની ચીજોની કિંમત તેમને આપી દીધી. તદુપરાંત તેઓનું તેણે બહુમાન કર્યું અને તેમને વિનંતી કરી કે "આપ લોકો સિફારશ કરીને મારો ગુનો સુલતાન પાસે માફ કરાવો." તે પછી રાજાએ પોતાનો સફીર પેશકશ લઈને સુલતાનની ખિદમતમાં મોકલ્યો અને તેમની ભૂલ માફ કરવા તેની મારફત વિનંતી કરી. વેપારીઓએ પણ એ માટે તેમના પોતાના તરફથી ભલામણ કરી અને સુલતાને તે માન્ય રાખી.[૧]

### ત્રણ વરસનો શાંતિનો ગાળો

ઈ.સ. ૧૪૮૮, ૧૪૮૯ અને ૧૪૯૦ના બનાવોની કોઈ ખાસ વિગત સામાન્ય ઈતિહાસોમાં નથી. માત્ર મિરૂઆતે સિકંદરીમાં એ અંગે થોડીક માહિતી છે. તે સમયમાં બનેલા બનાવો ઈતિહાસની દૃષ્ટિએ મહત્ત્વના ગણી શકાય એવા નથી. એ ગાળો સુલતાને મોહમ્મદાબાદ( ચાંપાનેર )માં આનંદ-ખુશી અને મોજમજા કરવામાં ગાળ્યો હતો. ગરમીની મોસમમાં ખરબૂજાં( ટેટી )નો પાક આવતો ત્યારે તે માત્ર અમદાવાદમાં રહેતો અને તે પછી પાછો મોહમ્મદાબાદ ચાલ્યો હતો અને ત્યાં જ રહેતો.

### બહાદુર ગીલાનીની ચાંચિયાગીરી



ઈ.સ. ૧૪૯૧માં સુલતાન મહમૂદશાહે જે લશ્કરી કાર્યવાહી બહમની

૧. મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૪૪; 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૫૯.

સલ્તનતના અમીર બહાદુર ગીલાની સામે કરી હતી તે નોંધવા લાયક છે.[૧]

બન્યું હતું એવું કે બહમની સુલતાન મોહમ્મદશાહ ત્રીજા(ઈ.સ.૧૪૬૩--૧૪૮૨)એ શરાબના નશામાં કાવતરાખોર દરબારીઓની વાત સાચી માનીને તેના ડાહ્યા, ન્યાયી, નિષ્ઠાવાન, વફાદાર, દૃઢ મનના અને કાર્યક્ષમ વજીર મહમૂદ ગાવાનની ઈ.સ. ૧૪૮૧માં[૨] કતલ કરાવી. તે પછી બહમની સલ્તનતની મહત્તાનો અંત આવ્યો. આના પરિણામે વજીર મહમૂદ ગાવાનની પાસે ઊછરીને મોટો થયેલો બહાદુર ગીલાની રોષે ભરાયો અને તેણે ચાંચિયાગીરીનો ધંધો અપનાવીને દખ્ખણી બંદર ડાભોલનો કબજો લીધો અને આખા કોંકણમાં તેણે પોતાની સત્તા જમાવી દીધી હતી. તેણે ઈ.સ. ૧૪૯૧થી માંડી ઈ.સ. ૧૪૯૪ સુધીમાં ચાંચિયાગીરીના અનેક ગુના કર્યા હતા એટલું જ નહિ, પરંતુ ઠેઠ ખંભાત સુધી તારાજી કરી હતી. તેણે ગુજરાતની હદમાં આવેલો માહીમ ટાપુ પણ જીતી લીધો હતો. આવો તેનો ત્રાસ એ હદ સુધી પહોંચી ગયો કે ગુજરાતના સુલતાનને એ અંગે સખત પગલાં લીધા વિના ચાલે એમ ન હતું. તેથી પ્રથમ તો તેણે જમીનમાર્ગે અમીર કિવામુલ્‌મુલ્ક સારંગની સિપાહસાલારી નીચે એક લશ્કર મોકલ્યું. તે વસાઈ અને આગાસી બંદર સુધી પહોંચ્યો અને ત્યાંની પરિસ્થિતિ નિહાળી સુલતાન મહમૂદશાહ ઉપર પેગામ પાઠવ્યો કે બહમની સુલતાનની સરહદમાં પ્રવેશ કર્યા વિના આ કાર્ય સિદ્ધ થઈ શકે એમ નથી. બીજી બાજુથી સૈનિકોથી સજ્જ થયેલાં અને તોપો ગોઠવેલાં ત્રણસો વહાણોનો કાફલો પણ ડાભોલ તરફ પહોંચી ગયો. આ સમાચાર બહમની સુલતાનને પહોંચ્યા ત્યારે તેને ખ્યાલ આવ્યો કે ગુજરાતના સુલતાને અગાઉ મારા રાજ્યને ઘણી વાર મદદ કરી છે અને હાલનો ગુજરાતનો સુલતાન મારો મુરબ્બી જેવો છે. એવે સમયે ગુજરાતના સુલતાને પણ સમાચાર મોકલ્યા કે બહાદુર ગીલાનીનો બળવો તમારે જ દાબી દેવો જોઈએ. આથી બહમની સુલતાને બહાદુર ગીલાની સામે એક લશ્કર મોકલ્યું. બહાદુર ગીલાનીના લશ્કર સાથે તેની લડાઈ થઈ. તેમાં બહાદુર ગીલાની માર્યો ગયો. તેનું માથું બહમની સુલતાને સુલતાન મહમૂદશાહ ઉપર મોકલી આપ્યું એટલું જ નહિ, પણ ગુજરાતના સુલતાનને એને લઈને થયેલું તમામ નુકસાન બહમની સુલતાને ભરપાઈ કરી આપ્યું.

---

૧. Briggs, op. cit., Vol. IV, pp. 71f., 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૪૫--૪૬.



૨. 'તારીખે ફિરિશ્તા', પૃ. ૩૫૭ (લખનૌ); 'બુરહાને મઆસિર' (Ind. Ant.', Vol. VIII, 1899, p. 29ના આધારે).

## ફિરંગીઓ સાથે લડાઈ



બહાદુર ગીલાનીનો ત્રાસ દૂર કર્યા બાદ જે નાના મોટા બનાવો બનતા રહ્યા તેમનું મહત્ત્વ ગુજરાતના ઇતિહાસની દૃષ્ટિએ ઝાઝું નથી અને સામાન્ય ઇતિહાસોમાં પણ તે વિશેની વિગત ઘણી ઓછી મળે છે. એ ગાળામાં સુલતાન મહમૂદશાહ કોઈ મોટી લડાઈ લડ્યો ન હતો. બહુધા પ્રદેશની વ્યવસ્થા ઉપર તેણે વિશેષ ધ્યાન આપ્યું હતું. ઈ.સ. ૧૫૦૭ પછી જે બનાવોમાં સુલતાન મહમૂદશાહે વિશિષ્ટ ભાગ ભજવવાનો આવ્યો હતો તે નીચે મુજબ છે:

ફિરંગીઓ સાથે લડાઈ અંગેનો પૂર્વ ઇતિહાસ એવો છે કે પ્રાચીન સમયમાં તેમ જ મધ્યયુગમાં ભારતમાં ઉત્પન્ન થતાં રેશમ અને સુતરાઉ કાપડ, તેજાનો તથા ઝવેરાતનો વેપાર એલેકઝાન્ડ્રિયા અને કોન્સ્ટન્ટિનોપલ બંદરો મારફત છેક યુરોપ સુધી ચાલતો હતો. એ વેપાર મોટે ભાગે આરબોને હસ્તક હતો. પોર્ટુગલના શાસક ડોમ મેનુઅલે[૧] એ સર્વ બાબત ધ્યાનમાં લઈને ઈ.સ. ૧૪૯૭ના જુલાઈ મહિનાની ૮મી તારીખે[૨] વાસ્કો-દ-ગામા[૩] નામના ખલાસીને કેઈપ ઑફ ગૂડ હોપ થઈને ભારતમાં પહોંચવાના જળ માર્ગની તપાસ કરવા લિસ્બનથી રવાના કર્યો. તે ઈ.સ. ૧૪૯૮ના ઑગસ્ટની ૨૬મી[૪] તારીખે ભારતના પશ્ચિમ કાંઠે આવેલા કાલિકટ બંદરે ઊતર્યો. તે પછી માર્ગ અને વેપાર અંગેની મહત્ત્વની બધી માહિતી તેણે મેળવી લીધી. એક જ દાયકામાં પોર્ટુગીઝો(ફિરંગીઓ)એ મસાલાનો ધમધોકાર વેપાર પોતાને હસ્તક લઈ લીધો. પરિણામે મિસરના વેપારને ઘણો મોટો ફટકો પડ્યો.

કોચીન અને કન્નાનોરમાં તેમણે કોઠી સ્થાપી હતી. આમ ભારતમાં તેમના થયેલા વર્ચસને લઈને ગુજરાત સલ્તનતના તાબાનાં ખંભાત અને મુંબઈ નજીકમાં આવેલાં ચેવલનાં બંદરોને મિસર સાથેના વેપાર બાબતમાં વિશેષ અસર થઈ,[૫]

---

૧. Dom Manuel.

૨. Robert Sewell, 'A Forgotten Empire', 10, 113; K. G. Jaine, 'Vasco da Gama and his Successors', p. 52.

૩. Vasco da Gama.

૪. Robert Sewell, 'A Forgotten Empire', p. 113; પરંતુ કે. જી. જેને એ તારીખ મેની ૨૦મી હોવાનું જણાવ્યું છે.

૫. Ludovico Verthema quoted in Konkan History ('Bombay Gazetteer', Vol. I, pt. 2, p. 31.)

કારણ કે પોર્ટુગીઝોએ વેપારનો મોટો ભાગ મિસર અને રાતા સમુદ્રમાંથી પોતાની કોચીનની કોઠી તરફ વાળી દીધો હતો. આથી સુલતાન મહમૂદશાહે મિસરના મમ્લૂક સુલતાન સાથે સહયોગ કર્યો અને તેણે મીરે બહ્ર (નૌકા સેનાપતિ) તુર્ક મલેક આયાઝ સુલતાનીની સરદારી નીચે એક નૌકાકાફલો પોર્ટુગીઝો સામે લડવા તૈયાર કરી મોકલ્યો. તેવી જ રીતે ઈ. સ. ૧૫૦૭ના સપ્ટેમ્બર મહિનામાં મિસરના મમ્લૂક સુલતાને જેદ્દાના હાકેમ અમીર હુસૈન કુર્દની સરદારી નીચે બાર જહાજોનો નૌકાકાફલો તૈયાર કરાવી દીવ તરફ રવાના કર્યો. તે તથા ગુજરાતના નૌકાસેનાપતિ મલેક અયાઝનાં સંયુકત નૌકા સૈન્યોએ મુંબઈ નજીક આવેલા ચેવલ બંદર આગળ ઈ.સ. ૧૫૦૮ના જાન્યુઆરીમાં પોર્ટુગીઝોને હરાવ્યા. ગુજરાતના નૌકા સૈન્યે પોર્ટુગીઝોનું એક મોટું વહાણ કબજે કર્યું અને તેમાંથી તેને એક કરોડ રૂપિયાનો માલ હાથ લાગ્યો. આ વિજયની વાત સાંભળી સુલતાન મહમૂદશાહ ખુશ થયો અને વસાઈ પહોંચ્યો. ત્યાં અમીર હુસૈન કુર્દ અને તુર્ક મલેક આયાઝ પોતાનાં જહાજો સાથે આવીને મળ્યા. સુલતાને પોતે બંદરગાહ ઉપર જઈ તેમનું બહુમાન કર્યું અને તેમને કીમતી ભેટોથી નવાજ્યા.

તે પછી પોર્ટુગીઝોએ તેમના થયેલા પરાજયનાં કારણો શોધી કાઢી પોતાનામાં રહેલી ક્ષતિઓ સુધારી લીધી[૧] અને બીજે જ વરસે એટલે કે ઈ.સ. ૧૫૦૯ના ફેબ્રુઆરીમાં મિસરી અને ગુજરાતી એમ સંયુકત નૌકા સૈન્ય ઉપર તેઓ દીવ નજીક તૂટી પડયા અને તેમને સજ્જડ હાર આપી.[૨] આ વિજયને મોટી જીત ગણીને પોર્ટુગીઝોએ મોટો ઉત્સવ ઉજવ્યો. ઈ. સ. ૧૫૦૯ના નવેમ્બરમાં અલ્ફોન્ઝો-દ-આલ્બુકર્કને[૩] ગવર્નર પદ ઉપર નિયુકત કરવામાં આવ્યો.[૪] તે ઈ.સ. ૧૫૧૦ના જાન્યુઆરીમાં કાલિકટ આવી પહોંચ્યો. તેની મહત્ત્વાકાંક્ષા પોર્ટુગીઝ સત્તાનું એક સ્વતંત્ર કેન્દ્ર ભારતમાં સ્થાપવાની હતી. તેથી તેણે બિજાપુરની આદિલશાહી સલ્તનતની હદમાં આવેલું ગોવા ઈ.સ. ૧૫૧૦ના

૧. J. R. A. S., 1921, pp. 545-53; R. S. Whiteway, 'The Rise of Portrguese Power in India', pp. 115-118; pp. 124-25,

૨. Danvers, 'The Portuguese in India', Vol. I, pp. 129-30; 141.

૩. Alfonso da Albuquerque.

૪. 'The Delhi Sultanate', p. 424.

ફેબ્રુઆરીમાં જીતી લીધું. તેણે ત્યાં પોર્ટુગીઝોની વ્યવસ્થિત સરકારની સ્થાપના કરી. ગુજરાતનો સુલતાન મહમૂદશાહ બેગડો આ રીતે તેમની વધતી જતી શકિતથી ગભરાઈ ગયો. તેણે તેમની સાથે શાંતિમય સંબંધ બાંધવા પ્રયત્નો શરૂ કર્યા. તેણે ચેવલમાં પકડેલા પોર્ટુગીઝ કેદીઓને છોડી મૂકયા અને દીવમાં કોઠી બાંધવાની પરવાનગી આપવાની શરતે સંધિ કરવા ઈ.સ. ૧૫૧૦ના સપ્ટેમ્બરમાં એક એલચી મંડળ કન્નાનોર અલ્ફોન્ઝો-દ-આલ્બુકર્ક પાસે મોકલ્યું. તે જ સાલના નવેમ્બરની તા. ૨૫મીએ સુલતાન મહમૂદશાહે મિસર સાથેનો તેનો મૈત્રી સંબંધ તોડી નાખ્યો અને મિસરી કાફલાનો નૌકા સેનાપતિ અમીર હુસૈન કુર્દ ખંભાત તરફ નાસી છૂટયો અને ત્યાંથી યમન તરફ ગયો.[1]

## ખાનદેશ પર વર્ચસ

સુલતાન મહમૂદશાહ બેગડાના સમયમાં ખાનદેશની રાજધાની થાલનેરમાં[2] હતી અને પાછળથી તે બુરહાનપુરમાં ખસેડવામાં આવી હતી.

ખાનદેશના સુલતાનો ગુજરાતી સલ્તનતના મિત્રો હતા, તેને ખંડણી ભરતા હતા અને લગ્નસંબંધથી જોડાયેલા પણ હતા. ઈ.સ. ૧૫૦૧માં ત્યાંનો સુલતાન આદિલખાન બીજો (ઈ.સ. ૧૪૫૭--૧૫૦૧)[3] લાવારસ મરણ પામ્યો અને તેનો ભાઈ દાઉદખાન તખ્ત ઉપર બેઠો. તે પછી ત્યાં રાજકીય અવ્યવસ્થા ફેલાઈ. સત્તા મેળવવા વિવિધ પક્ષો વચ્ચે ઝઘડા થયા. ગુજરાતના સુલતાન મહમૂદશાહ બેગડાએ પણ તેમાં ઘણો રસ લીધો. એમાં બન્યું હતું એવું કે એ જ સ્થાન માટે ફારૂકી વંશનો બીજો મહત્ત્વાકાંક્ષી ઉમેદવાર આલમખાન હતો. તેનો સમર્થક ગુજરાતનો સુલતાન હતો, કારણ કે આલમખાન તેનો દૌહિત્ર[4] થતો

---

૧. Prof. M. S. Commissariat, 'Studies in the History of Gujarat', Vol. I, p. 249, 'Commentaries of the Great Alfonso da Albuquerque', Vol. III, pp. 1920.

૨. પશ્ચિમ ખાનદેશમાં તાપી નદી ઉપર ધૂળિયાના ઈશાન ખૂણામાં એ આવેલું છે. ફારૂકી વંશના મલેક રાજા ફારૂકી(મૃ. : ઈ.સ. ૧૩૯૯)એ એને પોતાનું પાયતખ્ત ઈસવી ચૌદમી સદીના અંત ભાગમાં બનાવ્યું હતું. (Imperial Gazetteer, Vol. XXIII, p. 287.)

૩. 'તારીખે ફિરિશ્તા', જિલ્દ ૨, પૃ. ૫૪૯--૫૦ (લિથો પ્રત, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ); મિરૂઆતે અહમદી, ભા. ૧, પૃ. ૬૭.

૪. એ હસનખાનના વંશમાં ઊતરી આવ્યો હતો, જે હસનખાનને તેના મોટા ભાઈ નસીરખાને ખાનદેશમાંથી ભગાડી મૂકયો હતો અને જેને ગુજરાતના સુલતાન અહમદશાહે આશ્રય આપ્યો હતો.

હતો. એવામાં ઈ.સ. ૧૫૦૮માં દાઉદખાનનું અવસાન થયું અને રાજ્યમાં બે પક્ષો પડ્યા. તેમાં એકનો સમર્થક અહમદનગરનો સુલતાન અહમદ નિઝામશાહ (ઈ.સ. ૧૪૯૯--૧૫૦૮) હતો. સુલતાન મહમૂદશાહે ખાનદેશ ઉપર ચઢાઈ કરી સામા પક્ષને હરાવ્યો અને ફારૂકી વંશના પોતાના દૌહિત્ર આલમખાનને પાયતખ્ત થાલનેરમાં દરબાર ભરીને આદિલખાન ત્રીજાના ખિતાબ સાથે ઈ.સ. ૧૫૦૯માં તખ્તનશીન કર્યો અને પોતાના શાહજાદા ખલીલખાન(એટલે કે પાછળથી મુઝફ્ફર-શાહ બીજાના ખિતાબથી તખ્તનશીન થયો હતો તે)ની પુત્રીને તેની વેરે પરણાવી.[૧] આ રીતે ગુજરાત અને ખાનદેશના વંશો વચ્ચેનો સંબંધ ફરીથી દૃઢ થયો અને ખાનદેશનો મોટો ભાગ મોગલ શહેનશાહ અકબરના સમય સુધી ગુજરાતને તાબે રહ્યો. સુલતાન મહમૂદશાહ થાલનેરથી ઈ.સ. ૧૫૧૦માં પાછો ફર્યો.

**સુલતાન સિકંદર લોદી તરફથી આવેલું એલચી મંડળ**

તે જ સાલ એટલે કે ઈ.સ. ૧૫૧૦માં દિલ્હીના સિકંદર લોદી (ઈ.સ. ૧૪૮૯--૧૫૧૭) તરફથી તેની સાથે મૈત્રી દૃઢ કરવા એક એલચી મંડળ તેણે ખાનદેશમાં મેળવેલા વિજય અંગે તેને મુબારકબાદી આપવા આવ્યું. દિલ્હીના બાદશાહોમાં ગુજરાતના સુલતાનો સાથે મોહબ્બત અને પ્રેમભાવથી વર્તનાર એ પ્રથમ હતો.

**ઈરાનથી આવેલું એલચી મંડળ**

ઈ.સ. ૧૫૧૧માં ઈરાનના શાહ ઈસ્માઈલ સફવી (ઈ.સ. ૧૫૦૨--૧૫૨૪) તરફથી પણ એક એલચી મંડળ યાદગાર બેગ કિઝિલબાશની આગેવાની નીચે ગુજરાતમાં આવવા નીકળ્યું હતું. કર્મસંજોગે તે ગુજરાતના કાંઠે પહોંચ્યું ત્યારે સુલતાન મહમૂદશાહ બેગડો મૃત્યુસૈયા ઉપર પાસાં ફેરવી રહ્યો હતો. તેથી દરબારમાં પ્રવેશ મેળવવાના સંજોગો તેને માટે ઉપસ્થિત થયા ન હતા. એમ પણ કહેવાય છે કે સુલતાન ચુસ્ત સુન્ની હતો, તેથી ઈરાનના શિયા શાહના એલચી મંડળને આવકારવાની તેણે ના પાડી હતી.

**સુલતાન મહમૂદશાહ બેગડાનું અવસાન**

સુલતાને અગાઉથી જ પોતાના શાહજાદા ખલીલખાનને પોતાનો વલી અહદ (રાજવારસ) નીમી રાખેલો હતો અને તેને તેનું પોતાનું મૃત્યુ નજીક

---

૧. 'ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૧, પૃ. ૫૧, ૫૫, ૫૭ (લંડન), Sir Wolseley Haig, 'The Cambridge History of India,' Vol. III, p. 313–314.

આવતું જણાતાં ઈ.સ. ૧૫૧૧માં વડોદરાથી તેની પાસે તેને બોલાવ્યો. તે પછી નવેમ્બરની તા. ૨૩મીએ રમજાનના પવિત્ર મહિનામાં તેનું અવસાન થયું. તેણે હજરત શેખ અહમદ ખટ્ટૂ (મૃ.: ઈ.સ. ૧૪૪૬)ના રોજાના કંપાઉન્ડને લગોલગ તેની દફનક્રિયા માટે એક ગુંબજ તૈયાર કરાવી રાખ્યો હતો. તેની નીચે હજરત શેખના પગ તરફ પોતાની કબરનું સ્થાન પણ નક્કી કરી રાખ્યું હતું. ત્યાં તેને દફનાવવામાં આવ્યો.

## સુલતાન મહમૂદશાહનું મૂલ્યાંકન

૧

ફત્હખાન જે પાછળથી સુલતાન 'મહમૂદશાહ બેગડો' નામથી જાણીતો થયો, તેનો જન્મ હિ.સ. ૮૪૯(ઈ.સ. ૧૪૪૫)ના રમજાન મહિનામાં થયો હતો. તેની માતાનું નામ મુગલી બીબી હતું. ફત્હખાનના પિતા સુલતાન મોહમ્મદશાહ બીજાનું અવસાન થયું ત્યારે તેની વય સવા પાંચ વરસની હતી. તેના સાવકા ભાઈ કુત્બુદ્દીન અહમદશાહ બીજાનો ખરાબ સ્વભાવ જોઈ તેની માતા મુગલી બીબી પોતાની બહેન મિરકી બીબી(ઉર્ફે મરિયમ બીબી કે બીબી તુર્કી)[૧]ને ઘેર ચાલી ગઈ હતી અને તેના ખાવિંદ મહાન સૂફી હજરત શાહઆલમ(મૃ.: ઈ.સ. ૧૪૭૫)ની હિમાયતમાં જીવન ગાળવા લાગી હતી. સુલતાન કુત્બુદ્દીન તરફથી ફત્હખાનને કદાચ ઝેર આપવામાં આવે કે તેની કતલ કરવામાં આવે એવો ભય હંમેશાં તેના દિલમાં રહેતો હતો. તેથી તે તેનું બરાબર રક્ષણ કરતી હતી. તેની બહેન મિરકી બીબી હયાત હતી ત્યાં સુધી તેણે પણ ફત્હખાનની ઉછેરમાં સહાય કરી હતી. તેનું અવસાન થયા પછી પણ બાળક ફત્હખાનના રક્ષણાર્થે તેણે હજરત

---

૧. મુગલી બીબી અને મરિયમ બીબી સિંધના જામ ફીરોઝની પુત્રીઓ હતી. મુગલી બીબીનું સગપણ સૂફી હજરત શેખ શાહઆલમ સાથે અને મિરકી બીબીનું સુલતાન મોહમ્મદશાહ બીજા સાથે કરવાનું નક્કી કરીને સિંધથી અમીરોને જામ ફીરોઝે ગુજરાતમાં તેમને જણાવવા મોકલ્યા હતા. એ બે બહેનોમાં મુગલી બીબી વધારે ખૂબસૂરત હતી, તેથી સુલતાન મોહમ્મદશાહે અમીરોને સમજાવીને મજકૂર નિર્ણયમાં ફેરફાર કરાવ્યો અને તેણે મુગલી બીબી સાથે લગ્ન કર્યું. હજરત શેખના કાન ઉપર આ વાત પહોંચી ત્યારે તેમણે તેમના પિતા મશહૂર સૂફી વટવાના હજરત બુરહાનુદ્દીન કુત્બેઆલમ (મૃ.: ઈ.સ. ૧૪૫૩) આગળ જઈ ફરિયાદ કરી. તેમણે તેમને જણાવ્યું કે 'ફિકર કરીશ નહિ; બન્ને તારા જ નસીબમાં છે" અને એ ભવિષ્યકથન સાચું પડયું. ('મિર્આતે સિકંદરી', પૃ. ૬૬).

શેખ શાહઆલમ સાથે શાદી કરીને તેમની સાથે રહેવાનું પસંદ કર્યું. તે પછી ફત્હખાનને તખ્ત મળે એવી પ્રાર્થના અલ્લાહને કરતા રહેવાનું તે તેમને વારંવાર કહ્યા કરતી હતી.

ફત્હખાને હજરત શેખ શાહઆલમની દેખરેખ નીચે જ્ઞાન-વિદ્યા સારા પ્રમાણમાં પ્રાપ્ત કર્યાં અને મહાન આલેમફાજેલ લોકો અને મૌલવીઓ અને મૌલાનાઓના સંપર્કમાં તે રહ્યો.

૨

મુસ્લિમોએ લખેલા ઈતિહાસોમાં ગુજરાતના સુલતાનોમાં સુલતાન મહમૂદ શાહની ગણતરી સૌથી મશહૂર, સૌથી મહાન અને સૌથી વિશેષ લોકપ્રિય તરીકે કરવામાં આવેલી છે. તે અતિ ઉત્સાહી અને મહત્ત્વાકાંક્ષી હતો. તે એક બહાદુર લડવૈયો અને પ્રખર વિજેતા હતો. અપરિમિત ઉદારતા તથા ન્યાયપ્રિયતામાં, ગાઝી ગણાવા માટેનાં યુદ્ધો કરવાની પ્રવૃત્તિઓમાં, ઈસ્લામના પ્રચારમાં, બાળપણ, યુવાવસ્થા અને વૃદ્ધાવસ્થામાં એકસરખી રીતે વિવેકબુદ્ધિ દાખવવામાં, શારીરિક શક્તિમાં અને અચળ હિંમતમાં તે એક ઉત્તમ નમૂનો હતો એમ મનાય છે.[૧] તેની એ સર્વ વિશિષ્ટતાઓનો લાભ તેની મુસ્લિમ રૈયતને મળ્યો હતો.

જોનપુર, દિલ્હી, બંગાળા અને કાશ્મીર ઉપરાંત ઈરાન, રોમ, મિસર અને યુરોપથી પણ તેના દરબારમાં એલચીઓ ભેટો સાથે આવજા કરતા હતા. તેનો અને તેના શાહજાદા સુલતાન મુઝફ્ફરશાહ બીજાનો રાજ્યઅમલ ગુજરાતની ઈસ્લામી સલ્તનતનો સુવર્ણ યુગ હતો. સુલતાન મહમૂદશાહ આલેમફાજેલ લોકોની કદરદાની કરતો હતો અને તેમને આશ્રય આપતો હતો.[૨] જેથી યમન, મિસર, મક્કા, મદીના, ઈરાન, ખુરાસાન, સિંધ, કાશ્મીર વગેરે સ્થળોથી આલેમ-ફાજેલ લોકો અને મૌલાનાઓ અને મૌલવીઓ તેના દરબારમાં ખેંચાઈ આવતા હતા. તેમને તે ભેટસોગાદ અને ખિલાત એનાયત કરતો હતો.[૩] તેથી તેના દરબારમાં મશહૂર લોકો જમા થયા હતા.

---

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૯૫ (વડોદરા); 'તારીખે ફિરિશ્તા', જિલ્દ, ૨, પૃ. ૪૦૪ (લિથો, ગુજરાત વિદ્યાસભા, અમદાવાદ).

૨. Muhammad Ibrahim Dar, 'Literary and Cultural Activities in Gujarat', pp. 44-45; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૭૩.

૩. ઝફરુલ્વાલિહ્ બે-મુઝફ્ફર વ આલિહ, ભા. ૧, પૃ. ૮૭ (લંડન).

તે આલેમફાજેલ અને દીની લોકોની મજલિસ કરતો અને તેમની સાથે મજહબ, હદીસ, ફિલસૂફી વગેરે વિષયો ઉપર બહસ કરતો. તેણે દરેક પ્રકારના જ્ઞાન-વિજ્ઞાનનો પ્રચાર કરાવ્યો હતો અને તેને લઈને તેના શાસન દરમિયાન અનેક મદ્રેસાઓ સ્થપાઈ હતી. એમાં દીની વિષયો શિખવાતા હતા. તેણે તરજુમા કરવા માટે એક ખાતું ખોલ્યું હતું; જેમાં અરબી ગ્રંથોને ફારસીમાં ઉતારવામાં આવતા હતા. ગુજરાતના ઈતિહાસના અનેક ગ્રંથો તેણે પોતાના નામ ઉપરથી ફારસીમાં લખાવ્યા હતા.

તેના સમયમાં ઉલમાઓ મોટી સંખ્યામાં મજહબના પ્રચાર અર્થે ગુજરાતમાં આવ્યા હતા અને પરિણામે સૌરાષ્ટ્રમાં ઈસ્લામને કાયમ માટે સ્થાન મળ્યું હતું.

તેણે શહેરો વસાવ્યાં હતાં અને મોટા પ્રમાણમાં બાંધકામો કરાવ્યાં હતાં. બાગોનો પણ તે શોખીન હતો. વર્તમાન ખેડા જિલ્લાના પ્રદેશમાં વાત્રક નદીને કાંઠે લૂંટારુઓ સામે લોકોના સંરક્ષણ માટે તેણે પોતાના નામ ઉપરથી મહમૂદાબાદ (વર્તમાન મહેમદાવાદ) શહેર વસાવી એક કિલ્લો બાંધ્યો હતો. ત્યાં એક સુંદર વાવ પણ તેણે તૈયાર કરાવી હતી. એ ઉપરાંત જે કિલ્લાઓ અને શહેરો તેણે વસાવ્યાં હતાં તેમાંના કેટલાકના ઉલ્લેખો અગાઉ આવી ગયા છે. તેના શાસન દરમિયાન અમદાવાદની વસતી ઘણી વધી ગઈ હતી અને એ શહેરમાં તેણે સરાઈઓ, વાવો, મદ્રેસા, મસ્જિદો વગેરે ઘણાં બાંધકામો કરાવ્યાં હતાં. તે વૃક્ષોનો ઘણો શોખીન હતો. અણહિલવાડ પાટણથી વડોદરા સુધી રસ્તાની બંને બાજુએ તેણે આંબા અને રાયણનાં વૃક્ષો રોપાવ્યાં હતાં.

સુલતાન મહમૂદશાહે લગભગ અડધી સદી સુધી નિર્વિઘ્ને શાસન ચલાવ્યું અને ગુજરાતી સલ્તનતની આબાદીએ એ દરમિયાન એકધારી પ્રગતિ કરી. કેટલાક એને હિંદુ રાજાઓની સરખામણીમાં મુસલમાનોનો સિદ્ધરાજ કહે છે અને કેટલાક મોગલો સાથેની સરખામણીમાં એને શહેનશાહ અકબર જેવો ગણે છે. વિજયો બાબતમાં એ સરખામણી યોગ્ય ભલે હોય, પરંતુ સિદ્ધરાજ અને અકબરના દિલમાં ધાર્મિક સહિષ્ણુતા અને ઉદારતા હતાં. સુલતાન મહમૂદશાહમાં એવું કંઈ જ ન હતું. અકબરે તો હિંદુ વિદ્યા અને જ્ઞાનને પુષ્કળ ઉત્તેજન આપ્યું હતું, પરંતુ સુલતાન મહમૂદશાહના રાજ્યમાં ધર્મચુસ્ત આલેમફાજલ કહી શકાય એવા પુરુષો, સૂફીઓ અને દરવેશોનું જ પ્રમાણ વિશેષ હતું. સિદ્ધરાજ ધર્માંધ ન હતો. તેણે ઈસ્લામી મજહબી વૃત્તિને બરાબર ન્યાય આપ્યો હતો.

૩

ગુજરાતના હિંદુ રાજાઓમાંના સિદ્ધરાજ જયસિંહના નામની આસપાસ જેમ વિવિધ કથાઓ વીંટળાયેલી છે તેવું આ સુલતાનની બાબતમાં પણ બનેલું છે.

તેનું નામ બેગડો પડયું હતું. તેના કારણ અંગે એમ કહેવાય છે કે તેણે ગિરનાર અને ચાંપાનેરના હિંદુ રાજાઓને હરાવ્યા હતા અને તે બંને રાજ્યો તેના પોતાના કબજામાં લઈ લીધાં હતાં. એ બંને શહેરોને ગઢ હતા, તેથી તે બેગડો નામથી ઓળખાયો. પરંતુ કેટલાક ઈતિહાસકારો એમ પણ કહે છે કે સુલતાન મહમૂદશાહ ઘણા વિચક્ષણ પ્રકારનો માણસ હતો. તે તેના વ્યકિતત્વ અને રીતભાત માટે છેક યુરોપ સુધી જાણીતો થયો હતો. તેની મૂછ એવી તો લાંબી હતી કે તેના બે છેડા તે માથા ઉપર બાંધતો હતો અને તેથી તે બેગડો નામથી ઓળખાતો હતો.[1]

તેના મોટા ભાઈ સુલતાન કુત્બુદ્દીન અહમદશાહનું મૃત્યુ ઝેર આપાયાથી થયું હતું, તેથી તેને તેવું ભોગવવાનું ન આવે તેમ કરવા સાવચેતી રૂપે તેની બાળવયથી ઘણું કરીને એક પ્રકારના (સોમલ જેવા) ઝેરનું સેવન કરવાની તેને ટેવ પાડવામાં આવી હતી. આથી એમ કહેવાય છે કે તેના શરીર ઉપર માખી બેસતી તો તે મરી જતી. તેની ભૂખ અસીમ હતી. સવારે નાસ્તામાં તે સોથી

---

૧. 'તારીખે ફિરિસ્તા', જિલ્દ ૨, પૃ. ૪૦૪; જહાંગીર 'તુઝુકે જહાંગીરી' (Rogers and Beveridge, Vol. I, p. 429)માં એ વિશે લખે છે કે 'બેગડા' શબ્દનો અર્થ ગુજરાતી ભાષામાં 'વાંકડી મૂછો' એવો થાય છે. કહેવાય છે કે ગુજરાતી ભાષામાં બે હાથ પહોળા કરીને ઊંચા કરીએ ને જે આકાર થાય એવા મોટા પહોળા અને વાંકડિયાં શિંગડાંવાળા બળદને 'બેગડો' કહે છે. સુલતાનની મૂછો મોટી અને એવા પ્રકારની હતી, તેથી તેને 'બેગડો' કહેતા હશે. ('મિર્આતે સિકંદરી', પૃ. ૯૫, વડોદરા', 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ ૧૫૧).

એવી પણ એક લોકવાયકા છે કે સુલતાન મહમૂદશાહ બેગડાની માતા મુગલી બીબી તેના પિતાના અવસાન પછી સૂફી હજરત શાહઆલમની ખાનકાહમાં રહેવા ગઈ હતી. તે પછી તેની માસી મરિયમ બીબી (ઉર્ફે તુર્કી બીબી) ગુજરી ગઈ, તેથી તેણે હજરત શેખ જોડે શાદી કરી લીધી હતી. તે વાત યુવાન ફતહખાનને પસંદ ન હતી. તેથી તે તેના ઉપર વારંવાર ગુસ્સે થયા કરતો હતો. ત્યારે હસતાં હસતાં હજરત શેખ કહેતા 'મહમૂદ બિગડા'. તે ઉપરથી તેનું એવું નામ પડયું હતું.

દોઢસો જેટલાં કેળાં ખાતો હતો અને એક પ્યાલો ઘી અને એક પ્યાલો મધ પીતો હતો. તેના દૈનિક ભોજનનું વજન ગુજરાતી તોલ મુજબ એક મણ જેટલું હતું.[૧] તે વારંવાર કહેતો કે અલ્લાહે મહમૂદને સુલતાન ન બનાવ્યો હોત તો તેની ભૂખને કોણ તૃપ્ત કરી શકયું હોત ?[૨] તે એ જ પ્રમાણમાં શકિતશાળી પણ હતો. પોતાની તાકાતથી તે મસ્ત હાથીને પણ ભગાડી શકતો હતો.



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૯૬, વડોદરા, આ વાતમાં અતિશયોકિતને ઘણો અવકાશ છે.

૨. Bayley, 'History of Gujarat', p. 161 and n.

# પ્રકરણ ૧૦

# મુઝફ્ફરશાહ ૨જો અને સુલતાન સિકંદરશાહ

**સુલતાન મુઝફ્ફરશાહ બીજો હલીમ (ઈ.સ. ૧૫૧૧-૧૫૨૬)**

સુલતાન મહમૂદશાહ બેગડાના અવસાન પછી તેનો ચોથો અને સૌથી નાનો શાહજાદો ખલીલખાન મુઝફ્ફરશાહ (બીજો) ખિતાબ ધારણ કરી તખ્ત ઉપર બેઠો. તે વખતે તેની વય સત્તાવીસ વરસની હતી.

**માળવામાં તખ્ત માટેની ખટપટ**

તેની તખ્તનશીની પછી તરત જ માળવામાં તખ્ત માટેની ખટપટ શરૂ થઈ. ત્યાંના સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહ બીજા(ઈ.સ. ૧૫૧૧--૧૫૩૧)નો મોટો ભાઈ સાહેબખાન[1] ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહ પાસે ફોજી મદદ માટે ગુજરાતમાં આવ્યો. સુલતાને ખર્ચ માટે વાસ્તવિક રકમ તેની પાસેથી લેવાની શરતે તેને મદદ આપવાનું વચન આપ્યું અને તેને પોતાના દરબારમાં રાખ્યો.

**ઈરાનનો એલચી**

અગાઉ જણાવ્યા મુજબ ઈરાનનો એલચી યાદગાર બેગ કિઝિલબાશ[2] સુલતાન મહમૂદશાહ બેગડાની છેલ્લી ઘડીઓ ગણાતી હતી ત્યારે ગુજરાતમાં આવેલો, પણ બેગડાએ એનો સત્કાર કર્યો નહોતો. તે ગુજરાતમાં જ રોકાયેલો હતો.

સુલતાન મુઝફ્ફરશાહે તખ્તનશીન થયા પછી તે ઈરાની એલચીને મોટા માન સાથે પોતાના દરબારમાં બોલાવ્યો. તેની પાસે નાના મોટા અમલદારો મળીને પાંચસો જેટલા માણસોનો રસાલો હતો.[3] ભેટ આપવા આણેલા એક ફીરોઝનો કીમતી પ્યાલો, ભાતભાતના ઝવેરાતથી ભરેલી એક પેટી, સોનેરી તારના ભરતકામ-

---

૧. Delhi Sultanate (Bharatiya Vidya Bhavan), p. 169.

૨. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૭૩; તારીખે ફિરિશ્તા (Briggs), Vol. IV, p. 185; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૫૧; પરંતુ મિરૂઆતે સિકંદરી (પૃ. ૧૭૪) અને 'મિરૂઆતે અહમદી' (ભા. ૧, પૃ. ૬૧)માં મીર ઈબ્રાહીમખાન નામ છે.



૩. 'ઝફરુલ્વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૧, પૃ. ૯૮ (લંડન).

વાળાં કપડાં અને ત્રીસ ઈરાકી ઘોડા જે તે સાથે લાવ્યો હતો તે સર્વ સુલતાનની આગળ પેશ કર્યું. સુલતાન મુઝફ્ફરશાહે પણ તે મંડળનું ખિલાત વગેરે એનાયત કરી ભાવભીનું સ્વાગત કર્યું. તેમના રહેઠાણ અને ભોજન અંગેની વ્યવસ્થા માટે હુકમ કર્યો. પછી સુલતાન વડોદરા માટે રવાના થયો, જ્યાં તેની જાગીર હતી ત્યાં પહોંચો ત્યાંથી થોડે અંતર ઉપર એક નવા શહેરનો પાયો નાખ્યો, જેનું નામ તેણે દોલતાબાદ રાખ્યું. ઈરાનનો એલચી સુલતાનની સાથે અમદાવાદથી મોહમ્મદાબાદ (ચાંપાનેર) જવા માટે વડોદરા આવ્યો હતો.

### માળવાનો શાહજાદો સાહેબખાન ગુજરાતમાં

એ દરમિયાન એટલે કે ઈ.સ. ૧૫૧૧માં માળવાનો સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહ બીજો જે તખ્તનશીન થયો હતો તે પાછલા સુલતાન નાસિરુદ્દીન-(ઈ.સ. ૧૫૦૦-૧૫૧૧)નો નાનો શાહજાદો હતો અને તે મોટા ભાઈનો હક્ક છીનવી લઈ સુલતાન બન્યો હતો. તેનો મોટો ભાઈ સાહેબખાન જેનો ખિતાબ મોહમ્મદશાહ હતો તે ગુજરાત તરફ આશ્રય માટે નીકળી આવ્યો. એ ખબર સુલતાનને વડોદરામાં પહોંચાડવામાં આવી ત્યારે તેણે તેને ત્યાં બોલાવી લીધો. બંને એકબીજાને મળી ખુશ થયા. મુલાકાતમાં શાહજાદા સાહેબખાને આપવીતીથી સુલતાનને વાકેફ કર્યો. તે પછી શાહજાદો સાહેબખાન તથા ઈરાનનો એલચી મોહમ્મદાબાદ (ચાંપાનેર) સહીસલામત પહોંચે એવી વ્યવસ્થા સુલતાને કરી.

### સુલતાન મોહમ્મદાબાદ (ચાંપાનેર)માં

દરમિયાન સુલતાન પોતાની મુખ્ય શિકારગાહ મોરઆમલીમાં થોડા દિવસ શિકાર ખેલવા રોકાયો અને તે પછી તે મોહમ્મદાબાદ પાયતખ્તમાં પહોંચ્યો. સુલતાને ઈરાનના એલચીની મહેમાનગીરી માટે યોગ્ય વ્યવસ્થા કરી અને શાહજાદા સાહેબખાનને એલચીની પાડોશમાં જ રહેવાને મકાન આપવામાં આવ્યું. ત્યાંથી સુલતાને અમીર કૈસરખાનને માળવાના રાજ્યની પરિસ્થિતિથી વાકેફ થવા દાહોદ મોકલ્યો.[૧] તેણે ત્યાંથી આવી શાહજાદા સાહેબખાનના હિતમાં હેવાલ રજૂ કર્યો.

ઈરાની એલચી અને શાહજાદો સાહેબખાન બંને એકબીજાની પાડોશમાં રહેતા હતા. તે બંનેના નોકરો વચ્ચે ઝઘડો થયો અને તે એવી કક્ષાએ પહોંચ્યો કે એલચીનો માલસામાન લૂંટી લેવામાં આવ્યો અને શાહજાદા બાબતમાં એવી વાત વહેતી થઈ કે તે શરમિંદો બની ગુજરાતમાંથી નાસી છૂટ્યો છે.[૨]



૧. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૭૪ (કલકત્તા).

૨. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૭૫ (કલકત્તા), 'તારીખે ફિરિશ્તા'માં પણ એ પ્રમાણે જ છે.

એ અંગે એવી પણ વાત છે કે શાહજાદા પાસે એક પાણીદાર હીરો હતો, જે ઈરાનનો એલચી ખરીદવાની ઈચ્છા રાખતો હતો, પરંતુ ખરીદીની બાબતમાં એલચી સાથે શાહજાદાને વાંધો પડયો. કર્મસંજોગે એક રાત્રિ દરમિયાન એક પુરાણા મુલાકાતીને મળવા શાહજાદો એલચીના ઉતારામાં ગયો. કોઈકે એલચીને કહ્યું કે શાહજાદો તમને લૂંટી લઈ ગુજરાતમાંથી નાસી જવાનો ઈરાદો રાખે છે. નહિ તો રાત્રિ દરમિયાન અહીં આવવાની શી જરૂર હોય? બદકિસ્મતથી ઈરાનના એલચીએ એ વાત સાચી માની અને સરાઈનો દરવાજો બંધ કરાવી દીધો અને શાહજાદાને આખી રાત્રિ પૂરી રાખ્યો. બીજે દિવસે તેને મુકત કરવામાં આવ્યો. આથી શાહજાદાને પ્રતિષ્ઠાહાનિ લાગી અને તે ગુજરાતમાંથી નાસી છૂટયો.[૧]

એમ પણ કહેવાય છે કે કર્મસંજોગે શાહજાદો ઈરાની એલચીના કંપાઉંડમાં પહોંચી ગયો. તે એક ખૂબસૂરત નવજવાન હતો. ઈરાનીઓ તેને જોઈ તેની પાછળ લટ્ટૂ થઈ ગયા (અને બહુધા કોઈ ઈરાનીએ ટીખળ કરી). આ શાહજાદાને અપમાનજનક લાગ્યું. તેણે તલવાર ખેંચી અને ઘોડાને એડી મારી. ઈરાનીઓ તેનો ઈરાદો સમજી ગયા અને તેનો સામનો કરવા તૈયાર થઈ ગયા. તેઓ સંખ્યામાં પાંચસો જેટલા હતા.[૨] ગુજરાતીઓને આ વાતની ખબર પડી ગઈ. શાહજાદાને મદદ કરવા આજુબાજુથી લોકો દોડી ગયા. ઈંટ, પથ્થર જે કંઈ હાથમાં આવ્યું તે લઈ તેઓ ઈરાનીઓ ઉપર તૂટી પડયા. કેટલાએ માણસો તેમાં માર્યા ગયા. તે પછી સુલતાનને આ ખબર પહોંચી. તેણે તોફાન દબાવી ઈરાનીઓનું રક્ષણ કરવાનો તથા તોફાનીઓને સજા કરવાનો હુકમ મોકલ્યો. એ દરમિયાન તો ઈરાની એલચી જે મકાનમાં રહેતો હતો તેને આગ ચાંપી લોકોએ તેમાંથી તમામ સામાન લૂંટી લીધો હતો.

સુલતાને ઈરાની એલચીને બોલાવી તેની આગળ દિલગીરી પ્રદર્શિત કરી અને તેની માગણી મુજબ છ લાખ[૩] ટંકાની રકમ તેના માલના નુકસાનના બદલામાં તેને આપવાની વ્યવસ્થા કરી. એ પછી તેને વિદાય આપવામાં આવી.

**મજકૂર આખા બનાવની પોર્ટુગીઝોએ લીધેલી નોંધ**

ઈરાનના બાદશાહે બિજાપુર અને ખંભાતના સુલતાનો માટે સો સારા ઘોડા વગેરે ભેટો લઈને કિઝિલ્બાશોની લાલ ટોપી અને શિયાના મત મુજબની



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૪૦ (મુંબઈ).

૨. 'ઝફરુલ્વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૧, પૃ. ૯૮ (લંડન).

૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૭૬--૭૮ (વડોદરા); Briggs, Vol. IV, p. 79-81.

નમાજ પઢવાનો રિવાજ ચાલુ કરવાને એલચી મંડળ સાથે વિનંતી-પત્રો મોકલ્યા હતા. આવી શરત ગુજરાતનો સુલતાન માન્ય ન જ રાખી શકે. વળી એલચીને માળવાના શાહજાદા સાથે ઝઘડો થયો હતો. આથી એલચી મંડળ તરફ અણગમો ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું. આથી સુલતાન મુઝફ્ફરશાહે ઈરાની એલચી યાદગાર બેગને ઈરાનના શાહ માટે બે હાથી, કેટલાંક વિચિત્ર પશુપક્ષીઓ, એક ગેંડો, સુંદર જરી ભરેલાં કપડાં વગેરે કીમતી ભેટો આપી[૧] રક્ષકો સાથે સુરત બંદરેથી હોર્મુઝ બંદરે પહોંચવાની સગવડ કરી આપી. સુરતમાં એલચીએ એક ખાસ જહાજની પોતાને માટે માગણી કરી એ બહાને કે મારે તરત જ હોર્મુઝ બંદરે પહોંચવાનું છે એમ કહી તે આગળ નીકળ્યો અને ભેટની વસ્તુઓ અને જાનવરોને પાછળ બીજા જહાજમાં મોકલવાનું તેણે જણાવ્યું. તે માટે સુરતના અમલદારોએ જાણીબૂઝીને એવું જહાજ આપ્યું કે તેનો કૂપદંડ સમુદ્રમાં થોડે છેટે જતાં પવનથી તૂટી ગયો અને તેમાંની વસ્તુઓ સુરત પાછી લાવવામાં આવી.[૨]

ટૂંકમાં માળવાનો શાહજાદો શરમનો માર્યો સુલતાનની પરવાનગી લીધા વિના ગુજરાતમાંથી નાસી છૂટયો અને પાછો સુલતાન મુઝફ્ફરશાહ પાસે આવ્યો નહિ.

**માળવામાં મેદિનીરાયની સત્તા**

એ સમયે માંડૂમાં અમીરોએ બધી સત્તા પોતાને હસ્તક લેવાની રમત રમવા માંડી હતી. ત્યાંના સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહે તેમની પકડમાંથી છટકવા પ્રયત્નો શરૂ કર્યા. એ સમયે મેદિનીરાય[૩] નામનો એક લાગવગ ધરાવનાર ચૌહાણ જાતિનો પુરબિયો રજપૂત સરદાર, જે ચંદેરીનો જાગીરદાર હતો તેની મદદ લીધી. અમીરોએ તાત્કાલિક તખ્ત ઉપર બેસાડેલા સાહેબખાનને તેણે તગેડી મૂકયો. તેના બદલામાં સુલતાને તેને પોતાનો મુખ્ય અમીર અને વજીર નીમ્યો.

સમય જતાં માળવામાં રજપૂતોની જોહુકમી વધી ગઈ. તેમાંથી મુકિત મેળવવા સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહે ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહને વિનંતિ-પત્ર પાઠવ્યો. તેના જવાબમાં સુલતાને રજપૂતોને કચડી સુલતાન અલાઉદ્દીન

---

૧. M. S. Commissariat, 'History of Gujarat', Vol. 1, p. 286; Briggs, 'Firishta', Vol. IV, p. 79-81; 'મિરૂઆતે સિકંદરી'-(પૃ. ૧૭૭)માં સાત હાથી ઝૂલવાળા અને વરુ તથા બીજાં જનાવરો અને પક્ષીઓ આપ્યાં હોવાનું જણાવેલું છે. પોર્ટુગીઝ હેવાલમાં વરુને બદલે ગેંડો છે.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૭૭ નોંધ (વડોદરા).

૩. તેનું મૂળ નામ રાયચંદ હતું.

મહમૂદશાહની સત્તા પુનઃ સ્થાપિત કરવા માળવા તરફ કૂચ કરી, પરંતુ તે ગોધરામાં પહોંચ્યો ત્યારે ઈડરની બાબતમાં ચિંતાજનક સમાચાર તેને મળ્યા.

**ઈડર રાજ્યના વારસાના હક બાબતમાં ખેંચતાણ**

આ સમયે ઈડરમા રાણા ભીમસિંહ(ઈ.સ. ૧૫૦૯--૧૫૧૫)નું રાજ્ય હતું. તેણે ગુજરાતના સુલતાનોનું સાર્વભૌમત્વ સ્વીકારેલું હતું. સુલતાન મુઝફ્ફરશાહ માળવા જવા માટે ગોધરા પહોંચ્યો છે અને ત્યાંની ખટપટમાં રોકાયો છે એવી ખબર તેને થતાં ભીમસિંહે ઈ.સ. ૧૫૧૩માં સાબરમતીના પૂર્વ કિનારાનો પ્રદેશ લૂંટવા માડયો. શાહી ફોજ તેને રોકવા આવી. તેને પણ ભીમસિંહે હરાવી. આ ખબર સુલતાનને મળી ત્યારે તેણે ઈડર તરફ કૂચ કરી અને તે મોડાસા પહોંચ્યો. તેણે એક ફોજ ઈડર તરફ રવાના કરી. તેણે ભીમસિંહને હરાવ્યો અને તે ડુંગરો તરફ નાસી છૂટયો. તે પછી સુલતાને ઈડરમાં લૂંટ ચલાવી અને મકાનો, મહેલો અને મંદિરોનો નાશ કર્યો. તે પછી સુલતાન પાયતખ્ત મોહમ્મદાબાદમાં પાછો ફર્યો. રાણા ભીમે સુલતાનના વજીર મલેક ગોપી ઉર્ફે ગોપીનાથ મારફત સુલેહ કરવા પ્રયત્નો શરૂ કર્યા. તેના પરિણામે રાણાએ નુકસાની માટે સુલતાનને ભારે રકમ મોકલી સુલેહ કરી. (ઈ.સ. ૧૫૧૩).[૧]

આ રાણો ભીમસિંહ (ઈ.સ. ૧૫૦૯--૧૫૧૫) ઈડરનો હકદાર વારસ ન હતો. તેનો ભાઈ સૂરજમલ રાણા ભાણની પછી અઢાર માસ ગાદીએ રહી ગુજરી ગયો હતો. તેના પછી તેનો પુત્ર રાયમલ રાજા થયો હતો, પરંતુ એ નાની વયનો હતો એટલે એના કાકા ભીમસિંહે એને ઉઠાડી પોતે રાજ્ય પચાવી પાડયું હતું. આથી રાયમલ મેવાડના રાણા સંગ્રામ(સાંગા)ને શરણે ગયો અને મદદ આપવા વિનંતી કરી. રાણા સંગ્રામે પોતાની પુત્રી તે(રાયમલ)ની વેરે પરણાવી. આ સમય દરમિયાન ભીમસિંહ પણ ઈ.સ. ૧૫૧૫માં ગુજરી ગયો. તેનો પુત્ર ભારમલ[૨] ઈડરની ગાદીએ આવ્યો, પરંતુ રાણા સંગ્રામની સહાયથી રાયમલ ઈડરનો ગાદીપતિ થયો. સુલતાન મુઝફ્ફરશાહે અહમદનગર(વર્તમાન હિંમતનગર)ના

૧. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૫૨; 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૭૬.

૨. गौरीशंकर ओझा; 'राजपूताना का इतिहास' ३, भा. १, पृ. ७५; Delhi Sultanate (Bharatiya Vidya Bhavan, p. 377, પરંતુ કર્નલ વુલ્સેલી હેઈગે ('The Cambridge History of India', Vol. III, p. 318) બિહારીમલ નામ આપ્યું છે.

જાગીરદાર નિઝામુલ્‌મુલ્કને[૧] ઈડર ઉપર ચડાઈ કરવા મોકલ્યો. તેણે રાયમલને ઉઠાડી મૂકી ભારમલને ગાદી ઉપર બેસાડયો.[૨] એટલામાં રાણા સંગ્રામસિંહે ઈડર ઉપર આક્રમણ કર્યું અને રાયમલને ફરીથી ગાદી ઉપર સ્થાપિત કર્યો.[૩]

## સુલતાન મુઝફ્ફર માળવામાં

ઉપરનો બનાવ બની ગયો તે દરમિયાન એટલે કે ઈ.સ. ૧૫૧૭માં માળવાનો સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહ બીજો વજીર મેદિનીરાયની[૪] પ્રવૃત્તિઓ તથા તેમાં તેના પ્રત્યે થતા અપમાનજનક વર્તનથી કંટાળી જઈને છૂપી રીતે માંડૂમાંથી નાસી છૂટી ગુજરાતની સરહદ ઉપર આવેલા ભાગોર કે ભાકોરમાં[૫] આવ્યો. ગુજરાતની હદમાં આવેલા દાહોદમાં અમીર કૈસરખાને તેનું સ્વાગત કર્યું. આ સમયે સુલતાન મુઝફ્ફરશાહ મોહમ્મદાબાદમાં હતો. ખબર મળતાં તેણે સારી સંખ્યામાં ગુલામો, તંબુઓ, ખજાના, હાથીઓ, કપડાં વગેરે સાધનો એક સુલતાનને શોભે એવાં તેણે સુલતાન માટે રવાના કર્યાં અને પાછળથી તે પંડે રવાના થયો. બંને વચ્ચે મુલાકાત થતાં તેણે મજલિસ ભરી તેનું ભવ્ય સ્વાગત કર્યું અને તેને પૂરતી મદદ આપવાનું વચન આપ્યું.[૬]

---

૧. નિઝામુલ્‌મુલ્ક ચાંપાનેરના જયસિંહ પતાઈ રાવળનો પુત્ર થતો હતો. જયસિંહના મરણ પછી એને સુલતાન મહમૂદશાહ બેગડાએ પોતાની દેખરેખ નીચે મુસલમાનની રીતે ઉછેરીને હુસેન નામ આપ્યું હતું તથા નિઝામુલ્‌મુલ્કનો ખિતાબ એનાયત કર્યો હતો.

૨. गौरीशंकर ओझा, 'राजपूताना का इतिहास', ३, भा. १, पृ. ७५–७६.

૩. Delhi Sultanate (Bharatiya Vidya Bhavan), p. 377.

૪. એનું મૂળ નામ રાયચંદ હતું ('ઝફરુલ્‌વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ'), ભા. ૧, પૃ. ૧૦૩. સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહ કાચા કાનનો અને અસ્થિર દિમાગનો હતો. મુસ્લિમ અમીરો તેને રમકડા સમાન બનાવવા પેરવી કરી રહ્યા હતા. આથી તેણે તે સમયના જાણીતા બળવાન રજપૂત સરદાર મેદિનીરાયની સહાય માગી અને તેણે તેને મદદ આપવાનું કબૂલ્યું. સુલતાને બદલામાં અમીર અને વજીર તરીકે તેની નિમણૂક કરી હતી.

૫. ભાગોર ગામ કે ભાકોર ગામ દાહોદથી દસ ગાઉ ઉપર છે. (તબકાતે અકબરી, ભા. ૩માં ભાકોર ગામ લખ્યું છે.

૬. મેદિનીરાયે પોતાની સત્તાનો દુરુપયોગ કરવા માંડયો હતો. તેણે  મુખ્ય લશ્કરી અને મોટા અમલદારો તરીકે હિંદુઓની નિમણૂક કરી (उदयपुर

આ ખબર મળતાં મેદિનીરાય પોતાના થોડા ખાસ માણસોને માંડૂનું રક્ષણ  કરવાનું સોંપી રાણા સંગ્રામસિંહ પાસેથી મદદ મેળવવા ચિતોડ ગયો.

એક બાબત અહીં નોંધવા જેવી એ છે કે સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહનો શાહી જનાનો કિલ્લામાં જ એ સમયે હતો. મેદિનીરાયે જનાનાની બેગમો સાથે સૌજન્યપૂર્ણ વ્યવહાર કર્યો હતો અને તેમના ખર્ચ માટે પૂરી જોગવાઈ કરી હતી. આમ એક રજપૂતને છાજે એવી નિમકહલાલ વર્તણૂક માળવાના કુટુંબ પ્રત્યે દાખવી હતી. એ મુસ્લિમ ઈતિહાસકારો પણ કબૂલ કરે છે.

સુલતાન મુઝફ્ફરશાહે સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહને સાથે લઈ માળવાના લશ્કરને હરાવ્યું અને માંડૂના કિલ્લાને ઘેરો ઘાલ્યો (ઈ.સ. ૧૫૧૮ના ફેબ્રુઆરીની તા. ૨૩મી). આ લડાઈમાં કિલ્લામાંના રજપૂત સૈનિકોએ હોળીના દિવસે બહાર આવીને કેસરિયાં કર્યાં. ઓગણીસ હજાર રજપૂત સૈનિકો અને સત્તાવન સરદારો[1] તેમાં માર્યા ગયા. કતલને લઈને ત્યાં મહોલ્લાઓમાં લોહીની નદીઓ વહેતી થઈ. તે પછી સુલતાન મુઝફ્ફરશાહે સુલતાન મહમૂદશાહને માળવાનું તખ્ત સોંપ્યું.

મુસ્લિમ ઈતિહાસો મુજબ રાણો સંગ્રામસિંહ અને મેદિનીરાય મોટું લશ્કર લઈ ચિત્તોડથી આવતા હતા ત્યારે માંડૂ જીતાયાની ખબર તેમને રસ્તામાં મળી અને ગભરાઈ ગયા અને નાઠા. રજપૂતોના ઈતિહાસ મુજબ રાણા સંગ્રામસિંહે માળવાની સરહદ સુધી કૂચ કરવાનું અને મેદિનીરાયને કંઈ પણ નુકસાન ન થાય તે પ્રમાણે યોજના કરવાનું વચન આપ્યું હતું. હવે માંડૂ જીતાઈ ગયું તે પછી કંઈ બની શકે એમ નથી એમ જણાતાં તેઓ બંને ચિતોડ પાછા ફર્યા. રાણા સંગ્રામસિંહે મેદિનીરાયને ચંદેરીનાં[2] કેટલાંક પરગણાં જાગીર તરીકે આપ્યાં અને તેને પોતાનો સરદાર નીમ્યો.

સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહને માળવા સોંપવામાં આવ્યું.[3] તે પછી

---

राज्य का इतिहास, पृ. ३५३). વળી અન્યની ભંભેરણીથી કદાચ સુલતાન તેને નુકસાન પહોંચાડશે એવા ડરથી તે તેની પાસે જતો ત્યારે પાંચસો જેટલા બળવાન રજપૂતોને તે પોતાની સાથે રાખતો હતો.

૧. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૫૫; 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૬૪.

૨. S. B. S'arda, 'Maharana Sanga', p. 70.

૩. ગાગ્રોન અને ચંદેરી વગેરે.

થોડા દિવસ બાદ તેણે તેના શુભેચ્છુ ગુજરાતના સુલતાનનું માંડૂમાં એક શાનદાર મજલિસ યોજીને ઘણા ઠાઠ અને દબદબાથી અપૂર્વ સન્માન કર્યું.[1] તે પછી સુલતાન મુઝફ્ફરશાહ પાછો ફર્યો ત્યારે સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહ દેવલા[2] સુધી તેને વળાવવા આવ્યો.[3] એ વખતે સુલતાન મુઝફ્ફરશાહે દશ હજાર ઘોડેસવારોના એક લશ્કર સાથે પોતાના ખાસ સરદાર આસફખાનને માંડૂમાં રાખ્યો.

**ઈડરના રાયમલની પ્રવૃત્તિ**

માંડૂથી પાછા ફરી (ઈ.સ. ૧૫૧૯માં) મોહમ્મદાબાદમાં પરત પહોંચ્યા બાદ સુલતાન મુઝફ્ફરશાહને સમાચાર મળ્યા કે ઈડરનો રાણો રાયમલ પાટણના પ્રદેશમાં લૂંટફાટ કરતો ફરે છે. આથી તેને નશિયત કરવા તેણે ઈ.સ. ૧૫૧૯માં વરસાદની મોસમ પૂરી થતાં તે તરફ કૂચ કરી. રાયમલ અને તેના સહાયકો એ ખબર સાંભળી ડુંગરોમાં નાસી છૂટયા. તે પછી વ્યવસ્થા સ્થાપવા સુલતાન ત્યાં રહ્યો અને પછી પાયતખ્તમાં પાછો ગયો.

**રાણા સંગ્રામસિંહના હાથે માળવાના સુલતાનની હાર**

તે જ સાલ એટલે કે ઈ.સ. ૧૫૧૯માં માળવાના સુલતાને માળવામાં રહેલા દશ હજાર ઘોડેસવારોના ગુજરાતી લશ્કર સાથે રજપૂતોના ગાગ્રોનના[4] કિલ્લા ઉપર ભારે આક્રમણ કર્યું અને તેમાં ખૂનખાર લડાઈ થઈ. તેમાં માળવાના લશ્કરની પારાવાર ખુવારી થઈ અને તેમાં ગુજરાતનું આખું સૈન્ય કપાઈ ગયું. ખુદ માળવાનો સુલતાન પણ ઘવાયેલો કેદ પકડાયો. એમાં રાણો સંગ્રામસિંહ પણ હાજર હતો.

ઉપરની વિગત સુલતાન મુઝફ્ફરશાહને જાણવામાં આવી ત્યારે તેણે વધારાની કુમક રવાના કરી, પરંતુ તેની સેવાની જરૂર પડી જ નહિ. રાણા સંગ્રામસિંહે સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહની સારી સારવાર કરી. તેને પોતાની

---

૧. 'તારીખે મુઝફ્ફરશાહી', પૃ. ૮૧--૮૨; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૫૬.

૨. દેવલા મહી નદી ઉપર એક કસબો છે. એ માળવાની સરહદમાં છે. વુલ્સેલી હેઈગે દેવલી લખ્યું છે. ('The Cambridge History of India', Vol· III, p. 319.

૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૯૨.

૪. 'The Cambridge History of India', Vol. III, p. 319, 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૫૮. ગાગ્રોનનો કિલ્લો મેદિનીરાયની જાગીરમાં હતો.

સાથે તે ચિતોડ લઈ ગયો અને સારી રીતે માનથી રાખ્યો. અંતે તેના પ્રત્યે ઉદારતા દાખવી સુલતાને તેને મુક્ત કરીને તેને અડધું રાજ્ય પાછું સોંપ્યું અને ભેટો પણ આપી. સુલતાનના સારા વર્તાવની બાંયધરી તરીકે તેણે સુલતાનના એક શાહજાદાને પોતાની પાસે રાખ્યો.

### રાણા સંગ્રામસિંહનું ગુજરાત ઉપર આક્રમણ

ઈ.સ. ૧૫૨૦માં સુલતાન મુઝફ્ફરશાહે પતાઈ રાવળના મુસ્લિમ થયેલા પુત્ર મલેક હુસેન નિઝામુલ્‌મુલ્કને[૧] મુબારિઝુલ્‌મુલ્કનો બીજો ખિતાબ એનાયત કરીને ઈડરમાંના શાહી લશ્કરને રાહત આપવા મોકલ્યો. તે ત્યાં પહોંચ્યો તે બાદ એક ભાટ તેની પાસે આવ્યો અને તેણે રાણાની શૂરવીરતા અને ઉદારતાની ભારે પ્રશંસા કરી. મુબારિઝુલ્‌મુલ્ક આથી ઉશ્કેરાઈ ગયો અને તેનો રોષ એટલી હદ સુધી હતો કે તેણે એક કૂતરાનું નામ સંગ્રામ પાડયું. તેણે નગરના એક દરવાજા ઉપર તેને બાંધી રાખ્યો અને તેને સંગ્રામથી સંબોધાવતો રહ્યો. ભાટે આ વાત રાણાના કાને પહોંચાડી, તેથી રાણાએ ઈડર તરફ ઝડપી કૂચ કરી. શિરોહીના રસ્તે તે તરફ આગળ વધ્યો. ડુંગરપુરનો રાજા પણ તેની સાથે જોડાયો. તેના આગમનની વાત સાંભળી ઈડરમાંથી શાહી લશ્કર અહમદનગર (હિંમતનગર) નાસી ગયું અને રાણાએ ઈડરનો કબજો લઈ તેની ગાદી ઉપર રાયમલને બેસાડયો. તે પછી તે સીધો અહમદનગર તરફ રવાના થયો.[૨] ત્યાં તેણે મુબારિઝુલ્‌મુલ્કને શિકસ્ત આપી અને તેને અમદાવાદ તરફ નાસી છૂટવાની ફરજ પડી. તે પછી તે નગરને લૂંટી રાણો આગળ વધ્યો અને તેણે વડનગર કબજે કર્યું. ત્યાંના લોકો મોટે ભાગે બ્રાહ્મણો હતા. તેમણે વિનંતી કરી કે હિંદુઓના મોટા મહારાજાધિરાજે બ્રાહ્મણોનું ગામ લૂંટવું ન જોઈએ. તેથી તે નગરને જેમનું તેમ સંગ્રામે રહેવા દીધું અને ત્યાંથી તેણે પોતાના સૈન્યને વીસનગર તરફ દોર્યું[૩] અને ત્યાંના રક્ષક સૈન્યને હરાવ્યું, નગર લૂંટયું અને તે પછી તે મેવાડ પરત પહોંચ્યો.[૪]

---

૧. સુલતાને તેને નિઝામુલ્‌મુલ્ક ઉપરાંત મુબારિઝુલ્‌મુલ્કનો ખિતાબ એનાયત કર્યો હતો.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૯૪ (વડોદરા).

૩. પોર્ટુગીઝોની સમુદ્ર કિનારા ઉપરની પ્રવૃત્તિઓ ઉપર તે દેખરેખ રાખતો હતો.



૪. ओझा, 'उदयपुर राज्य का इतिहास', पृ. ३५१.

તે પછી અમીર કિવામુલ્ મુલ્ક મોટું લશ્કર લઈ અહમદનગરની દિશામાં નીકળ્યો અને આમદાવાદથી સાત ગાઉ ઉપર પડાવ નાખ્યો. ત્યાં કેટલાક સૈનિકો અહમદનગરથી નાસી છૂટીને આવ્યા. તેમણે ખબર આપી કે મુબારિઝુલ્ મુલ્ક, સફ્દરખાન, ગાઝીખાન વગેરે અમીરો માર્યા ગયા છે. તે પછી બીજે જ દિવસે એવા સમાચાર મળ્યા કે તેઓ કડી જિલ્લાના રૂપાલ ગામમાં હયાત છે. ત્યાં અમીર હિસામખાનને કિવામુલ્ મુલ્કે મોકલ્યો. તે ત્યાં પહોંચી તેઓને કિવામુલ્ મુલ્ક પાસે લાવ્યા. તેણે તેમને ફોજ અને હથિયારો આપ્યાં અને અહમદનગર જવાની તાકીદ કરી. તેઓ ત્યાં પહોંચ્યા અને માર્યા ગયેલા સૈનિકોની દફનક્રિયા કરાવી. તે વખતે ઈડરના કોળી લોકોએ શાહી ફોજ ઉપર હુમલો કર્યો, પરંતુ તેણે તેમને હરાવી પાછા કાઢયા.

ઈ.સ. ૧૫૨૧ના જાન્યુઆરીમાં ઉપરની શિકસ્તનું વેર લેવા સુલતાન મુઝફ્ફરશાહે રાણા સામે જેહાદ કરવા પોતપોતાની ફોજો લઈ હાજર થવા અમીરો ઉપર ફરમાનો મોકલ્યાં તે મુજબ સોરઠનો નાઝિમ મશહૂર નૌકા-સેનાધિપતિ (મીરેબહર)[૧] મલેક અયાઝ પણ પોતાની ફોજ તથા તોપો લઈ સુલતાનની સામે હાજર થયો અને અરજ કરી કે "મેવાડની લડાઈ જો મને સોંપવામાં આવશે તો હું રાણાને હયાત કે મરેલો હજૂરે વાલા પાસે હાજર કરીશ અને આપે પોતે તેમાં હાજર રહેવાની જરૂર નથી." સુલતાને તેની દરખાસ્ત માન્ય રાખી અને અમીર તાજખાન, નિઝામુલ્ મુલ્ક સુલતાની અને મલેક સારંગ કિવામુલ્ મુલ્ક જેવા નામચીન અમીરો સાથે તેને રવાના કર્યો.

ચિતોડ તરફ કૂચ કરતાં ગુજરાતી લશ્કરે મોડાસા, ડુંગરપુર,[૨] વાંસવાડા વગેરે સ્થળોનો કબજો લીધો અને તેમને લૂંટી ભસ્મિભૂત કર્યાં. મલેક અયાઝે તે પછી મેવાડના તાબાના મંદસોરના[૩] કિલ્લા તરફ આગળ વધી તેની આસપાસ ઘેરો નાખ્યો. રાણા સંગ્રામની સત્તા નીચે એ હતો, તેથી તે એક લશ્કર લઈ ત્યાંથી દસ ગાઉ દૂર નાંદસા ગામમાં પડાવ નાખી રહ્યો. માળવાનો સુલતાન અલાઉદ્દીન મહમૂદશાહ પણ પોતાનું લશ્કર લઈ મલેક અયાઝ સાથે જોડાયો.

---

૧. 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૬૪; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૫૯; Briggs, 'Firishta', Vol. IV, p. 90.

૨. ડુંગરપુર વાગડની રાજધાની હતું.

૩. મંદસોરનો કિલ્લો માળવાના સુલતાન હુશંગશાહે (ઈ.સ. ૧૪૦૫-૩૫) બંધાવ્યો હતો અને એ ઘણો મજબૂત હતો. એ સમયે તે મેવાડને તાબે હતો.

રાયસીનનો સરદાર સિલહદી તુંવર અને બીજા હિંદુ રાજાઓ સૈન્યો લઈ રાણાને મદદ કરવા ત્યાં આવીને મળ્યા.[૧]

મંદસોરનો કિલ્લો તોડવા સુરંગો ખોદાવી. તેમાં દારૂગોળો ભરીને કોટને ઉડાવી દેવાના પ્રયત્નો ગુજરાતી લશ્કરે કર્યા અને તે નક્કી જ જીતાઈ જવાની તૈયારીમાં હતો, પરંતુ મલેક અયાઝનો ઈર્ષાળુ સ્વભાવ તેમાં આડે આવ્યો. તેને ડર લાગ્યો કે તેના હાથ નીચેના અમીર કિવામુલ્ મુલ્કને વિજયનો યશ મળી જશે,[૨] તેથી રાણા સંગ્રામસિંહે તેની પાસે પોતાના દૂતો મોકલ્યા ત્યારે તેમની સાથે મસલત કરી રાણો ખંડણી ભરવાનું વચન આપે એ શરતે અન્ય સરદારોની ઈચ્છા વિરુદ્ધ સુલેહ કરી દીધી. તે મુજબ રાણાએ પોતાના એક રાજકુંવરને બાંયધરી તરીકે સુલતાન મુઝફ્ફરશાહના દરબારમાં રાખવા, તથા સુલતાનની સેવામાં હાજર થવા તથા તેની ફરમાન બરદારી સ્વીકારવા સંમતિ આપી હતી. આ સંધિથી સૌ કોઈ નારાજ થયા.[૩] સુલતાન મુઝફ્ફરશાહે મલેક અયાઝને પૂરી સત્તા આપી, તેથી તેમાં કોઈ અમીરનું ચાલ્યું નહિ અને ગુજરાતી લશ્કર હાર્યા જેવું પાછું ફર્યું.[23]

આ પ્રતિષ્ઠા આપે એવા આશાસ્પદ આક્રમણ અંગેની બાજી બગડી ગયાના સમાચાર સુલતાનને મળતાં તેને ઘણી નિરાશા થઈ અને તેથી મલેક અયાઝ મંદસોરથી અમદાવાદ પાછો ફર્યો ત્યારે તેને મુલાકાત આપી નહિ અને સીધા સોરઠ જવા હુકમ કર્યો.[૪] તે પછી બીજે જ વરસે મલેક અયાઝનું અવસાન થયું. તે પછી ઈ.સ. ૧૫૨૧ના ડિસેમ્બર માસમાં સુલતાન મુઝફ્ફરશાહે પોતે ચિતોડ ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી. તે મોહમ્મદાબાદથી અમદાવાદમાં આવ્યો એટલામાં રાણા સંગ્રામસિંહનો રાજકુંવર વાર્ષિક ખંડણી[24] અને ભેટો લઈ મલેક અયાઝ સાથેની સંધિ મુજબ આવી પહોંચ્યો. સુલતાને તેનો સ્વીકાર કર્યો અને ખિલાત એનાયત કરી તેને વિદાય કર્યો. પરિણામે આક્રમણ કરવાની વાત પડતી મુકાઈ (ઈ.સ. ૧૫૨૨).

૧. ओझा, 'उदयपुर राज्य का इतिहास', पृ. ३५६.

૨. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૬૪.

૩. ઝફરુલ વાલિહ, ભા. ૧, પૃ. ૧૧૫ (લંડન).

૪. 'The Cambridge History of India', Vol. III, p. 321. રજપૂત ઈતિહાસો મુજબ મુસ્લિમોનું લશ્કર ભયભીત થઈને પાછું ફર્યું. (H. B. Sarda, 'Maharana Sanga', p. 86—87; Sherwani, 'The Bahmanis of the Deccan', p. 323).

### શાહજાદો બહાદુરખાન દિલ્હીમાં

સુલતાન મુઝફ્ફરશાહનો પ્રેમ શાહજાદા સિકંદરખાન પ્રત્યે વિશેષ હતો. તેના બીજા પુત્ર શાહજાદા બહાદુરખાનની જાગીર તેનું ખર્ચ પણ ન નીકળે એટલી ઓછી હતી. ઈ.સ. ૧૫૨૪માં સુલતાન મોહમ્મદાબાદથી આમદાવાદમાં આવી કાંકરિયા તળાવ ઉપર તંબુ નાખી પડયો હતો ત્યારે બહાદુરખાને પોતાની જાગીર કમ હોવાની પિતા આગળ ફરિયાદ કરી[1] અને તે વધારી સિકંદરખાન જેટલી કરી આપવા અરજ કરી. સર્વ શાહજાદાઓમાં બહાદુરખાન વિશેષ શકિતશાળી હતો, તેથી સુલતાન તેને વધારે સત્તા આપવા માગતો ન હતો. પરિણામે તેણે તેની ફરિયાદ તરફ દુર્લક્ષ્ય કર્યું. આથી શાહજાદો નારાજ થઈ ડુંગરપુર, ચિતોડ અને મેવાડ થઈ દિલ્હી પહોંચ્યો અને ત્યાં ઈબ્રાહીમ લોદી(ઈ.સ. ૧૫૧૭--૧૫૨૬)એ તેને આવકાર આપ્યો. એ સમયે લોદીની છાવણી પાણીપતમાં હતી. સુલતાન મુઝફ્ફરશાહે તેને આમદાવાદ પાછો બોલાવી લેવા સતત પ્રયત્નો કર્યા, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. તેથી સુલતાન અતિ નિરાશ થયો અને મોહમ્મદાબાદ (ચાંપાનેર) ચાલ્યો ગયો.

### સુલતાન મુઝફ્ફરશાહનું અવસાન

એ જ સાલે એટલે ઈ.સ ૧૫૨૪માં ગુજરાતમાં ભારે દુકાળ પડયો. લોકો હેરાન પરેશાન થઈ ગયા. સુલતાને તેમની પરેશાની ઓછી કરવા બનતા પ્રયત્નો કર્યા. તેણે શ્રદ્ધાપૂર્વક અલ્લાહની પ્રાર્થના કરી કે "હે પરવરદિગાર! જો મારાં પાપોને લઈને ગુજરાતના લોકો ઉપર આ આફત ઊતરી હોય તો મને આ ફાની દુનિયામાંથી ઉઠાવી લે અને તારે પોતાને ખાતર લોકોને દુકાળના પંજામાંથી મુકત કર, કારણ કે રંક મુજફ્ફર લાચાર લોકોનો ભૂખમરો જોઈ શકતો નથી."[2] કહેવાય છે કે અલ્લાહે તેની દુવા સ્વીકારી. વાદળાં એકાએક ચડી આવ્યાં. આસમાનમાં વીજળીઓ ચમકવા લાગી અને થોડા જ સમયમાં સારો વરસાદ પડયો, પરંતુ તે જ સમયથી તેની તબિયત લથડી. ઈ.સ. ૧૫૨૬માં સુલતાન

૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૨૦૪; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૬૨; તબકાતે અકબરી, ભા. ૩, પૃ. ૧૯૩; મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૬૫.



૨. 'મિર્આતે સિકંદરી', પૃ. ૨૦૫, 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૬૭; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૬૩.

મોહમ્મદાબાદથી અમદાવાદમાં આવ્યો. દિનપ્રતિદિન માંદગી વધતી રહી. અંતે તેનું અવસાન તે જ સાલના એપ્રિલની તારીખ ૫ મીએ થયું.[૧]

**શાહજાદા બહાદુરખાનની દિલ્હીમાં પ્રવૃત્તિઓ**

શાહજાદો દિલ્હી પહોંચ્યો તે વખતે સુલતાન ઇબ્રાહીમ ઝહીરુદ્દીન બાબર સામે પાણીપતના યુદ્ધક્ષેત્રમાં લડાઈ લડવાની તૈયારી કરી રહ્યો હતો. છમકલાં થયા કરતાં હતાં. એક દિવસ મોગલો અને ઇબ્રાહીમ લોદીની લશ્કરી ટુકડી વચ્ચે અથડામણ થઈ. તેમાં બહાદુરખાને એવું તો શૌર્ય બતાવ્યું કે તેની ખ્યાતિ વધી ગઈ. દિલ્હીના અમીરો ઇબ્રાહીમ લોદીથી કંટાળી ગયા હતા, તેથી કેટલાક અફઘાન અને અન્ય અમીરોએ ઇબ્રાહીમને ઉઠાડી બહાદુરખાનને બાદશાહ બનાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી. આમાં બહાદુરખાનની ખટપટ જેવું કંઈ પણ સ્પષ્ટ રીતે જણાતું ન હતું. છતાં ઇબ્રાહીમ લોદી તેના ઉપર વહેમાયો અને તેના દિલમાં તેના પ્રત્યે ઈર્ષા જાગૃત થઈ. આ માહિતી બહાદુરખાનને મળી ત્યારે તે નારાજ થયો. એટલામાં જૌનપુરના અમીરો તેને પોતાના બાદશાહ તરીકે સ્વીકારી ત્યાંનું તખ્ત લેવા આમંત્રણ આપવા આવ્યા. તેણે તેનો સ્વીકાર કર્યો અને તે ત્યાં જવા રવાના થયો.[૨] રસ્તામાં તેને તેના પિતા સુલતાન મુઝફ્ફરશાહના અવસાનના સમાચાર મળ્યા.

**સુલતાન મુઝફ્ફરશાહનું મૂલ્યાંકન**

ગુજરાતના મહાન સુલતાનોમાં સુલતાન મુઝફ્ફરશાહની ગણતરી પણ થાય છે એ યથાયોગ્ય છે. તેના જેવો અને જેટલો આલેમફાજેલ, પવિત્ર અને સંયમી સુલતાન ભાગ્યે જ ગુજરાતના અન્ય કોઈ સુલતાનને કહી શકાય. તેની અન્ય વિશિષ્ટતાઓમાં તેની શૂરવીરતા, સાદાઈ, સખ્ત સ્વભાવ અને સાત્ત્વિક પ્રકૃતિ હતાં. આલેમફાજેલ લોકોને અને સૂફીઓને તે આશ્રય આપતો હતો. મજહબ અને અદબની તાલીમ તેણે નિષ્ણાત ઉસ્તાદો પાસેથી લીધી હતી. તેણે તેના પિતાને રાજી કરવા પાક કુરાન કંઠસ્થ કર્યું હતું. એના સિવાય ગુજરાતનો અન્ય કોઈ સુલતાન કુરાને શરીફનો હાફિઝ ન હતો. તે અતિ પવિત્ર જીવન ગુજારતો હતો અને મજહબના નિયમોનું ચુસ્તતાથી પાલન કરતો હતો. ઊંચા સંસ્કારની એક ખાસિયત તરીકે તેનામાં વધારે પડતી દયા હતી, જેને લઈને રાજ્યને એ નુકસાન થયું કે અમીરો વધારે પડતા સત્તાશીલ થઈ ગયા હતા અને રાજ્યમાં અવ્યવસ્થા વ્યાપી હતી.

---

૧. 'Commissariat, History of Gujarat', Vol. I, p. 281.



૨. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૧૯૪ (કલકત્તા); 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૦૫ (વડોદરા); 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૬૫.

સુલતાનમાં ક્ષમા અને શાંતિના વિરલ ગુણો હતા. તેને લઈને તોફાની લોકોને શિક્ષાનો ડર ઓછો થઈ ગયો હતો અને પ્રદેશમાં ચોરી અને લૂંટફાટનો ઉપદ્રવ પણ વધી ગયો હતો. એક નોકર છોકરાએ તેની પાઘડીની મશ્કરી પણ કરી હતી. આવા સ્વભાવને લઈને તેને 'હલીમ' (અર્થાત્ સહનશીલ) વિશેષણથી નવાજવામાં આવેલો છે.

ઉપર જણાવ્યા મુજબની કેટલીક ક્ષતિઓ તેની શાસન-પદ્ધતિમાં હોવા છતાં ગુજરાતના મુસ્લિમ યુગના ઇતિહાસનો સુવર્ણ યુગ તેના સમયમાં પણ જારી રહ્યો હતો.

સુલતાન મુઝફ્ફરશાહની માતાનું નામ હીરાબાઈ હતું. તે મહેન્દ્રી (મહી) નદીના કાંઠા ઉપર રહેનાર દેવસિંગ નામના જમીનદારની પુત્રી હતી. આમ સુલતાન અરધો રજપૂત હતો. એના જન્મ પછી ચાર પાંચ દિવસમાં જ તેની માતાનું મૃત્યુ થયું હતું, તેથી તેના પિતા સુલતાન મહમૂદશાહ બેગડાનો તેના ઉપર ઘણો ભાવ હતો અને તેણે તેના ઉછેર માટે કાળજીપૂર્વક સુંદર વ્યવસ્થા કરી હતી.[1] તેણે શિક્ષણ સારા પ્રમાણમાં પ્રાપ્ત કર્યું હતું. હદીસ, તફસીર અને મજહબી પુસ્તકોનો સારો અભ્યાસ કર્યો હતો. તેણે પાક કુરાનની નકલો સુંદર કલામય અક્ષરોમાં તૈયાર કરીને મક્કા અને મદીના મોકલી હતી.

નૃત્યશાસ્ત્ર અને સંગીતશાસ્ત્રમાં તે પ્રવીણ હતો. રાગોની તેને ઓળખ હતી અને અનેક વાજિંત્રો પણ કુશળતાથી વગાડી શકતો હતો. શાયરીની રચના પણ તે કરી શકતો હતો.[2] લાઠી ફેરવવામાં, શિકાર ખેલવામાં તેમ જ કુસ્તી કરવામાં એ ઘણો ચતુર હતો. જે હુન્નર તે જોતો તે ઝટ શીખી જતો હતો.

કેફી પીણાની કુટેવોમાંથી તે મુક્ત રહ્યો હતો. કહેવાય છે કે તેના એક પ્રિય ઘોડાને સારવારમાં શરાબ પીવડાવવામાં આવ્યો હતો, તેથી તે પછી કદી તેણે તેના ઉપર સવારી કરી ન હતી.[3]

માળવાના સુલતાન મહમૂદશાહને તેનું રાજ્ય સુલતાન મુઝફ્ફરશાહે પાછું મેળવી આપ્યું ત્યારે તેની ભારે મહેમાનગીરી તેણે કરી હતી. તેના જનાનખાનાની બે હજાર જેટલી ખૂબસૂરત સ્ત્રીઓ સુંદર પોશાક સજીને હાથમાં રત્નો ભરેલી

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૫ (મુંબઈ).
૨. 'મુઝફ્ફરશાહી', પૃ. ૮૬.
૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૦૯ (વડોદરા).

સુવર્ણની થાળીઓ લઈ સુલતાન મુઝફ્ફરશાહનાં ઓવારણાં લેવા નીકળી ત્યારે સુલતાને તેમની ખૂબસૂરતી જોઈ પોતાનું શિર માનથી નમાવ્યું અને બોલ્યો કે "પર સ્ત્રી ઉપર નજર કરવી એ પાપ છે." માળવાના સુલતાને કહ્યું કે "આ બધું આપની જ માલિકીનું છે અને અમો આપના ગુલામ છીએ, તેથી આપ મારા તરફની આ ભેટનો ઉપભોગ કરો તો હલાલ છે." સુલતાન મુઝફ્ફરશાહે માળવી સુલતાનને કહ્યું કે "આ બધું હું આપને ફરીથી ભેટ તરીકે આપું છું. હવે એમને પડદામાં પાછાં ફરવાનું કહો." આ બનાવ[1] સુલતાન મુઝફ્ફરશાહના શુદ્ધ ચારિત્ર્ય ઉપર પ્રકાશ ફેંકે છે.

તેના સમયમાં ખેતીમાં નોંધપાત્ર વિકાસ થયો હતો. દરેક ગામમાં ખેતી ન થઈ હોય એવી એક પણ વિઘું જમીન બાકી ન હતી, તેથી જાનવરો માટે ઘાસ મળી શકતું ન હતું. એ ફરિયાદ સુલતાન પાસે પહોંચી ત્યારે દરેક ગામમાં ઘાસચારા માટે અમુક જમીન અનામત રાખવાનો હુકમ તેણે કર્યો.[2]

પ્રદેશના વિભાગોમાં પહોંચીને વહીવટ ઉપર દેખરેખ રાખવાની તેની નીતિ પ્રશંસાપાત્ર હતી.

રાજ્યના સંરક્ષણ માટે કિલ્લાઓના બાંધકામ તથા સમારકામ ઉપર પણ તેણે યોગ્ય પ્રમાણમાં ધ્યાન કેન્દ્રિત કર્યું હતું.

**સુલતાન સિકંદરશાહ (ઈ.સ. ૧૫૨૬)**

બહાદુરખાનને સુલતાન મુઝફ્ફરશાહનું અવસાન થવાથી પાછા ફરવાનું આમંત્રણ ગુજરાતમાંના તેના મિત્ર અમીરો તરફથી જોનપુર જતાં રસ્તામાં મળ્યું. કોઈ પણ પ્રકારનો વિલંબ કર્યા વિના તે ગુજરાત તરફ પાછો ફર્યો.

તે સમયે સલ્તનતના અમીરોમાં ત્રણ પક્ષો હતા. દરેક પક્ષ વડા શાહજાદા (વલી અહદ) સિકંદરખાન, બીજા શાહજાદા બહાદુરખાન અને ત્રીજા શાહજાદા લતીફખાન—એ ત્રણના દાવા પૈકીના એક તરફ સહાનુભૂતિ દર્શાવતો હતો. તેમાંના વધારે પડતું બળ ધરાવનારા પક્ષના અમીર ઈમાદુલ્મુલ્ક ખુશકદમે અને ખુદાવંદખાને[3] સુલતાનના અવસાન પછી તે જ દિવસે સુલતાને ઠરાવેલ વલી અહદ

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૧૯૧--૧૯૨ (મુંબઈ).

૨. 'The Gazetteer of Bombay Presidency', Vol. I, Part I, p. 252.



૩. ઝફરૂલ્ વાલિહ, ભા. ૧, પૃ. ૧૩૩ (લંડન).

(રાજ[illegible])[illegible]ખાનને સિકંદરશાહ ખિતાબ સાથે સુલતાન તરીકે અમદાવાદમાં જાહેર કર્યો અને તખ્ત ઉપર બેસાડયો. તે પછી સુલતાન ત્રણ જ દિવસમાં મોહમ્મદાબાદ તરફ રવાના થયો અને ત્યાં તખ્તનશીનીનો બીજો સમારંભ યોજ્યો.



સુલતાન સિકંદરશાહ નિર્બળ અને વિલાસી હતો. તેને ખોટી સલાહ મળતી રહેતી હતી. તેણે તેના પિતાના સમયના વૃદ્ધ ખુદાવંદખાનને મુખ્ય વજીર તરીકે ચાલુ રાખ્યો અને જૂના અમીરોને તેમના સ્થાનેથી ખસેડી તેમના હક્કોની અવગણના કરી. તેણે પોતાના અંગત નોકરોને તેમને સ્થાને નિયુક્ત કર્યા. આથી અનુભવી અમીરો અને તેના દૂધભાઈ જેવો ઇમાદુલ્ મુલ્ક ખુશકદમ પણ નારાજ થયો. તેનાં આવાં અયોગ્ય કાર્યોને લઈને લોકોમાં અસંતોષ ફેલાયો. આના પરિણામે બહાદુરખાન આવીને તખ્ત લઈ લેશે એવી છાપ લોકોમાં ઉપસ્થિત થઈ. પરંતુ તાત્કાલિક ભય લતીફખાન તરફથી હતો. તેણે નંદરબાર-સુલતાનપુરમાં એક ફોજ એકત્ર કરવા માંડી. તેની સામે સુલતાને એક લશ્કર અમીર શરઝાખાનની સિપાહસાલારી નીચે મોકલ્યું. તેથી લતીફખાન બાગલાણના કિલ્લા તરફના જંગલમાં ભરાઈ ગયો. ત્યાંના રજપૂતો અને કોળીઓએ તેને સાથ આપ્યો. તેમની મદદથી શાહી લશ્કર ઉપર તેણે આક્રમણ કર્યું અને તેને હરાવ્યું. તેમાં તેની ભારે ખુવારી થઈ. સુલતાનની આ પહેલી હારને લોકોએ અપશુકનિયાળ ગણી.

અમીર કૈસરખાનની સિપાહસાલારી નીચે સુલતાને બીજી ફોજ મોકલી, પરંતુ તેની પસંદગી કરવામાં મુર્ખાઈ, અજ્ઞાનતા કે કપટ હતું, કારણ કે તે લતીફખાનનો પૂરો હિમાયતી હતો. એવા સંજોગોનો લાભ લઈ કેટલાક ખટપટિયા અમીરોએ ઇમાદુલ્ મુલ્ક ખુશકદમને ચઢાવ્યો[1] અને તેને જણાવ્યું કે સુલતાન તમને મારી નાખવાનો ઇરાદો રાખે છે. મુખ્ય વજીરપદ મેળવવા માટે મહત્ત્વાકાંક્ષી એવા ઇમાદુલ્ મુલ્ક ખુશકદમને મનદુઃખ તો અગાઉ થયેલું જ હતું. આવાં અનેક કારણોને લઈને તેના દિલમાં વેરનો અગ્નિ પ્રકટી ઊઠયો. તેણે ઈ. સ. ૧૫૨૬ના મે માસની તા. ૨૬મીએ નિદ્રાની હાલતમાં એકાંતનો લાભ લઈ સિકંદરશાહનું ખૂન કરાવી દીધું[2] અને તેને સ્થાને મુઝફ્ફરશાહ બીજાના જનાનખાનામાંથી નસીરખાન નામના બાળ શાહજાદાને સુલતાન મહમૂદશાહ બીજાના ખિતાબ સાથે સુલતાન તરીકે જાહેર કર્યો.

૧. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૬૮; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૪૦ (મુંબઈ).

૨. ગુજરાતી સલ્તનતના સુલતાનોના ખૂનની પરંપરા અહીંથી શરૂ થઈ તે પછી સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજા સુધીના સુલતાનો ક્રમોતે મર્યા.

સુલતાનના મૃત દેહને એક નાની ચારપાઈમાં પગ પણ બહાર લટકતા હોય એવી અવસ્થામાં થોડા માણસો સાથે ત્યાં(એટલે કે મોહમ્મદાબાદ)થી નજીક હાલોલના બાગમાં દફનાવવામાં આવ્યો.

આ રીતે સુલતાન સિકંદરશાહ માત્ર બે માસ અને સોળ દિવસ તખ્ત ઉપર રહ્યો. સ્વભાવે તે ઉતાવળિયો અને અવિચારી હતો. તે દેખાવે અતિ ફાંકડો હતો. તે રસ્તા ઉપરથી પસાર થતો ત્યારે નાનાં મોટાં સ્ત્રીપુરુષો અને બાળકો તેને જોવા દોડી જતાં. તે ઉડાઉ અને શોખીન હતો. મોજની નવી ચીજો અને પ્રસંગો શોધી કાઢી તેમનો આનંદ માણવામાં મશગૂલ રહેતો. દરેક દિવસ તેને મન ઈદ હતી અને દરેક રાત્રિ તેને મન શબે બરાત[1] હતી. દાઢી અને જામાની નવી પદ્ધતિ તેણે શરૂ કરી હતી. તેના જેવો જામો 'સિકંદરશાહી જામો' કહેવાતો અને તેના જેવી દાઢી સિકંદરશાહી દાઢી કહેવાતી.

---

૧. હજરત મોહમ્મદ પેગંબર મુજબ એ રાત્રિ દરમિયાન અલ્લાહ, તે વરસે જન્મવાના હોય તે તથા મરણ પામવાના હોય તેમની સંખ્યાનો આંકડો નક્કી કરે છે. તે રાત્રિ દરમિયાન મુસ્લિમો જાગૃત રહે છે અને અલ્લાહની પ્રાર્થના કરે છે અને તે પછી આવતા દિવસ દરમિયાન રોજો રાખે છે. તે દિવસ મુસ્લિમો તેમના મરેલા સંબંધીઓ નિમિત્તે દાન કરે છે.

# પ્રકરણ ૧૧

## મહમૂદશાહ ૨ જો અને સુલતાન બહાદુરશાહ

### સુલતાન મહમૂદશાહ ૨ જો (ઈ.સ. ૧૫૨૬)

નસીરખાનની તખ્તનશીની થઈ તે વખતે તે માત્ર પાંચ વરસની વયનો હતો, તેથી ઈમાદુલ્‌મુલ્ક ખુશકદમ રાજ્યની સર્વોપરી સત્તા ભોગવતો હતો. લશ્કરનો મોટો ભાગ તેના કાબૂ નીચે હતો અને તેનો ઈરાદો બાળ સુલતાનને નામે તમામ સત્તા પોતાને હસ્તક રાખવાનો હતો. તેની જોહુકમીથી ઘણાખરા જૂના અમીરો કંટાળી ગયા હતા. આમ તો તે ઉદાર હાથે ખિતાબો અને ખિલાતો વહેંચ્યા કરતો હતો, પરંતુ યોગ્ય કરવાનું હોય તેમાં તે ચીકણો હતો. આથી મોટા ભાગના અમીરો અસંતોષના માર્યા મોહમ્મદાબાદ(ચાંપાનેર)થી નાસી છૂટ્યા. તેઓમાંનો એક તાજખાન નરપાલી હતો, જેની જાગીર ધંધુકામાં હતી.[1] તેણે પોતાની જાગીરમાં પહોંચ્યા બાદ તેણે બહાદુરખાન ઉપર સુલતાન સિકંદરશાહના અવસાન અને નસીરખાનની તખ્તનશીનીની વિગત મોકલી આપી.

પોતાના વિરુદ્ધનું રાજકીય વાતાવરણ જોઈ ઈમાદુલ્‌મુલ્ક ખુશકદમે અહમદનગરના બુરહાન નિઝામશાહ પ્રથમ(ઈ.સ. ૧૫૦૮--૧૫૫૩)ને નંદરબાર અને સુલતાનપુર ઉપર ચડાઈ કરવા વિનંતી-પત્ર મોકલ્યો અને તે પેટે તેને ખર્ચ આપવાની ખાતરી આપી. ઈમાદુલ્‌મુલ્કે રજપૂત રાજાઓ તેમ જ પોલ પાલ[2] ડુંગરપુરના રાજા ઉદયસિંગને પણ[3] મોહમ્મદાબાદ તરફ બાળ સુલતાનને મદદ કરવાને કૂચ કરવાની વિનંતી કરી. પાણીપતમાં દિલ્હીના બાદશાહ ઈબ્રાહીમ લોદી સાથે લડનાર ઝહીરુદ્દીન બાબરને દીવ ઉપર ફોજ મોકલવા પેગામ પાઠવ્યો

---

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૫૫ (મુંબઈ).

૨. એ ડુંગરનો મુલક ને ઈડર નજીકનો પ્રદેશ છે. એની પૂર્વે ડુંગરપુર છે. પાલની આબોહવા ખરાબ છે. સજા માટે ગુનેગારોને ત્યાં રાખવામાં આવતા. આજે આ વિસ્તારને પોળો તરીકે ઓળખવામાં આવે છે.



૩. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૬૯; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૬૪--૬૫ (મુંબઈ).

એના બદલામાં તેને એક કરોડ ટંકાની રકમ આપવાની ખાતરી આપી. રાણા સંગ્રામને પણ મદદ મોકલવા એક પત્ર પાઠવ્યો.

બુરહાન નિઝામશાહે ખર્ચ માટે તેના ઉપર મોકલવામાં આવેલી રકમનો સ્વીકાર કર્યો, પરંતુ તેના બદલામાં તેણે કંઈ કર્યું નહિ. ઉદયસિંગે મોહમ્મદાબાદ તરફ કૂચ કરી, પરંતુ તેની મદદનું કંઈ મહત્ત્વ રહ્યું નહિ, કારણ કે તેણે પાછળથી તરત જ બહાદુરખાનને સાથ આપ્યો. ઝહીરુદ્દીન બાબર ઉપર મોકલાયેલો પત્ર ડુંગરપુરના રાજા ઉદયસિંગના હાથમાં આવ્યો, જેથી તે બાબરને પહોંચ્યો નહિ અને રાજાએ તાજખાન નરપાલી અને ખુદાવંદખાનને એ બાબતથી વાકેફ કર્યા, જેથી ઈમાદુલ્ મુલ્ક પ્રત્યેના તેમના તિરસ્કારમાં વધારો થયો.

શાહજાદા બહાદુરખાનની બાબતમાં એવું બન્યું હતું કે પાણીપત પાસે આવેલા બાગપથ[1] નામના ગામમાં તે મુકામ કરી રહ્યો હતો. ત્યાં તેને જોનપુરના અમીરો તરફથી એક કાસદ પોતાના સુલતાન તરીકે સ્વીકારી ત્યાંના તખ્તનો કબજો લેવા નિમંત્રણ આપવાનો પેગામ લઈ આવ્યો હતો. તે વખતે તેનો સ્વીકાર કરી ત્યાં જતાં રસ્તામાં તેના પિતા સુલતાન મુઝફ્ફરશાહના અવસાન અને સિકંદરખાનની તખ્તનશીની અંગેની ખબર આપતો મિત્ર-અમીરો તરફથી પાઠવવામાં આવેલો પત્ર મળ્યો.[2] તેમાં જણાવવામાં આવ્યું હતું કે ગુજરાતના અમીરો નવા તંત્રથી રાજી નથી અને તેથી તમારે ગુજરાતમાં આવી રાજ્ય વહીવટ હાથમાં લેવો. આ પત્ર મળતાં તેણે જોનપુરના અમીરો ઉપર વિનયપૂર્વક દિલગીરી દર્શાવતો પત્ર કાસદને આપ્યો અને તે અમદાવાદ તરફ રવાના થયો. ચિતોડ થઈ ડુંગરપુર આવતાં ત્યાંના રાજા અને કેટલાક અમીરો જે સિકંદરખાનની તરફેણના હતા તે પણ તેની સાથે જોડાયા અને ત્યાંથી જ તેનો પક્ષ મજબૂત બનતો ગયો. બહાદુરખાને પોતે આવી પહોંચ્યો હોવાનો પેગામ ત્યાંથી તાજખાન નરપાલી ઉપર પાઠવ્યો અને તે મળતાં વેંત તાજખાન ફોજ લઈ ધંધુકાથી નીકળી તેને સામો મળવા ગયો. બહાદુરખાન મોડાસા વટાવી પાટણ આવી રહ્યો હતો ત્યાં તેને રસ્તામાં તાજખાન નરપાલી શાહી છત્ર લઈ સામે મળ્યો અને પાટણની બહાર તંબુઓમાં એ લોકોએ છાવણી નાખી. અહીં ઘણા મુઝફ્ફરશાહી

૧. એ ગામ અંગે ક્લાઈવ બેલીએ 'મિર્આતે સિકંદરી'ના તરજુમામાં જણાવ્યું છે કે એ દિલ્હી પાસે છે અને એ મહાભારતમાંનું જૂનું સ્થળ વ્યાઘ્રપ્રસ્થ છે.



૨. ચિતોડમાં તાજખાન નરપાલીનો પત્ર તેને મળ્યો.

અમીરોએ બહાદુરખાનને આવકાર આપ્યો. પાટણમાં બહાદુરખાનને ગુજરાતના સુલતાન તરીકે જાહેર કરવામાં આવ્યો. ત્યાંથી શાહી છત્ર અને મહાન અમીરો તથા લશ્કર સાથે બહાદુરખાને અમદાવાદ તરફ કૂચ કરી. હવે તે બહાદુરખાન મટી બહાદુરશાહ ખિતાબથી ઓળખાયો. તેણે કાળુપુર દરવાજેથી અમદાવાદમાં પ્રવેશ કર્યો અને તખ્તનશીની માટે મુબારક રમજાન ઈદનો પવિત્ર દિવસ નક્કી કર્યો (ઈ.સ. ૧૫૨૬ના જુલાઈની ૧૧ મી). ભદ્રના જૂના શાહી મહેલના શૃંગાર-મંડપ(કે જેનાં બારણાં અને દીવાલો સોનાથી મઢેલાં હતાં તે)માં દરબાર ભરી તખ્તનશીનીની વિધિ કરવામાં આવી.

ઈમાદુલ્ મુલ્કે પણ પોતાની સત્તા જાળવી રાખવા છેવટના પ્રયત્નો કર્યા હતા, પરંતુ તેમાં તે ફાવ્યો નહિ. ઘણા અમીરો તેનો પક્ષ છોડી સુલતાન બહાદુરશાહના પક્ષમાં જોડાઈ ગયા.

ઈમાદુલ્ મુલ્ક સામેની યોગ્ય કાર્યવાહી પૂરી ન થાય ત્યાં સુધી સુલતાન બહાદુરશાહના દિલને શાંતિ થાય એમ ન હતું. તેથી તેણે ઝડપભેર મોહમ્મદાબાદ તરફ કૂચ કરી. કોઈ પણ પ્રકારના અવરોધ વિના તે આગળ વધ્યો. નડિયાદથી કૂચ કરી મહી નદી ઉપર સુલતાન પહોંચ્યો ત્યારે મોહમ્મદાબાદમાં ઈમાદુલ્ મુલ્ક ખુશકદમ બિલકુલ હતાશ થઈ ગયો. તેને બહાદુરશાહની કામયાબી અંગે ખાતરી થઈ ગઈ. તેણે બાળ સુલતાન નસીરખાનનો સાથ છોડી દીધો અને તેની પરવા કરી નહિ. શાહી રક્ષકો તેના ઉપર દેખરેખ રાખતા રહ્યા, પરંતુ તે નજરકેદની હાલતમાં હતો.

સુલતાને મોહમ્મદાબાદ પાયતખ્તમાં પ્રવેશ કર્યો તે પછી ઈમાદુલ્ મુલ્ક ખુશકદમને ગિરફતાર કરી તેને ફાંસીએ લટકાવ્યો. તદુપરાંત જે કોઈએ તેના ભાઈ સિકંદરખાનના ખૂનમાં ભાગ લીધો હતો[1] તેમની તેણે કતલ કરાવી. બહાઉલ્-મુલ્ક, જેણે સિકંદરખાનનું ખૂન કર્યું હતું તેની ચામડી ઉતરડાવીને તેને ફાંસીએ લટકાવ્યો. એવા કેટલાકને તેણે તોપને મોઢેથી ઉડાડી મુકાવ્યા.

### બહાદુરશાહ (૧૫૨૬ થી ૧૫૩૭)

ઈ.સ. ૧૫૨૬ના ઑગષ્ટની તા. ૧૪ મીએ સુલતાન બહાદુરશાહે મોહમ્મદાબાદમાં તખ્તનીશીનીની વિધિ ફરીથી કરી. અમીરોને ખિતાબો એનાયત કર્યા. તાજખાન નરપાલીને વડો વજીર નીમ્યો.



---

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૬૨ (મુંબઈ), 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૬૯.

સુલતાનના ભાઈ લતીફખાન અંગેની કાર્યવાહી બાકી હતી. તે પોતાના હિતમાં સંજોગો બદલાય એવી તક મળવાની આશાએ સંતાતો ફરતો હતો. મોહમ્મદાબાદમાં સુલતાન બહાદુરશાહ પહોંચ્યો તે પછી કેટલાક અમીરોની સલાહથી તે પાલણપુર થઈ ડુંગરપુર તરફ નાસી છૂટ્યો અને ત્યાંથી તે નંદરબાર-સુલતાનપુર તરફ ગયો. ત્યાં તેને કેટલાક અમીરોએ સાથ આપ્યો. મોહમ્મદાબાદ-માંના તેના હિમાયતીઓને તો ગિરફતાર કરી લેવામાં આવ્યા હતા અને તેમનાં ઘરો તોફાની લોકોએ લૂંટી પણ લીધાં હતાં.

સુલતાનપુરનો થાણાદાર અમીર ગાઝીખાન સુલતાન બહાદુરશાહના ફરમાનથી લતીફખાનનો સામનો કરવા નીકળ્યો. લડાઈ થઈ તેમાં લતીફખાનના સાથીદારો નાસી છૂટ્યા અને તે ગંભીર પ્રકારે ઘવાયો અને કેદ પકડાયો. અમીર ગાઝીખાન તરફથી આ સમાચાર મળતાં સુલતાને તેની સારી સારવાર કરવાનો તથા તેને દરબારમાં મોકલી આપવાનો હુકમ કર્યો, પરંતુ હુકમનો અમલ કરી તેને મોહમ્મદા-બાદ તરફ લઈ જતા હતા એટલામાં રસ્તામાં જ તેનું અવસાન થયું.

તે પછી તે જ સાલ (ઈ.સ. ૧૫૨૬) દરમિયાન સુલતાને ઈર્ષાના માર્યા બાળ સુલતાન નસીરખાન(ઉર્ફે સુલતાન મહમૂદશાહ બીજા)ને તથા બાકી રહેલા ત્રણ શાહજાદાઓને ઝેર આપાવી[૧] મોતને ઘાટ ઉતરાવી મૂકયા. કેદી તરીકે રાખવામાં આવેલા કેટલાક અમીરોની પણ સુલતાને કતલ કરાવી. તેની આવી ક્રૂર નીતિથી પ્રદેશમાં હાહાકાર મચી ગયો.

તે પછી ઈડર અને વાગડના પ્રદેશોમાં વ્યવસ્થા સ્થાપી. પાલણપુરનો ઉદયસિંહ સરહદ ઉપર બળવાખોરોને આશ્રય આપતો હતો. તેને વશ કરવા વજીર તાજખાન નરપાલીને મોટું લશ્કર આપી સુલતાને મોકલ્યો. તેણે તે પ્રદેશને પાયમાલ કરવામાં કમી રાખી નહિ. એક જ મહિનામાં તેને તે કાબૂમાં લાવ્યો. આમ એક બાજુનો ઇંતેજામ કર્યો તે પછી તે જ સાલે સુલતાન શિકાર ખેલવા મોહમ્મદાબાદની બહાર ગયો. રસ્તામાં ખંભાતના લોકો તરફથી એક ફરિયાદ આવી કે ત્યાંનો આમેલ (દારોગો) ઘણો જુલમ કરે છે. સુલતાને વજીર તાજખાન નરપાલીને એ બાબતમાં તપાસ કરવા મોકલ્યો અને ગુનો સાબિત થાય તો તેને બરતરફ કરવાનો હુકમ કર્યો. શિકાર ખેલ્યા બાદ સુલતાન મોહમ્મદાબાદમાં પાછો આવ્યો અને વજીર તાજખાન પણ ત્યાં પહોંચ્યો.



૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૨૬૩ (મુંબઈ); 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૬૧.

**તાજખાન નરપાલીનું વજીરપદ ઉપરથી રાજીનામું અને તેના સ્થાને ખુદાવંદખાન**

નસીરખાન (ઉર્ફે સુલતાન મહમૂદશાહ બીજા) તેમ જ લતીફખાનના તરફદાર અમીરોની કતલ કરવામાં આવી હતી; કેટલાક અમીરોને પ્રદેશમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા; કેટલાક શાહજાદાઓને બંડ કરે એવા ડરથી મોતને ઘાટ ઉતારી દેવામાં આવ્યા હતા વગેરે એવી સર્વ કાર્યવાહી તાજખાન નરપાલીની પ્રેરણાથી જ બની હતી એવું તે સર્વના સંબંધીઓને લાગતું હતું. એને લઈને આખું રાજકીય વાતાવરણ વજીર તાજખાનની વિરુદ્ધ બની ગયું હતું. એવાં કારણોને લઈને તેમ જ સુલતાન તેની સલાહની બહુ પરવા હવે કરતો ન જણાતાં તેણે એટલે કે તાજખાને સુલતાનને વિનંતી કરી કે મને કેટલાંક ગામો જીવનનિર્વાહ માટે એનાયત કરો કે જેથી હું નિવૃત્ત જીવન સારી રીતે ગુજારી શકું. સુલતાને તેને વજીરપદ ઉપર ચાલુ રહેવા બહુ સમજાવ્યો, પરંતુ તે એકનો બે થયો નહિ. તેથી નછૂટકે સુલતાને તેના રાજીનામાનો સ્વીકાર કર્યો અને જીવ્યો ત્યાં સુધી તાજખાને સંતોષી અને શાંતિમય જીવન ગુજાર્યું.[૧]

તે પછી સુલતાને અમીર ખુદાવંદખાનને તેના સ્થાન ઉપર વજીર તરીકે નીમ્યો.

બીજે વરસે એટલે કે ઈ.સ. ૧૫૨૭માં સુલતાન ખંભાત તરફ શિકાર ખેલવા ગયો. તે સમયે મલેક અયાઝનો પુત્ર ઈલિયાસ તેને મળ્યો અને તેના ભાઈ મલેક ઈસ્હાક (ચિંગીઝખાન), જે સોરઠનો નાઝિમ હતો તેને અંગે તેણે ફરિયાદ કરી કે "દ્વારકા(જગત)માંના સુલતાન(બહાદુરશાહ)ના એક કહ્યાગરા હિંદુ ખંડિયા ઉપર તેણે કોઈ પણ કારણ વિના આક્રમણ કર્યું અને તેને પકડી લીધો અને થોડા દિવસમાં જ કેદી અવસ્થામાં તે મરણ પામ્યો. આવી મલેક ઈસ્હાકે ઘણી અયોગ્ય પ્રવૃત્તિઓ કરી. અંતે સોરઠના જમીનદારોની ઉશ્કેરણીથી પાંચ હજાર સવારોને લઈને તે દીવનો કબજો લેવા ગયો. તેનો ઇરાદો ફરેબ અને દગાથી ટાપુમાં ઘૂસી જઈ મુસલમાનોને ત્યાંથી કાઢી મૂકી પોર્ટુગીઝોને તે સોંપી દેવાનો હતો. એ ઉપરાંત દીવમાં ત્યાંના અમીરે બહર (નૌકા સેનાધિપતિ) મહમૂદ આગાને આ ખબર મળી ગઈ હતી. તેણે તેનો સામનો કર્યો. તેણે તોપખાનું સામે લાવીને એકાએક એવી તો આતશબાજી કરી કે તેના હજારો હિંદુ સાથીઓની ખુવારી થઈ. અંતે નિરાશ થઈ તેણે પાછા જવું પડયું."[૨]

---

૧. ઝફરુલ્‌વાલિહ, ભા. ૧, પૃ. ૧૪૧ (લંડન).

૨. ઝફરુલ્‌વાલિહ, ભા. ૧, પૃ. ૧૫૦ (લંડન). આનો અર્થ એવો થાય છે કે સુલતાન મહમૂદશાહ બેગડાએ દ્વારકા (જગત) જીતી લઈને ફરીથી રાજાના કોઈ વંશજને તાબેદાર રહેવાની શરતે તે પ્રદેશ પરત સોંપ્યો હતો.

આ ખબર સાંભળી સુલતાન બહાદુરશાહ તરત જ ખંભાતથી કૂચ કરી ધંધુકા અને રાણપુરને રસ્તે જસદણ પહોંચ્યો. એ ખબર ઈસ્હાકને મળતાં તે સોરઠની સરહદની બહાર કચ્છના રણ તરફ ભાગી ગયો. સુલતાન તે પછી જૂનાગઢના કિલ્લાથી પંદર કોસ ઉપર આવેલા દેવલીમાં પહોંચ્યો અને ત્યાંથી ખાનેખાનાન ખુર્રમખાનને ઈસ્હાકનો પીછો કરવા રવાના કર્યો. એ ખબર મળતાં ઈસ્હાક રણ વટાવીને આગળ ગયો. દેવલીમાં દશેક દિવસ ગાળી સુલતાને દેલવાડા જઈ મુકામ કર્યો અને ત્યાંથી તે દીવ ગયો. ત્યાં મલેક આયાઝનો બીજો પુત્ર મલેક તૂગાન[1] આવ્યો અને સુલતાનની કદમબોસી કરી.[2] સુલતાને તેને મલેક ઈસ્હાકના સ્થાન ઉપર નીમ્યો. તે તેની ક્ષમતા અને શકિત માટે લોકોમાં જાણીતો હતો. ત્યાં એક માસ રહી સુલતાને ત્યાંની વ્યવસ્થા કરી. અમીર કિવામુલ્ મુલ્કને દીવનો શાહ બંદર (નાઝિમ) અને અમીર મુજાહિદખાનને જૂનાગઢનો નાઝિમ નીમ્યો. તે પછી તે ઘોઘાને રસ્તે અમદાવાદ પરત પહોંચ્યો.

મેવાડના રાણા સંગ્રામસિંહનો પુત્ર વિક્રમાજિત સુલતાનોને યોગ્ય એવી ભેટો લઈ આવ્યો હતો તેને સુલતાને મુલાકાત આપી. અમદાવાદમાં એક મહિનો રહી સુલતાન ખંભાત ગયો અને ત્રણ દિવસ ત્યાં ગાળી મોહમ્મદાબાદ ગયો (ઈ.સ. ૧૫૨૭). થોડા દિવસ પછી નાંદોદ તરફ શિકાર કરી સુરત (તે વખતે નાનું ગામ હતું) થઈ તે રાંદેર બંદરે પહોંચ્યો. ત્યાંથી કૂચ કરી એક રાત અને એક દિનમાં મોહમ્મદાબાદ પહોંચ્યો અને ચાર મહિના ત્યાં ગાળ્યા. કેટલાક સમયથી આવેલા મેવાડના રાજકુંવરને તેણે ત્યાંથી વિદાય આપી.[3]

તે જ સાલ એટલે કે ઈ.સ. ૧૫૨૭માં સુલતાન ફરીથી દીવ ગયો. ત્યાં થોડા દિવસ ગાળી એક રાત્રે ઘોડા ઉપર સવાર થઈ ખંભાત પહોંચ્યો. ત્યાંથી થોડા દિવસ રહી તે જહાજમાં ઘોઘા પહોંચ્યો. ત્યાંથી દીવ ગયો અને બે દિવસ પછી જહાજમાં સવાર થઈને તે ખંભાત આવ્યો અને તે પછી અમદાવાદમાં આવ્યો. સુલતાન બહાદુરશાહની આ આવજા અને ઝડપી મુસાફરી ઉપરથી એ સમય દરમિયાન જે કોઈ થોડા જ સમયમાં લાંબી મુસાફરી કરે તેને માટે 'અલ્ ગારે બહાદુરશાહી' (બહાદુરશાહી અલગાર) મુહાવરો પ્રચલિત થયો.

---

૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૨૬૬ (મુંબઈ); 'The Cambridge History of India', Vol. III, p. 324.

૨. 'ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ', ભા. ૧, પૃ. ૧૫૦ (લંડન).

૩. 'મિર્આતે સિકંદરી', પૃ. ૨૧૩ (મુંબઈ).

ગુજરાતનો વેપાર સુરક્ષિત કરવા માટે સુલતાને ભરૂચનો શહેરપનાહ જે તૂટી ગયો હતો અને મરામત કરાવવા યોગ્ય થઈ ગયો હતો તે માટે ભરૂચની આસપાસ ફસીલ (દીવાલ) ફરીથી તૈયાર કરવાનો હુકમ કર્યો. તે પછી સુલતાન કપડવંજ થઈ ડુંગરપુરને તારાજ કરતો પાટણમાંથી પસાર થઈ અમદાવાદ પહોંચ્યો અને ત્યાંથી મોહમ્મદાબાદ ગયો.

તે પછી ઈ.સ. ૧૫૨૮ના મેની તા. ૨૦મીએ ભરૂચની નવી ફસીલ (દીવાલ) જોવા તે ત્યાં ગયો અને ત્યાંથી ખંભાત જઈ છાવણી નાખી ત્યાં થોડો સમય રહ્યો.

એ દરમિયાન સુલતાન એક દિવસ સહેલ કરતો હતો ત્યારે એક લડાયક જહાજ ત્યાં આવ્યું. તેમાંના માણસોએ ખબર આપી કે પોર્ટુગીઝોનું એક જહાજ સામા પવનને લઈને દીવ આવી પહોંચેલું છે તેને પકડવામાં આવ્યું છે અને ત્યાંના શાહ બંદર (નાઝિમ) કિવામુલ્મુલ્કે તેમાંના તમામ માણસોને ગિરફતાર કર્યાં છે. એ સાંભળી સુલતાન દીવ ગયો. કેદ પકડાયેલા પોર્ટુગીઝોએ ઈસ્લામ સ્વીકાર્યો, જેથી તેમને સુલતાને છોડી મૂક્યા.[૧] ત્યાંથી તે ખંભાત થઈ મોહમ્મદાબાદ પાછો ગયો.

### દખ્ખણના વિજયો

બહમની રાજ્ય ઈસવી પંદરમી સદીના અંત ભાગમાં પાંચ ભાગોમાં વિભક્ત હતું. વરાડમાં ઈમાદશાહી, બિજાપુરમાં આદિલશાહી, અહમદનગરમાં નિઝામશાહી, ગોવળકોંડામાં કુત્બશાહી અને બીડરમાં બરીદશાહી રાજવંશોનાં શાસનો શરૂ થયાં હતાં. એ રાજ્યો હમેશાં માંહોમાંહે અને ખાનદેશ સાથે લડતાં રહેતાં હતાં.

એમાંના માંહોમાંહેના ઝઘડાઓના નિકાલ બાબતમાં (ઈ.સ. ૧૫૨૭માં) સુલતાન બહાદુરશાહની દરમિયાનગીરી માટે વિનંતી કરવામાં આવી. ખાનદેશનો સુલતાન મીરાન મોહમ્મદશાહ ફારૂકી સુલતાન બહાદુરશાહનો ભાણેજ થતો હતો. તેણે સુલતાન બહાદુરશાહ તથા વરાડના સુલતાન અલાઉદ્દીન ઈમાદશાહ પાસે અહમદનગરના સુલતાન બુરહાન નિઝામશાહ સામે મદદ માગી. સુલતાન બુરહાન નિઝામશાહને બીડરના સુલતાન અમીરઅલી બરીદની મદદ મળતી રહેતી.



૧. 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૨૧૦.

સુલતાન બહાદુરશાહે જાતે એક લશ્કર લઈ ઈ.સ. ૧૫૨૮ના સપ્ટેમ્બરમાં દખ્ખણ તરફ કૂચ કરી. તે વડોદરા થઈને નંદરબાર પહોંચ્યો. ત્યાં તેની સાથે ખાનદેશના સુલતાન મીરાન મોહમ્મદશાહ ફારૂકી અને વરાડનો સુલતાન આલાઉદ્દીન ઈમાદ-શાહ જોડાયા. એ ત્રણેનાં લશ્કરોએ સુલતાન બુરહાન નિઝામશાહના કબજા હેઠળના દોલતાબાદ પાસે છાવણી નાખી. કિલ્લામાંનાં લશ્કરો ગભરાઈ ગયાં. સુલતાન બુરહાન નિઝામશાહે અંતે લડાઈ કરી અને દખ્ખણી ફોજ વેરવિખેર થઈ ગઈ. સુલતાન વિજયી થઈ દોલતાબાદની આસપાસ ઘેરો નાખવા આગળ વધ્યો અને ઘેરો નાખતાં વેંત સુલતાન બુરહાન નિઝામશાહનો એલચી આવ્યો અને જણાવ્યું કે સુલતાન બુરહાન નિઝામશાહને આપની ફરમાન બરદારી ઉઠાવવામાં કંઈ વાંધો નથી. જો તેમના રક્ષણની જુમ્મેદારી આપ લો તો આપની ખિદમતમાં તે હાજર રહેવા તૈયાર છે. સુલતાને તેનો પેગામ માન્ય રાખ્યો. પછી બે ત્રણ વાર મોહલ્લત એલચીઓ મારફત માગી તે વચનભંગ કરતો રહ્યો. અંતે સુલતાન રોષે ભરાયો અને દોલતાબાદના કિલ્લા ઉપર ગોળાબાઝી કરી. પરંતુ તે અજય કિલ્લા ઉપર વીસ દિવસ સુધી ધારેલી અસર થઈ નહિ, ત્યારે ઘેરો ઉઠાવી સુલતાને બીડર તરફ કૂચ કરી એટલે લોકોમાં ખળભળાટ મચ્યો. સુલતાન બુરહાન નિઝામશાહ અને તેના બીજા દખ્ખણી સહાયકોએ ગભરાઈ જઈને પોતાનો એલચી મોકલી સંધિ કરવા આમંત્રણ મોકલ્યું ત્યારે વર્ષાઋતુ નજીક હોવાથી તેણે સુલેહ કરી અને તે એહમ્મદાબાદ પાછો ફર્યો (ઈ.સ. ૧૫૨૯).[૧]

પરંતુ આ સુલેહનું થીંગડું લાંબું ટક્યું નહિ. વરાડના સુલતાન આલાઉદ્દીન ઈમાદશાહનો પુત્ર જાફરખાન સુલતાનના દરબારમાં હાજર થયો અને તેની સાથે તેના પિતાએ મોકલેલો વિનંતી-પત્ર પેશ કર્યો. તેણે તેમાં જણાવ્યું હતું કે સુલતાન બુરહાન નિઝામશાહ સંધિ પ્રમાણે વર્તવા બિલકુલ તૈયાર નથી. જો આપ એક વખત ફરીથી દખ્ખણમાં પધારો તો મકસદ હાંસેલ થશે. આથી સુલતાને ઈ.સ. ૧૫૨૯ની વર્ષાઋતુ પછી મોહમ્મદાબાદથી દક્ષિણ તરફ કૂચ કરી. આ વખતે બાગલાણનો રાઠોડ રાજા બહરજી[૨] તેની ખિદમતમાં હાજર થયો અને સાલ્હેરના કિલ્લામાં તેણે સુલતાનનું સ્વાગત કર્યું. સુલતાન બહાદુરશાહે તેની

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૭૦ (મુંબઈ).

૨. એ બહરજી [કે બહરજૅર કે ભરગોર (મિરૂઆતે સિકંદરી)] કોણ હતો તે સમજાતું નથી. હાજીઉદ્દબીરે (ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ)માં એનું નામ બહેરામ આપેલું છે. એ નામ મુસ્લિમ હોવાનું જણાય છે, પરંતુ આઈને અકબરી(ભા. ૩, પૃ. ૩૯, કલકત્તા)માં એનું નામ બહરજી કે ભરજીવ છે.

ખૂબસૂરત બહેન તેની વેરે પરણાવી અને સુલતાનની ફરમાઈશથી તેની બીજી બહેનની શાદી તેના ભાણેજ એટલે કે ખાનદેશ અને અસીરના સુલતાન મીરાન બુરહાન મોહમ્મદશાહ ફારૂકી જોડે કરી. સુલતાન બહાદુરશાહે બહરજીને બહરખાનનો અને મોહમ્મદને શાહનો ખિતાબ એનાયત કર્યો. તે પછી આખું દખ્ખણ જીતી લેવાના ઉદ્દેશથી સુલતાને અમીરોને ફોજો આપી દખ્ખણનાં જુદાં જુદાં સ્થાનો જીતવા રવાના કર્યા[1] અને સુલતાન પોતે વરાડ તરફ ગયો. એલિચપુર પહોંચ્યા બાદ તેણે વરાડના સુલતાન અલાઉદ્દીન ઈમાદશાહને પોતાના મુલકમાં પોતાના એટલે કે બહાદુરશાહના નામનો ખુતબો મસ્જિદોમાં પઢાવવા સૂચના કરી અને તેણે તેનો અમલ કર્યો. તે પછી સુલતાને પોતાની કૂચ ચાલુ રાખી અને અહમદનગર પહોંચી તે શહેરનો કબજો સહેલાઈથી લીધો, કારણ કે અગાઉથી જ તે ખાલી કરવામાં આવ્યું હતું.[2] જીત્યા બાદ સુલતાને તે શહેરમાંના તમામ લોકોને તેઓ સહીસલામત છે એવું એલાન કર્યું.

તે પછી સુલતાન ત્યાં બાર દિવસ રોકાયો અને લશ્કરને આરામ આપ્યો. ત્યાંના મહેલો અને મકાનોને જમીનદોસ્ત અને બાગોને ખેદાનમેદાન કરવાના હુકમો તેણે આપ્યા.

તેની આ જીતને પરિણામે તરત જ વરાડના અલાઉદ્દીન ઈમાદશાહ અને બીડરના બરીદશાહી સુલતાન વચ્ચે સમાધાન થયું. સુલતાન બહાદુરશાહે બીડર અને અહમદનગરની મસ્જિદોમાં તેના નામના ખુતબા પઢાવવાનો પ્રબંધ કરવામાં આવે તો દુશ્મનાવટનો અંત લાવવા કબૂલ્યું[3] અને તે પ્રમાણે થયું.[25] તે પછી ઈ. સ. ૧૫૩૦ની વસંતઋતુમાં તે ગુજરાતમાં આવ્યો. આ રીતે દક્ષિણના પ્રદેશોમાં ગુજરાતના નામનું આધિપત્ય થયું.

ઈ.સ. ૧૫૩૦માં પોર્ટુગીઝોએ એક કાફલો મુંબઈમાં તૈયાર કર્યો અને દમણ ઉપર આક્રમણ કરી તે લીધું. ઈ.સ. ૧૫૩૧ના ફેબ્રુઆરીમાં તેઓ દીવ આગળ આવ્યા અને તે ઉપર આક્રમણ કર્યું. પરંતુ સુલતાન બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૦માં ત્યાં જઈ તેના રક્ષણ માટેની વ્યવસ્થા કરી હતી. આથી પોર્ટુગીઝો દીવનો કબજો લઈ શકયા નહિ અને ગોવા પાછા ગયા. પરંતુ તેઓ એક કાફલો ખંભાતના બંદરમાં ત્યાંના વેપાર અને વહાણોને નુકસાન પહોંચાડવા મૂકતા ગયા.



૧. મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૭૦.
૨. મિરઆતે સિકંદરી', પૃ. ૨૧૭ (મુંબઈ).
૩. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૭૦.

ઈ.સ. ૧૫૩૧માં સુલતાન બહાદુરશાહે ચોમાસું પૂરું થતાં વાગડ ઉપર ચડાઈ કરવા લશ્કર મોકલ્યું અને તે પોતે મહી નદીને કાંઠે ખાનપુરને રસ્તે થઈ ખંભાત પહોંચ્યો. ત્યાંથી સમુદ્રમાર્ગે તે દીવ ગયો.[૧] ત્યાં પરદેશોથી આવેલાં જહાજોમાં ઘણી જાતનો માલ આવેલો હતો. તેમાંથી કાપડ અને ગુલાબજળ સુલતાને ખરીદ્યાં. મુસ્તફા બિન બહેરામ અને ખાજા સફર સલમાની નામના બે તુર્કો પણ તેમાં આવ્યા હતા. તેણે તે બંનેને રહેવા માટે દીવમાં વ્યવસ્થા કરી. તેઓ પાછળથી મહાન અમીરો થયા.

તે પછી સુલતાન દીવથી વાગડ તરફ રવાના થયો. ડુંગરપુરના રાજા પૃથ્વીરાજે તેની તાબેદારી સ્વીકારી અને તેના રાજકુંવરે ઈસ્લામ સ્વીકાર્યો એટલે સુલતાને વાગડનો પ્રદેશ તે મુસલમાન થયેલા રાજકુંવર અને તેના ભાઈ વચ્ચે વહેંચી આપ્યો.[૨]

**માળવાનો સુલતાન**

માળવાનો સુલતાન મહમૂદશાહ બીજો રાજદ્વારી કુનેહ વિનાનો હતો. તેનાં અવિચારી કાર્યોને લઈને તેનાથી લોકો નારાજ હતા. તેઓમાંના કેટલાકે મેવાડના રાણા રત્નસિંહ[૩] અને કેટલાકે ગુજરાતના સુલતાન પાસે જઈ આશ્રય લીધો હતો. તેનાં આત્મઘાતક કાર્યો પૈકીનું એક એ હતું કે તેણે મેવાડના રાણાના રાજ્યના દક્ષિણના પ્રદેશોમાં લૂંટફાટ કરવા લશ્કર મોકલ્યું, અને બીજું એ હતું કે તેણે સુલતાન મુઝફ્ફરશાહ બીજા(હલીમ)ના શાહજાદા એટલે કે સુલતાન બહાદુરશાહના ભાઈ ચાંદખાનને આશ્રય આપ્યો હતો. સુલતાન બહાદુરશાહે તેને સોંપી દેવાની માગણી કરી ત્યારે તેણે તેમ કરવાનો ઈન્કાર કર્યો હતો. આને લીધે માળવા અને ગુજરાત વચ્ચેના મૈત્રી-સંબંધનો અંત આવ્યો હતો.

---

૧. 'राजपूताना का इतिहास', जिल्द ३, भा. १, पृ. ८५.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૭૪ (મુંબઈ); राजपूताना का इतिहास- (पृ. ८५-८६)માં જણાવવામાં આવ્યું છે કે ડુંગરપુરના રાજાને રક્ષણ અંગે કંઈ આશા રહી નહિ ત્યારે તેણે આધીનતા સ્વીકારીને સુલેહ કરી અને સુલતાનને તે મળી ગયો, પરંતુ તેનો ભાઈ જગા (કે જગમલ) કેટલાક વિશ્વાસુ માણસોને લઈ પહાડોમાં અને પછી ચિતોડમાં જઈ રાણા રત્નસિંહ પાસે પહોંચ્યો. રાણાની સિફારશથી સુલતાને વાગડનું અર્ધું રાજ્ય જગાને આપ્યું.

૩. રત્નસિંહ બીજો રાજા સંગ્રામસિંહ પછી સિક્રીની લડાઈ બાદ મેવાડનો ગાદીપતિ થયો હતો.

એવામાં ઉજ્જૈન અને રાયસીન[1]ના રજપૂત રાજા સિલહદી(શલ્યહતિ)ના પુત્ર ભૂપતરાયે સુલતાન બહાદુરશાહના દરબારમાં જઈ વિનંતીપૂર્વક જણાવ્યું કે માળવાના સુલતાનનો ઈરાદો રાયસીન જીતી લેવાનો છે. મેવાડના રાણા રત્નસિંહનો આ સમયે સુલતાન બહાદુરશાહ સાથે મીઠો સંબંધ હતો. તેણે પોતાના દૂતો તેની પાસે મોકલી કહેવડાવ્યું કે મારા પિતાએ (ઈ.સ. ૧૫૧૯માં) કરેલા ઉપકારો ભૂલી જઈને સુલતાન મહમૂદશાહ મેવાડના પ્રદેશો ઉપર આક્રમણ કરતો રહે છે. ઈ.સ. ૧૫૩૧ના જાન્યુઆરીના અંતમાં રાજા સિલહદી અને રાણો રત્નસિંહ કરજીઘાટ મુકામે સુલતાન બહાદુરશાહને આવી મળ્યા અને આવાં અનેક કારણોને લઈને તેઓએ માળવા ઉપર આક્રમણ કરવા આપસમાં સંમતિ સાધી.

હિંદુઓ અને મુસ્લિમોના સંયુક્ત મહાન લશ્કરે માળવા ઉપર આક્રમણ કર્યું. મેવાડનો રાણો રત્નસિંહ સારંગપુર પહોંચ્યો અને ઉજ્જૈન સુધી પહોંચવાની તૈયારીમાં હતો ત્યારે સુલતાન મહમૂદશાહ બીજો પણ તે તરફ નીકળવાની તૈયારીમાં હતો.

રાયસીન, મેવાડ અને ગુજરાતનું સંયુક્ત લશ્કર ધારા થઈ માંડૂ ઈ.સ. ૧૫૩૧ના માર્ચ મહિનાની ૧૭ મીએ પહોંચ્યું અને ત્યાંના કિલ્લાની આસપાસ તેણે ઘેરો નાખ્યો. માળવાના અનેક અસંતુષ્ટ અમીરો અને અમલદારો તથા ખાનદેશનો તેનો ભાણેજ સુલતાન મીરાન મોહમ્મદશાહ પહેલો સુલતાન બહાદુર-શાહને આવીને મળ્યા. કિલ્લાનો જે સૌથી ઊંચો અને મુશ્કેલીભર્યો ભાગ હતો તે ઉપર ગુજરાતનો સુલતાન રાત્રે ચઢી ગયો. તેની અંદર આગમનની ખબર થતાં માળવાનું લશ્કર ગભરાઈ ગયું. સુલતાને એક નાની ટુકડી સાથે મહેલમાં પ્રવેશ કર્યો. એક કલાકની ખૂનખાર લડાઈ થઈ. તે પછી બીજો કોઈ રસ્તો ન જણાતાં પોતાના સાત શાહજાદાઓ સાથે સુલતાન મહમૂદશાહ ગુજરાતના સુલતાનને શરણે ગયો. શાહજાદો ચાંદખાન કિલ્લામાંથી નીકળી નાસી છૂટયો. સુલતાન બહાદુરશાહે માળવાને ગુજરાત સાથે જોડી દીધું અને તે પોતે માળવાનો સુલતાન હોવાની તેણે જાહેરાત કરી. પોતાના નામના ખુતબો માંડૂ(શાદિયાબાદ અર્થાત્ શાદી એટલે કે આનંદનું શહેર)ની મસ્જિદોમાં પઢાવવાનું ફરમાન તેણે બહાર પાડયું.

કેટલાક મહિના બાદ માળવાના સુલતાન મહમૂદશાહને તેના કુટુંબ સાથે

---

૧. રાયસીનનો કિલ્લો ભોપાળ નજીક વિન્ધ્ય પહાડની આડીઅવળી ટેકરી ઉપર આવેલો છે.

મોહમ્મદાબાદ રવાના કરવામાં આવ્યો. તેમને સુલતાન બહાદુરશાહનો અમીર લાવતો હતો. એટલામાં રસ્તામાં દાહોદ આગળ પાલ-વાગડના[1] ભીલો તથા કોળીઓ તેઓ ઉપર તૂટી પડયા. ધમાલ થઈ. તેમાં સુલતાન મહમૂદશાહના રક્ષકોએ જ તેને (ઈ.સ. ૧૫૩૧ના એપ્રિલની ૧૨મીએ) મારી નાખ્યો અને તેના સાત શાહજાદાઓને મોહમ્મદાબાદમાં લાવી કેદ કરવામાં આવ્યા. તે પછી તેમનું શું થયું તે વિશે કોઈ ઉલ્લેખ મળતો નથી. બહુધા તેમની કતલ કરવામાં આવી હશે એમ માની શકાય.



### સુલતાન બહાદુરશાહ અને શાહ તાહિર (ઈ.સ. ૧૫૩૧)

સુલતાન બહાદુરશાહે ચોમાસું માંડૂમાં ગુજાર્યું. તે પછી તેણે ખાનદેશના પાયતખ્ત બુરહાનપુર તરફ કૂચ કરી. ત્યાં ખાનદેશના સુલતાન મીરાન મોહમ્મદ-શાહે તેનું બહુમાન કર્યું. તદુપરાંત તેણે અહમદનગરના સુલતાન બુરહાન નિઝામશાહ તરફથી આવેલ શાહ તાહિર નામના એલચીને મુલાકાત આપવા સુલતાનને સમજાવ્યો અને તેણે તેમ કરવાની સંમતિ આપી. આ રમુજી પ્રસંગ અહીં નોંધવા જેવો છે.[2]

શાહ તાહિર વાક્ચાતુર્ય અને રાજનીતિમાં નિષ્ણાત હતો. તે એક મહાન વિદ્વાન તેમ જ શાયર પણ હતો.

દખ્ખણના સુલતાનો સાથે સુલતાન બહાદુરશાહે જે સંધિ કરી હતી તેનું બરાબર પાલન સુલતાન બુરહાન નિઝામશાહે કર્યું ન હતું, તેથી ગુજરાતનો સુલતાન તેના પ્રત્યે નારાજ હતો. તે પછી માળવાના સુલતાનની જે દશા થઈ તેની ખબર મળતાં અહમદનગરનો બુરહાન નિઝામશાહ અને અન્ય પાડોશી રાજ્યો ગુજરાતના સુલતાનથી ડરવા લાગ્યાં. આથી સુલતાન બુરહાન નિઝામશાહે પોતે કરેલા કરાર દૃઢ કરવાને તથા માળવામાં સુલતાનને મળેલા વિજય માટે મુબારકબાદી આપવાને બહાને શાહ તાહિરને સુલતાનના દરબારમાં મોકલ્યો. શાહ તાહિર બુરહાનપુરમાં પહોંચ્યો ત્યારે કર્મસંજોગે સુલતાન બહાદુરશાહ પણ ત્યાં જ હતો. સુલતાન બુરહાનશાહ તરફથી શાહ તાહિર જે કેટલાક હાથી અને કીમતી ભેટો લાવેલો તે પેશ કરવા મુલાકાત તેણે માગી. તે આપવામાં સુલતાને થોડું

૧. મહીકાંઠાના ઈશાન ખૂણાની સરહદ ઉપર એ આવેલું છે. એ આખો પ્રદેશ પહાડી અને જંગલી છે.

૨. 'મિર્આતે સિકંદરી' (પૃ. ૨૮૦, મુંબઈ) મુજબ એ બનાવ ઈ.સ. ૧૫૩૨માં બન્યો હતો.

મોડું કર્યું. સુલતાન મીરાન મોહમ્મદશાહને જણાવ્યું કે મેં સાંભળ્યું છે કે સુલતાન બુરહાન નિઝામશાહે માત્ર એક જ વખત મારા નામનો ખુતબો મસ્જિદમાં પઢાવ્યો હતો. ત્યારે તેણે જવાબમાં જણાવ્યું કે સુલતાન બુરહાન નિઝામશાહ આપને વફાદાર છે. તેની શુદ્ધ દિયાનત અને વિશુદ્ધ લાગણી અંગે તેણે સુલતાનને ખાતરી આપી અને તેને પોતાનો શુભેચ્છુ ગણી લેવા તેને સલાહ આપી. સુલતાને તેણે કહેલી બાબત માન્ય રાખી. આના પરિણામે જે રીતે અન્ય સફીરો સાથે સુલતાન મળે તે પ્રકારની મુલાકાત શાહ તાહિરને ગુજરાતના સુલતાને આપી. પરંતુ વજીર ખુદાવંદખાને શાહ તાહિરની વિદ્વતાની ખાસિયત અંગે સુલતાનને વાકેફ કર્યો ત્યારે બીજે દિવસે દરબાર ભરી તેણે તેનું યોગ્ય સન્માન કર્યું અને તેની કદરદાની કરી. તે પછી તેણે તેને વિદાય આપી.

શાહ તાહિર સુલતાન બુરહાન નિઝામશાહ પાસે પહોંચ્યો અને બુરહાનપુર લાવવા તૈયાર કર્યો. આથી સાત હજાર સવારો લઈને સુલતાન બુરહાન નિઝામશાહ બુરહાનપુર તરફ રવાના થયો. તાપી નદી વટાવી તે ખાનદેશના મીરાન મોહમ્મદ-શાહને ચાણકદેવી ગામમાં મળ્યો. તેણે તેને જણાવ્યું કે એવું નક્કી કરવામાં આવ્યું છે કે સુલતાન તખ્ત ઉપર બેસી રહેશે અને આપણે તખ્ત સામે ઊભા રહી સલામ કરીશું. આ સાંભળી સુલતાન બુરહાન નિઝામશાહે શાહ તાહિરને ખાનગીમાં બોલાવી કહ્યું કે "એ કદી બની શકે જ નહિ કે હું તેની સામે અદબ કરી ઊભો રહું અને સલામ કરું." શાહ તાહિરે કહ્યું કે "વ્યાવહારિક એ છે કે એક વખત નમન કરી હંમેશ માટે શાંતિ ભોગવવી." સુલતાન બુરહાન નિઝામશાહે આ સલાહ માન્ય રાખીને તેમ કરવાની સંમતિ આપી. શાહ તાહિરે પોતાના સુલતાનની પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા એક યુકિત કરી. તે માટે બીજે દિવસે સુલતાન મીરાન મોહમ્મદશાહ સાથે નિયત સ્થાન ઉપર સુલતાન બહાદુરશાહને મળવા તે સર્વ રવાના થયા ત્યારે હજરત મોહમ્મદ પેગમ્બરના જમાઈ હજરત અલીના મુબારક હાથે લખાયેલી પાક કુરાનની એક નકલ પોતાના શિર ઉપર મૂકી શાહ તાહિર સુલતાન બુરહાન નિઝામશાહની પડખે રહ્યો અને એ પ્રમાણે તે કરવાનો હોવાની ખબર તેણે વજીર ખુદાવંદખાનને અગાઉથી આપી દીધી હતી. તે ત્રણેય ગુજરાતના સુલતાનની નજીક પહોંચ્યા ત્યારે તેણે સવાલ કર્યો કે "શાહ તાહિરના માથા ઉપર શું છે?" વજીર ખુદાવંદખાનને માહિતી હતી, તેથી તરત જ તેણે જવાબમાં જણાવ્યું કે હજરત અલીએ તૈયાર કરેલી પાક કુરાનની નકલ છે. એ સાંભળતાં વેંત કંઈ પણ વિચાર કર્યા વિના તે એકદમ તખ્ત ઉપરથી ઊઠ્યો અને નીચે ઊતરી તેનું સ્વાગત કરવા તે આગળ વધ્યો. તે પછી શાહ તાહિરના

માથા ઉપરથી પાક કુરાન પોતાના હાથમાં લઈ આંખે લગાડી ત્રણ વાર તેને ચુંબન કર્યું. તે પછી ઊભા ઊભા સુલતાન બુરહાન નિઝામશાહને ગુજરાતી ભાષામાં પૂછ્યું, "કેમ છો?" "સારા છો ને?" સુલતાન નિઝામશાહે ફારસીમાં જવાબ આપ્યો કે "આપનો નિયાઝમંદ છું અને આપને લઈને ખુશખુશાલ છું." આ સાંભળી સુલતાને તખ્ત ઉપર પોતાનું સ્થાન લીધું અને સુલતાન બુરહાન નિઝામશાહ, સુલતાન મીરાન મોહમ્મદશાહ અને શાહ તાહિર તેની સામે ઊભા રહ્યા.

સુલતાનના દિલમાં શાહ તાહિરની વિદ્વતાને લઈને તેને માટે બહુમાન હતું. તે ઊભા રહે તે તેને યોગ્ય લાગ્યું નહિ, તેથી વારંવાર તેને બેસી જવા ગુજરાતના સુલતાને કહ્યું. શાહ તાહિર બોલ્યો, "મારા માલિક બુરહાન નિઝામશાહ ન બેસે ત્યાં સુધી હું કેવી રીતે બેસું?" સુલતાને આથી કહ્યું, "તે પણ બેસે." તે પછી બધા બેસી ગયા. પરંતુ શાહ તાહિર પોતાના સુલતાનથી થોડે છેટે નીચે બેઠો. ગુજરાતના સુલતાને વિવિધ વાતો ફારસી ભાષામાં કરી અને અંતે પોતે ઉઠાવેલી તકલીફોની વિગત આપી. સુલતાન બુરહાન નિઝામશાહે કહ્યું, "જો જુદાઈનો અંજામ મેળાપમાં આવે અને જો તકલીફ પછી આરામ મળે તે અતિ આનંદમય છે. તે પછી બંને સુલતાનો ખુશ થયા. ગુજરાતના સુલતાને કમરબંધ, ખંજર અને રત્નજડિત તરવાર જે પોતે પહેરેલાં હતાં તે છોડી પોતાના હાથે સુલતાન બુરહાન નિઝામશાહની કમર ઉપર બાંધ્યાં અને તેને શાહના ખિતાબથી મુબારકબાદી આપી.[૧] તે પછી સફેદ છત્ર અને આફતાબગીરી જે માળવાના સુલતાન મહમૂદશાહ ખલજી પાસેથી તેણે કબજે કર્યાં હતાં તે મંગાવી તેની ઉપર ધરાવ્યાં. આગળ ઉપર પાંચ ઘોડા અને બે હાથી વગેરે સુલતાન બુરહાન નિઝામશાહને અને બે ઘોડા અને એક જંગી હાથી શાહ તાહિરને એનાયત કર્યાં. તદુપરાંત સુલતાન બુરહાન નિઝામશાહને બીજી કીમતી ભેટો આપી તે સર્વને વિદાય આપી.[૨]

૧. Briggs, 'Tarikh-i-Firishta', Vol. IV, p. 116. એ અંગે 'મિરૂઆતે સિકંદરી'માં જણાવવામાં આવ્યું છે કે "શાહ તાહિરે સુલતાન બુરહાન નિઝામશાહને શાહી ખિતાબ એનાયત કરવાની દરખાસ્ત સુલતાન બહાદુરશાહ આગળ પેશ કરી ત્યારે સુલતાને પૂછ્યું, "તો પછી મારા અને એમનામાં શો ફેર રહેશે?" હાજર જવાબી શાહ તાહિરે જવાબ આપ્યો કે "તો સુલતાન બુરહાન નિઝામુલ્ મુલ્ક શાહ બનશે અને આપ શહેનશાહ (શાહોના શાહ) બનશો. એ જવાબ સાંભળી શાહ ઘણો ખુશ થયો અને સુલતાન બહાદુરશાહનો ગર્વ આથી સંતોષાયો.



૨. તારીખે ફિરિશ્તા, ભા. ૪, પૃ. ૧૮૫-૧૯૫.

 આ લશ્કરી કાર્યવાહી પૂરી થયા બાદ સુલતાન બહાદુરશાહ પણ ગુજરાત તરફ રવાના થયો. કુરબાન ઈદને દિવસે તે મોહમ્મદાબાદમાં પહોંચ્યો અને ત્યાં ધૂમધામથી આનંદ ઉજવવામાં આવ્યો.

### મુસ્તફા રૂમીખાન

વિગતમાં આગળ વધતાં પહેલાં મુસ્તફા રૂમીખાન વિશે થોડી માહિતી આપવી આવશ્યક જણાય છે.

મુસ્તફા રૂમીખાનનું મૂળ નામ મુસ્તફા હતું. તે યમનથી જહાજોના કાફલા સાથે ઈ.સ. ૧૫૩૦માં દીવ બંદરે ઊતર્યો હતો. ત્યાં તે સમયે મલેક તૂગાન હાકેમ હતો. તેણે મુસ્તફાને સુંદર આવકાર આપ્યો અને સુલતાનને એ બાબત વિશે ખબર આપી. તે વખતે ત્યાં ખબર આવી કે ગોવાના પોર્ટુગીઝો આક્રમણ કરવાનો ઈરાદો રાખે છે, કારણ કે તેઓ સાથે મલેક તૂગાનનો ઝઘડો ચાલુ જ હતો. લડાઈ થાય તો તેમાં ભાગ લેવા મુસ્તફાએ પરવાનગી માગી. પોર્ટુગીઝ ગવર્નર નુનો-દ-કુન્હાએ દીવનો કબજો લેવા નૌકા આક્રમણ કર્યું. મુસ્તફા અને તેનાં જહાજોએ મલેક તૂગાનને વિજય અપાવવામાં સુંદર ફાળો આપ્યો (ઈ.સ. ૧૫૩૧). તેણે પોતાનો કાફલો આગળ કરીને ભારે લડાઈ કરી હતી. પોર્ટુગીઝો તેમનો સામનો કરી શક્યા નહિ અને તેઓ ભાગી ગયા. સુલતાન આ જાણી ખુશ થયો અને તેણે મુસ્તફા તથા તેના અન્ય સાથીદારોને મોહમ્મદાબાદમાં બોલાવ્યા. તેના સાથીદારોમાં એક હતો ખાજા તુર્કી સલમાની, જેને પાછળથી ખુદાવંદખાનનો ખિતાબ એનાયત થયો હતો. બીજો હતો કરા હસન તુર્કમાની, જેને પાછળથી જહાંગીરખાનનો ખિતાબ એનાયત થયો હતો અને એવા બીજા પણ હતા. સુલતાન મુસ્તફાને મળી ઘણો ખુશ થયો અને તેની સાથે તેનો ગાઢ સંબંધ બંધાયો. એટલે સુધી કે સુલતાને તેને રૂમીખાનનો ખિતાબ એનાયત કર્યો અને તોપખાનું તેને સોંપ્યું. તેણે જે ચીજો સુલતાનને ભેટ તરીકે આપી હતી તે પૈકીની સો તો જુદી જુદી જાતની તોપો હતી. તેમાંની એકનું નામ ગુજરાતી મિસરી તોપ હતું. તે ઘણી મોટી હતી. તે કોન્સ્ટન્ટિનોપલના મહાન સુલતાન સુલેમાન[૧](ઈ.સ. ૧૫૨૦—૧૫૬૬)ના નામથી તેના નૌકા-સેનાપતિ સલમાન રઈસે મિસરમાં બનાવી હતી. તેનું નામ મુસ્તફાએ લૈલા આપ્યું હતું. તે જોઈ સુલતાન બહાદુરશાહ ઘણો ખુશ થયો હતો. એક બીજી તોપ પણ તેણે બનાવી હતી. તેનું નામ તેણે મજનૂન રાખ્યું હતું, પરંતુ લોકો તેને બહાદુરશાહી નામથી ઓળખતા હતા.



૧. Philip K. Hitti, 'History of the Arabs', p. 722.

સુલતાને રૂમીખાનને સુરત અને રાંદેરથી માંડી માહીમ સુધીના કિનારાના પ્રદેશના હાકેમ નીમ્યો હતો. થોડા સમય બાદ સુલતાને હાકેમ મલેક તૂગાનને દીવમાંથી બરતરફ કરી તેની હકૂમત મુસ્તફાને સોંપી હતી.



**રાયસીનના કિલ્લા ઉપર ચડાઈ અને તેનો લીધેલો કબજો**

પૂર્વ માળવાના સિલહદીપુરના પ્રદેશનું મુખ્ય થાણું રાયસીનના મજબૂત કિલ્લામાં હતું. ઉજ્જૈન, ભીલસા, સારંગપુર અને ચંદેરી સુધીનો પૂર્વનો પ્રદેશ તેના તાબામાં હતો. સિલહદીનો પુત્ર ભૂપતરાય મેવાડના રાણા સંગ્રામસિંહનો જમાઈ થતો હતો એટલે મેવાડને તેની સારી હૂંફ હતી. સિલહદી અને મેવાડનો રાણો રત્નસિંહ સુલતાન બહાદુરશાહ સાથે સારો સંબંધ ધરાવતા હતા. છતાં સુલતાન બહાદુરશાહ કોઈ પણ કારણ શોધીને આસપાસના બધા પ્રદેશો જીતી લઈ ગુજરાતની સરહદ વધારી શહેનશાહ થવાની મહત્ત્વાકાંક્ષા સેવતો હતો.

સુલતાને સિલહદીને પોતાના દરબારમાં બોલાવ્યો, પરંતુ તે તેની સામે હાજર થઈ તેને વફાદાર રહેવાની ખાતરી આપવામાં આનાકાની કરતો હતો. સુલતાન બહાદુરશાહ તેનું બળ તોડવા ભારે પ્રયત્નો કરતો હતો.[26]

સુલતાન એ વખતે માંડૂમાં હતો. તે ત્યાંથી નાલચા ગયો અને ત્યાંથી તે ગુજરાત જાય છે એવી જાહેરાત કરી. આથી એ રીતની ખાતરી થતાં બક્ષિસો મેળવવાની ઈચ્છાથી સુલતાનના દરબારમાં ઉપસ્થિત થવાનો પોતાનો ઈરાદો એણે જણાવ્યો. મલેક અમીન નસીરે તેને એક સો અરબી ઘોડા, ખંભાત બંદરની આવક અને એક લાખ ટંકા રોકડા સુલતાન આપશે એવી લાલચ આપી. આથી તેણે પોતાના પુત્ર ભૂપતરાયને વ્યવસ્થા માટે ઉજ્જૈનમાં રહેવા દીધો અને તે પોતે ઈ.સ. ૧૫૩૨ના પૂર્વાર્ધમાં સુલતાનના દરબારમાં હાજર થયો.[27] સુલતાન તે પછી નાલચાથી કૂચ કરીને ધારા તરફ રવાના થયો અને ખાસ અમીરો સાથે સિલહદીની બાબતમાં મસલત કરી. તેને કેદ કરવામાં આવ્યો અને તેની સાથેના માણસોને લૂંટી વેરવિખેર કરી દેવામાં આવ્યા (ઈ.સ. ૧૫૩૨).

સુલતાને તે પછી પૂર્વ માળવાનાં ઉજ્જૈન, ભીલસા વગેરે મથકો જીતી લીધાં. એવામાં એક એવી ખબર આવી કે ભૂપતરાય પોતાના પિતાની ધરપકડ તથા પોતાની પાછળ ગુજરાતી લશ્કર આવતું હોવાનું સાંભળી ચિતોડ ચાલ્યો ગયો છે અને રાયસીનના રક્ષણનું કામ સિલહદીના ભાઈ લક્ષ્મણસિંહને હસ્તક છે. સુલતાન બહાદુરશાહે બે દિવસ ભીલસામાં મસ્જિદો અને બીજી ઈમારતો

બાંધવાની  ગાળ્યા અને પૂરઝડપે તેણે કૂચ કરી રાયસીનના કિલ્લાથી બે કોસ ઉપર છાવણી નાખી. તે પછી[28] રાયસેનના કિલ્લા નજીક પહોંચતાં વેંત રજપૂતો કિલ્લામાંથી ઊતર્યા અને બીજી ગુજરાતી ફોજ આવે તેની રાહ જોયા વિના પોતાની ફોજ લઈ સુલતાન તેઓ ઉપર તૂટી પડયો. આથી રજપૂતો ગભરાઈને કિલ્લા ઉપર ચઢી ગયા. તે પછી ગુજરાતી ફોજ આવી પહોંચી અને તેણે પણ લડાઈ શરૂ કરી. રાત્રિ દરમિયાન લડાઈ બંધ રાખવામાં આવી અને બીજે દિવસે કિલ્લાની આસપાર ઘેરો નાખવામાં આવ્યો. મુસ્તફા રૂમીખાનના તોપમારાથી કિલ્લાના બે બુરજો તૂટી ગયા. આસપાસના પ્રદેશમાં મુસલમાન લશ્કરે ઘણાં મંદિરો તોડી નાખ્યાં અને તેણે ઘણાને ઈસ્લામ સ્વીકારવાની ફરજ પાડી. એ સમયે પણ કિલ્લાનો ઘેરો ચાલુ રહ્યો હતો. અંતે સિલહદી પોતાની આંખે આ દૃશ્ય નિહાળતાં હતાશા અનુભવવા લાગ્યો. તેથી તેણે નમ્રભાવે સુલતાનને જણાવ્યું કે હું મુસલમાન થાઉં છું અને કિલ્લો આપને સોંપી આપના દરબારી લોકોમાં દાખલ થઈ જાઉં છું. સુલતાને એની વાત પસંદ કરી તેને પોતાની સામે બોલાવી મુસલમાન બનાવ્યો[1] અને તેને કીમતી ખિલાત એનાયત કર્યો. તે પછી પોતાના રસોડામાંથી વિવિધ જાતનું ભોજન મંગાવી તેને ખવડાવ્યું. એ વખતે તેનું નામ અલાઉદ્દીન રાખવામાં આવ્યું. સિલહદીએ તે પછી પોતાના ભાઈ લક્ષ્મણસિંગને બોલાવ્યો. સુલતાને તે બન્નેને એકાંતમાં વાત કરવાની તક આપી. સિલહદીએ તેના ભાઈને કહ્યું કે "હું મુસલમાન થયો છું અને કિલ્લો સુલતાનને સોંપી દેવાનો મારો ઇરાદો છે. જો તેના દરબારમાં હું પોતે ઉપસ્થિત રહું તો કંઈક ધર્મના કારણે અને કંઈક ઉદારતાને લઈને તે મારો પ્રદેશ પાછો સોંપશે એટલું જ નહિ, પરંતુ તેથી પણ કંઈક વધારે મહેરબાની દાખવશે." લક્ષ્મણસિંગે જવાબમાં કહ્યું કે "ડરનો માર્યો તું મુસલમાન થયો અને અમારા પછી તું જીવંત રહેવાની ઇચ્છા રાખે છે, પરંતુ તારો પુત્ર ચિતોડ ગયો છે અને ચાળીસ હજાર ઘોડેસવાર અને બેશુમાર સૈનિકોનું પાયદળ લઈ મદદ માટે આવે છે તો પછી લડાઈના મેદાનમાં જીવંત રહેવું અથવા તો મૃત્યુ વહોરવું બહેતર છે." આમ કહી તે કિલ્લામાં ચાલ્યો ગયો.

બીજે દિવસે બે પહોર ચઢયા છતાં કિલ્લો સિલહદીએ સુલતાનને સોંપ્યો નહિ અને તેને વિનંતી કરી કે જો પરવાનગી હોય તો હું પોતે કિલ્લામાં જઈ

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૮૭ (મુંબઈ); 'Briggs', Vol. IV, p. 119, 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૨૨૧.

આઈને સમજાવું. સુલતાને કેટલાક રક્ષકો સાથે તેને કિલ્લામાં જવાની પરવાનગી આપી. તેણે કિલ્લાની નીચેથી ઘણી બૂમો પાડી, પરંતુ અંદરથી કોઈએ જવાબ આપ્યો નહિ, તેથી સુલતાન પાસે આવી તેણે એ વાત તેને જણાવી ત્યારે સુલતાન રોષે ભરાયો. એટલામાં સિલહદીનો નાનો છોકરો બે હજારની ફોજ લઈ બિરસિયા પ્રદેશમાં આવ્યો, પરંતુ તેની તથા તેના અમલદારોની કતલ સુલતાની ફોજે કરી. આ ખબર સિલહદીને મળી ત્યારે તે હતાશ થઈ ગયો. તે પછી સુલતાન બહાદુરશાહે અમીર બુરહાનુલ્ મુલ્ક બમ્બાનીને હુકમ કર્યો કે સિલહદીને માંડૂ લઈ જઈ ત્યાં કેદમાં રાખો. તે પછી ચિતોડના રાણા તથા ભૂપતરાય તરફથી પણ મદદ આવી. લડાઈ શરૂ થઈ. તેમાં તોપોમાંથી છૂટેલા ગોળાના મારાથી કિલ્લાની તમામ દીવાલો હચમચી ગઈ.

ઈ.સ. ૧૫૩૨ના આરંભમાં લક્ષ્મણસિંગ કિલ્લામાંથી ઊતર્યો અને સુલતાનને કહ્યું કે સિલહદીને માંડૂથી બોલાવી મંગાવો અને હું પણ આપની સેવામાં હાજર થઈશ અને સિલહદીની ભૂલ માફ કરી શાંતિનો પરવાનો એનાયત કરો તો હું કિલ્લો આપને હવાલે કરવા તૈયાર છું. એ સમયે સંજોગોવસાત્ એ દરખાસ્ત સુલતાને માન્ય રાખી અને માંડૂમાંથી સિલહદીને અમીર બુરહાનુલ્ મુલ્ક બંબાની બોલાવી લાવ્યો. લક્ષ્મણસિંગ તરત જ પોતાનાં બંને બાળકો સાથે કિલ્લામાંથી નીચે આવીને સિલહદીને મળ્યો. તે પછી તેણે (એટલે કે લક્ષ્મણસિંગે) સુલતાનને વિનંતી કરી જણાવ્યું કે સિલહદી ઉપર જાય અને સ્ત્રીઓને તેની સાથે નીચે લાવે એવી પરવાનગી આપો, કારણ કે પરપુરુષ જોડે રાજપૂત સ્ત્રી કદી નીચે આવશે નહિ. સિલહદીના અંતઃપુરમાં સાતસો કે આઠસો સ્ત્રીઓ છે, તેથી સિલહદીને આપ કિલ્લા ઉપર જવા દો તો અમારી પ્રતિષ્ઠા રહેશે અને અમો ટીકામાંથી મુક્ત રહીશું. સુલતાને લક્ષ્મણસિંગની એ દરખાસ્ત પણ માન્ય રાખી. તે પછી સુલતાનની એક નાની ફોજ સાથે સિલહદી ઉપર કિલ્લામાં ગયો ત્યારે તેની રાણી દુર્ગાદેવીએ ઈજ્જત અને ધર્મનો ત્યાગ કરવા બાબતમાં સિલહદીને ઘણું સંભળાવ્યું. તેનાં સગાંસંબંધીઓએ પણ તેને ઘણો ઠપકો આપ્યો. આથી તેના સ્નેહીઓને જે કંઈ સહન કરવું પડે તેમાં ભાગીદાર થવાનો સિલહદીએ નિશ્ચય કર્યો અને તે સુલતાન પાસે પાછો ફર્યો નહિ. તેણે લડાઈ ચાલુ રાખવાનું નક્કી કર્યું. રજપૂતોએ કેસરિયાં કરવાનો દૃઢ સંકલ્પ કર્યો અને તેમની સ્ત્રીઓએ જૌહરની તૈયારી કરી (ઈ.સ. ૧૫૩૨ના મેની છઠ્ઠી). સિલહદીની રાણી દુર્ગાવતીએ[૧] હિંદ



૧. ' Briggs, Vol. IV, p. 122.

સ્ત્રીઓની સાથે જે મુસ્લિમ સ્ત્રીઓ પણ હતી, તેમની પાસેથી પણ બળજબરીથી અગ્નિસ્નાન કરાવ્યું.[૧]

સુલતાનને સિલહદી પાછો નહીં ફરે એ બાબતની ખાતરી થઈ ત્યારે તેણે કિલ્લા ઉપર એક અંતિમ આક્રમણ કર્યું અને તેનો કબજો લીધો.[29] તેના સૈનિકોએ અંદર પ્રવેશ કર્યો ત્યારે ત્યાં રાખના ઢગલા તેમણે જોયા. આ રીતે સિલહદી ઉપર વિજય મેળવ્યા બાદ ગુજરાતી સલ્તનતની હદ પૂર્વમાં ભીલસા અને ચંદેરી સુધી વધવા પામી.[30] એ પછી સુલતાન માંડૂ ગયો અને ત્યાંથી મોહમ્મદાબાદ પરત પહોંચ્યો.

## સુલતાન બહાદુરશાહની છેલ્લી મહાન લડાઈ

સુલતાન બહાદુરશાહનો મેવાડના રાણા સાથે મીઠો સંબંધ હતો. છતાં સલ્તનતનો વિસ્તાર કરવાના લોભે તેની સાથેની મૈત્રી અને તેણે અગાઉ કરેલા ઉપકારો ભૂલી જઈને સુલતાને મેવાડ ઉપર ચડાઈ કરવાનું કારણ એવું શોધી કાઢયું કે રાયસીનના કિલ્લાની લડાઈ વખતે રાણાએ મોટા લશ્કર સાથે સિલહદીને મદદ કરી હતી. આ કારણથી તેણે પોતાના ભાણેજ ખાનદેશના મોહમ્મદશાહને લશ્કર લઈ ચિતોડ ઉપર મોકલ્યો અને સુલતાન પોતે પણ તેની પાછળ ઈ.સ. ૧૫૩૨ના નવેમ્બરની ૧૬મીએ[31] મોહમ્મદાબાદ(ચાંપાનેર)થી મોટું લશ્કર લઈ રવાના થયો.

ઈ.સ. ૧૫૩૩ના જાન્યુઆરીના અંતમાં સુલતાને પોતાના દરબારમાંના લોદી શાહજાદા (સુલતાન બુહ્‌લૂલ લોદીના પુત્ર સુલતાન અલાઉદ્દીનના પુત્ર) તાતારખાનને ગુજરાતી લશ્કર સાથે ચિતોડની આસપાસ ઘેરો નાખવા મોકલ્યો. આ વખતે મેવાડની ગાદી ઉપર રાણા સંગ્રામનો પૌત્ર અને રત્નસિંહ(મૃ.: ઈ.સ.

---

૧. સિલહદીના જનાનખાનામાં મુસ્લિમ સ્ત્રીઓની મોટી સંખ્યા હતી. સુલતાન બહાદુરશાહ તે બાબતને એક મહાન અપરાધ ગણતો હતો. કહેવાય છે કે સિલહદીના જનાનખાનામાંની સ્ત્રીઓના પોશાકનો ખર્ચ કોઈ પણ રાજાના જનાનખાનાના કરતાં વિશેષ હતો. તેને ત્યાં નર્તકીઓના ચાર અખાડા (મંડળી) હતા. તેઓમાંની પ્રત્યેક પોતાની વિશિષ્ટ કળામાં અજોડ હતી એમ કહેવાય છે. તેઓ નાચ કરતી ત્યારે ચાળીસ સ્ત્રીઓ મશાલ ધરતી હતી. જૌહર કરનાર સ્ત્રીઓની સંખ્યા સાતસો જેટલી હતી.

૧૫૩૧)નો ભાઈ વિક્રમાજિત[૧] હતો. તેણે તેના પિતાના વખતના મોટા સરદારોની અવગણના કરી હલકા લોકો સાથે મૈત્રી કરવા માંડી હતી અને દરબારમાં સંખ્યાબંધ પહેલવાનોને ભેગા કરી તેમના ઉપર વિશ્વાસ મૂકી મોટા સરદારોની મશ્કરી કરતો હતો. આ કારણથી મેવાડના સરદારો, જાગીરદારો તેમ જ પ્રજા તેના ઉપર સૌ રોષે હતાં. તેમાંના કેટલાક તો રાણાનું રાજ્ય છોડી સુલતાન બહાદુરશાહને આવી મળ્યા હતા. આથી પોતાની યોજના પાર પાડવામાં સુલતાનને મુશ્કેલી નડી નહિ. તાતારખાને ત્યાં પહોંચી તેના જુદા જુદા સાત દરવાજાઓ ઉપર આક્રમણો શરૂ કર્યાં. રાણો કિલ્લામાં ભરાઈ ગયો. બે દરવાજા ઉપર તાતારખાનને વિજય મળ્યો. ઈ.સ. ૧૫૩૩ના ફેબ્રુઆરીની તા. ૧૪મીએ સુલતાન બહાદુરશાહ અને તેનો ભાણેજ ખાનદેશનો સુલતાન મોહમ્મદશાહ અસીરી પણ ત્યાં જઈ પહોંચ્યા.[૩૨] એ વખતે તુર્કી સિપાહસાલાર મુસ્તફા રૂમીખાન દીવથી મોટું તોપખાનું લઈ ત્યાં આવી પહોંચ્યો અને તેણે તોપના મારાથી ચિતોડનો કિલ્લો તોડી પાડવા માંડયો.[૨]

સુલતાનનું લશ્કર એટલું મોટું હતું અને તેની પાસે એટલી તો સામગ્રી હતી કે ચિતોડ જેવા ચાર કિલ્લા લઈ શકે. દારૂણ લડાઈ લડાવા માંડી. ભયંકર આવદશા જોઈને રાજમાતા મહારાણી કર્મવતીએ[૩] દરખાસ્ત મોકલી કે હું વૃદ્ધ આજીજીપૂર્વક અરજ કરું છું કે મારા પુત્રનો ગુનો માફ કરો, જેથી મારા જીવનમાં ફરીથી તાજગી આવે. સુલતાને તેની જે કંઈ દરખાસ્ત હોય તે માન્ય રાખવાનું જણાવ્યું.[33] તદુપરાંત તેણે માળવાના સુલતાન મહમૂદશાહ બીજા પાસેથી રાણા સંગ્રામે જીતેલો તમામ પ્રદેશ અને તે વખતે લૂંટેલો તમામ માલ—રત્નજડિત મુકુટ તથા અમૂલ્ય કમરપટો, કીમતી નગીના, એક કરોડ ટંકાની રોકડી રકમ, દસ હાથી, એકસો ઘોડા—આપવા કબૂલાત આપી.[૪] સુલતાન બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૩ના માર્ચની તા. ૨૪મીએ સંધિનો સ્વીકાર કર્યા પછી તે[34] માંડૂ આવી રહ્યો.

---

૧. સંગ્રામસિંહનો પુત્ર રત્નસિંહ ચાર વરસ રાજ્ય કર્યા બાદ બુંદીના રાવ સાથેના દ્વંદ્વ યુદ્ધમાં માર્યો ગયો હતો (ઈ.સ. ૧૫૩૧). તે પછી તેની ખાલી ગાદી ઉપર વિક્રમાજિત બેઠો હતો.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૨૯૨ (મુંબઈ).

૩. गौरीशंकर ओझा, 'उदयपुर राज्य का इतिहास', पृ. ३९६. પ્રો. કોમિસરિયટે કર્ણાવતી નામ લખેલું છે. (A History of Gujarat, Vol. I, pp. 330, 331). ટૉડના રાજસ્થાનમાં કર્મવતી જ છે.

૪. Bayley, 'History of Gujarat', p. 372.

પણ દિલ્હીના શહેનશાહ હુમાયૂનના વૃદ્ધિ પામતા બળને લઈને સુલતાન બહાદુરશાહને ખાતરી થઈ ગઈ કે ચિતોડનો કિલ્લો તેના કબજામાં રહે તો જ શહેનશાહ સામે લડવાનું સંભવિત બની શકે, તેથી તેણે ચિતોડ ઉપર ફરીથી આક્રમણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. એ કાર્યમાં દીવના મુસ્તફા રૂમીખાનને અગ્રેસર કર્યો અને વિજય થયા પછી ચિતોડનો મુલક તેને જાગીરમાં આપવાની લાલચ આપી.[1]

મેવાડની રાણી કર્મવતીએ[2] ગુજરાતના સુલતાન સાથે અગાઉ શરમાવે એવી જે સંધિ કરી હતી, તેનાથી પણ રાણા વિક્રમાજિતના વર્તનમાં સુધારો થયો ન હતો, એટલે આ બીજી લડાઈ વખતે તેના બીજા કેટલાક સરદારો પણ સુલતાન બહાદુરશાહના પક્ષમાં ચાલ્યા ગયા અને તેને મેવાડ ઉપર આક્રમણ કરવાની તેમણે સલાહ આપી. પરિણામે સુલતાને તેમ કરી ચિતોડની આસપાસ ઘેરો નાખ્યો. રાણા વિક્રમાજિતે શહેનશાહ હુમાયૂન પાસેથી સહાયની માગણી કરી અને એ તકનો લાભ લેવા શહેનશાહ રાણાને મદદ કરવા રવાના થયો. દિલ્હીથી કૂચ કરી તે ગ્વાલિયર પહોંચ્યો અને બે મહિના ત્યાં રહ્યો, પરંતુ જરૂરી કામને લઈને તે ત્યાંથી પાછો આગ્રા ગયો.

એમ પણ કહેવાય છે કે મોગલ શહેનશાહ હુમાયૂને સુલતાન બહાદુરશાહ સામે લડવા ગ્વાલિયરની દિશામાં કૂચ કરી હોવાના સમાચાર એ વખતે મળ્યા, તેથી સુલતાને પોતાના અમીરોની સલાહથી તેને પેગામ પાઠવ્યો કે એક સુલતાન કાફીરો (હિંદુઓ) સામે જેહાદ જગાવતો હોય ત્યારે બીજા મુસ્લિમ શાસકે તેના ઉપર આક્રમણ કરવું યોગ્ય નથી.[3] સુલતાન બહાદુરશાહ ઉપર રોષે હોવા છતાં શહેનશાહ હુમાયૂન આ પેગામ મળતાં ગ્વાલિયરથી આગળ વધ્યો નહિ અને ત્યાં રહી મેવાડના જંગના પરિણામની રાહ જોવા લાગ્યો.

---

૧. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૭૪, 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૦૫ (મુંબઈ).

૨. વુલ્સેલી હેઇગે સંગ્રામસિંહની વિધવા જવાહરબાઈ લખ્યું છે, જે ભૂલ છે (Cambridge, III, p. 330).

૩. 'Briggs', Vol. IV, p. 126.

હિંદુઓએ લખેલા રજપૂતોના ઈતિહાસ મુજબ ચિતોડની મજકૂર લડાઈ દરમિયાન ભયંકર પરિસ્થિતિ સર્જાઈ અને સુલતાન બહાદુરશાહને સુલેહ માટે રાજમાતા કર્મવતીએ કહેણ મોકલ્યું. તે અગાઉ તેણીએ પોતાને સહાય કરવા માટે મોગલ શહેનશાહ હૂમાયૂનને રાખડી મોકલીને પોતાનો રાખીબંધ ભાઈ હોઈને બહેન તરીકે મદદ કરવા વિનંતી કરી હતી. આથી હૂમાયૂન તેની મદદે આગળ વધ્યો.[૧]

મુસ્લિમ ઈતિહાસકારો લખે છે કે સુલતાન બહાદુરશાહ સામે શહેનશાહ હૂમાયૂનને ભારે રોષ હતો. છતાં તેણે પાઠવેલા પેગામને માન આપી તે બિલકુલ તટસ્થ રહ્યો અને સુલતાન જ્યાં સુધી ચિતોડની લડાઈમાં રોકાયેલો રહ્યો ત્યાં સુધી તેના ઉપર તેણે આક્રમણ કર્યું નહિ.[૨]

**શહેનશાહ હૂમાયૂન સાથે સુલતાન બહાદુરશાહનો પત્રવ્યવહાર**

સુલતાન બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૩માં એક સફીર મોગલ શહેનશાહ હુમાયૂન પાસે મોકલ્યો હતો અને તેની સાથે તેણે અજોડ એવી ભેટો મોકલી હતી. હૂમાયૂને સફીરને દરબારમાં સારી રીતે આવકાર આપ્યો હતો અને માનપૂર્વક તેને વિદાય પણ આપી હતી. તેની સાથે તેણે પોતાનો સફીર પણ મોકલ્યો હતો, જે ઉચ્ચ કક્ષાનો અક્કલમંદ અમીર હતો. સુલતાને તેનું સન્માન કર્યું. તેણે તેની સાથે મોકલેલા ખતમાં દોસ્તીના હક્ક ઉપર ભાર મૂકયો હતો અને જણાવ્યું હતું કે "અમારા દુશ્મન દિલ્હીના લોદી ખાનદાનના શાહજાદા તાતારખાન સાથે આપે દોસ્તી કરી છે તથા અમારા બનેવી મોહમ્મદ ઝમાન મિર્ઝાને આપે આશ્રય આપ્યો છે. હવે તે બન્નેને અમારે હવાલે કરી દો અથવા તો આપના મુલકમાંથી હાંકી કાઢો. હવે પછી ભવિષ્યમાં આવું કંઈ બનવું ન જોઈએ એ બાબતમાં કાળજી કરવી જરૂરી છે. અમોએ દૃઢ નિશ્ચય કર્યો છે કે જો કોઈ આપના તરફથી અમારી પાસે આવે તો અમો તેને આશ્રય આપીશું નહિ અને ન તો અમારા પ્રદેશમાં તેને રહેવા દઈશું અને એવું જ વર્તન આપ પણ કરશો એવી આશા રાખીએ છીએ. તેમાં શહેનશાહ હૂમાયૂને સ્પષ્ટ જણાવ્યું હતું કે જો આપ આવા મગરૂરીભર્યા પેગામો પાઠવતા રહેશો તો અમો તમારા તરફ કૂચ કરીશું.



---

૧-૨. James Tod, 'The Annals and Antiquities of Rajasthan', edited by W. Crooke, Vol. I, pp. 364-65.

જવાબમાં સુલતાન બહાદુરશાહે જણાવ્યું કે શાહજાદા મોહમ્મદ ઝમાન મિર્ઝા અમારી સાથે દોસ્તીના સંબંધથી ગૂંથાયેલો છે અને હું તેનો ભંગ કરી શકું નહિ. આગળ ઉપર ઘમંડી શબ્દોમાં તેણે જણાવ્યું કે અમારા પૂર્વજોએ અનેક મુલકોનો કબજો લીધો હતો અને માળવાના સુલતાન મહમૂદશાહ જેવાને તખ્ત આપી સુલતાનો બનાવ્યા હતા. આગળ ઉપર સુલતાને એવો વાંધો લીધો કે "દીવ ઉપર પોર્ટુગીઝોના નૌકાકાફલાઓ આક્રમણ કર્યું તેને મારી હઠાવવામાં હું રોકાયેલો હતો ત્યારે આપે ગ્વાલિયર તરફ કૂચ કરી હતી."

આ પત્રોમાં લખાણનું વલણ અને કેટલાક શબ્દો સુલતાન બહાદુરશાહે એવા વાપર્યા હતા કે તેમાંથી તેના પત્રો અભિમાનથી ભરેલા હોવાનું સાબિત થતું હતું. 'મિરૂઆતે સિકંદરી'માં જણાવવામાં આવ્યું છે કે સુલતાન બહાદુરશાહ ભણેલો ન હતો. મુલ્લા મહમૂદ મુનશી નામના શહેનશાહ હુમાયૂનની નોકરી છોડી આવેલા માણસ પાસે આ પત્રો તેણે લખાવ્યા હતા અને શરાબના નશામાં તે સાંભળી તે ઉપર મહોર મરાવી રવાના કર્યા કરતો. આ ગર્વથી ભરેલા સુલતાન બહાદુરશાહના પત્રવ્યવહારથી તેણે શહેનશાહ હુમાયૂન તરફની કડવાશમાં વૃદ્ધિ કરાવી હતી.

## સુલતાન બહાદુરશાહની ચિતોડ ઉપર ચડાઈ

અંતે સુલતાનને લાગ્યું કે શહેનશાહ હુમાયૂન દલીલથી નહિ, પરંતુ તરવારથી ફેંસલો કરવાની ઈચ્છા રાખે છે. તેથી બને તેટલા જલદી ચિતોડ જીતી લેવું જોઈએ. આથી તેણે ત્યાંના કિલ્લા ઉપર આક્રમણ કર્યું. ચારે બાજુથી તેને ઘેરો નાખ્યો. રાણા માટે એ ઘણો ખરાબ વખત હતો. સુલતાન કિલ્લો જીતવા તલપાપડ થઈ રહ્યો હતો.

સુલતાન ઘેરામાં રોકાયેલો હતો એવે સમયે હુમાયૂનને સુલતાન તરફનો પોતે લખેલા પત્રનો જવાબ મળ્યો. તે માનતો હતો કે સુલતાન તેનાથી પ્રભાવિત હતો, પરંતુ એવું ન હતું. એ જ સમયે ચિતોડની રાજમાતા તરફથી રક્ષા સાથેનો અગાઉ જેનો ઉલ્લેખ આવી ગયો તે પત્ર મળ્યો. તેને સહાય આપવી પોતાની ફરજ સમજી તેણે તેને મદદ કરવાનો નિર્ણય લીધો અને તે આગ્રાથી ગ્વાલિયર પહોંચ્યો અને ત્યાં તે થોડો સમય રોકાયો અને મેવાડના યુદ્ધનું શું પરિણામ આવે છે તેની રાહ જોવા લાગ્યો.

ઈ.સ. ૧૫૩૪ના અંત ભાગમાં ચિતોડનો ઘેરો ચાલુ હતો ત્યારે સુલતાન બહાદુરશાહને શહેનશાહ હૂમાયૂનની યોજના અંગેની માહિતી મળી કે તે તેની સામે કૂચ કરવાની તૈયારી કરી રહ્યો છે. આથી તેણે તેનું ધ્યાન બીજે વાળવા તાતારખાન લોદી[૧] (જે બહલૂલ લોદીનો પૌત્ર થતો હતો તે)ને બયાનાને રસ્તે દિલ્હીનો કબજો લેવાના ઇરાદાથી એક લશ્કર આપી રવાના કર્યો.

તાતારખાન લોદી દિલ્હીના સુલતાન બહલૂલ લોદીનો પૌત્ર થતો હતો. તે ઈ.સ. ૧૫૩૧માં દિલ્હી સલ્તનત મેળવી લેવા બાબતમાં મદદ માટે સુલતાન બહાદુરશાહ પાસે ગુજરાતમાં આવ્યો હતો. સુલતાને તેને સમજાવ્યો કે 'બાબરના હાથ નીચે મોગલોની શક્તિ કેટલી છે તેનો અનુભવ થઈ ગયો છે અને 'હિંદીઓ અને મોગલો કાચ અને પથ્થર સમાન છે', પણ આથડામણ થાય તો તેમાં અને રણથંભોરના હાકેમ બુરહાનુલ્ મુલ્કને તેને દરેક રીતે મદદ કરવા જણાવ્યું. આથી તાતારખાન ચાળીસ હજારનું લશ્કર લઈ બયાના પહોંચ્યો. સુલતાને સુલતાન અલાઉદ્દીન આલમખાન લોદીને કાલિંજર તરફ મોકલ્યો, જેથી ત્યાં તે અશાંતિ પેદા કરે. બુરહાનુલ્ મુલ્ક બમ્બાનીને નાગોરને રસ્તે પંજાબ ઉપર આક્રમણ કરવાનું જણાવ્યું, જેથી કાબુલનો રસ્તો તે બંધ કરી દે અને મોહમ્મદ ઝમાન મિર્ઝા ઘણું કરીને તેમાં જ હતો. સુલતાને પોતાની ગુજરાતી ફોજ શહેનશાહ હૂમાયૂનનો સામનો કરવા પોતે સુરક્ષિત રાખી અને ઇમાદુલ્ મુલ્કને અજમેરમાં રહેવા હુકમ કર્યો, જેથી તે એની નજીકમાં રહે અને જરૂર પડે તો મદદ કરે.

### ચિતોડ-મેવાડની જીત

સુલતાન બહાદુરશાહે ઘેરો બરાબર મજબૂત કર્યો. મુસ્તફા રૂમીખાને તોપો ગોઠવી તોપમારો શરૂ કર્યો. એમ છતાં એ પહાડી કિલ્લો જીતવો મુશ્કેલ હતો. છતાં રાણાના સૈન્યની હાલત ભયંકર રીતે ખરાબ હતી, તેથી મહારાણી કર્મવતીએ તેના સરદારોને એક હૃદયદ્રાવક વિનંતી પાઠવી. તેને માન આપીને રજપૂતોએ ચિતોડના રાણાના રક્ષણાર્થે મરણિયા થઈને લડાઈ કરી, પરંતુ તેઓ મુસ્તફા રૂમીખાનના તોપમારા સામે ટકી શક્યા નહિ. સુરંગથી પિસ્તાળીસ હાથ દીવાલ તૂટી ગઈ. ઘણા મોટા રજપૂત સરદારો અને તેમના હજારો સૈનિકો આ યુદ્ધમાં ખતમ થઈ ગયા. અંતઃપુરની અનેક સ્ત્રીઓએ રાણી કર્મવતીની આગેવાની નીચે જૌહર કર્યું અને ચિતોડ સંપૂર્ણ રીતે સુલતાન બહાદુરશાહના કબજામાં ગયું.



---

૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૦૫ (મુંબઈ), 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૭૪.

સુલતાન બહાદુરશાહના દિલમાં શાંતિ થઈ. તે પછી કિલ્લાની મરામત કરાવી. અને થોડા જ સમયમાં તે ફરીથી મજબૂત બની ગયો. તેણે જંગી શસ્ત્રસરંજામ અને અનાજનો પુરવઠો અંદર એકત્ર કર્યો. તે પછી સુલતાને મુસ્તફા રૂમીખાનને કિલ્લો જીતાયા પછી સોંપી દેવાનો વાયદો કર્યો હતો તે અંગેનો તેને ખ્યાલ આવ્યો અને તે ઈરાદો તેણે મજલિસમાં જાહેર કર્યો ત્યારે કેટલાક અમીરોએ ખાનગી રીતે સુલતાનને સમજ આપી કે આવો મજબૂત કિલ્લો રૂમીખાન જેવા પરદેશીને હવાલે કરવો જોઈએ નહિ. તે બળવો કરે કે ન કરે એ વિશે શી ખાતરી? આ રીતની ભંભેરણીથી ભોળવાઈને સુલતાને ચિતોડનો મુલક તેને લાલચ આપ્યા મુજબ રૂમીખાનને સોંપ્યો નહિ. તેને બદલે તેને ઘણાં ઈનામ અકરામ એનાયત કર્યાં અને કિલ્લો અમીર બુરહાનુલ્‌મુલ્ક બંબાનીને સોંપ્યો.

આથી રૂમીખાન ઘણો નારાજ થયો, પરંતુ સુલતાને તેને સાંત્વન આપ્યું અને તે પણ ખામોશ રહ્યો. એ દરમિયાન અજમેર પણ ગુજરાતી સલ્તનતમાં સામેલ થઈ ગયું.

### ગુજરાતની સલ્તનતની પડતીનો આરંભ

કુદરતી કાનૂન મુજબ એક શાસકની ચઢતી કે પડતી થાય તેની સાથે ત્યાંની પ્રજાનું ભાવિ પણ સંકળાયેલું રહે છે. સુલતાન બહાદુરશાહ ચડતીના શિખર ઉપર હતો. તેની રાજકીય ભૂલો ગુજરાતી સલ્તનતને પડતી તરફ ખેંચતી થઈ ગઈ. સુલતાને અમલદારોની પસંદગી કરવામાં ભયંકર ભૂલ કરી હતી. તાતારખાન, આલમખાન લોદી અને મોહમ્મદ ઝમાન મિર્ઝા એ તમામ હલકા કુટુંબના હતા. તેઓ ભાંગફોડિયા હતા. તેમનામાં રચનાત્મક કાર્ય કરવાની કાબેલિયત ન હતી. તેઓ શેતરંજી ઉપરના શેરો હતા અને ન કે લડાઈના મેદાનના. એ પરદેશીઓમાં સૌથી વિશેષ ખતરનાક મુસ્તફા રૂમીખાન હતો. તે જેવો પોતાની કામગીરીમાં કાબેલ, લાયક અને માહેર હતો તેવો જ તે સ્વાર્થી, લુચ્ચો, દગાબાજ અને બેરહમ હતો. સુલતાન બહાદુરશાહે તેને પ્રતિષ્ઠાવાન બનાવ્યો અને માથે ચઢાવ્યો તેનું પરિણામ ગુજરાતના પ્રદેશને ભોગવવું પડયું.

### રૂમીખાનના દગાને લઈને શહેનશાહ હુમાયૂનને મળેલો વિજય

ચિતોડનો કિલ્લો જીતાયા પછી તેને સુપરત કરવાની લાલચ સુલતાન બહાદુરશાહે મુસ્તફા રૂમીખાનને આપી હતી, પરંતુ તેણે તે પ્રમાણે કર્યું નહિ.

તેનું વેર લેવા તેણે શહેનશાહ હૂમાયૂનના હિતમાં કામગીરી કરવાનો નિશ્ચય કર્યો[1] અને તે મુજબ તેણે હૂમાયૂનને ગ્વાલિયરથી આગળ વધવાનો છૂપી રીતે સંદેશો મોકલ્યો અને તેમાં સુલતાન બહાદુરશાહના લશ્કર ઉપર આક્રમણ કરવામાં આવશે તો તેને જરૂર જ ફતેહ મળશે એવી ખાતરી તેણે તેને આપી. આથી ઈ. સ. ૧૫૩૪ના નવેમ્બર માસના મધ્ય ગાળામાં શહેનશાહ હૂમાયૂને ગ્વાલિયરથી કૂચ કરી અને તે સારંગપુર ગયો. તે પછી આગળ વધી તે ઉજ્જૈન પહોંચ્યો. આ સમાચાર મળતાં સુલતાન બહાદુરશાહ ચિતોડમાં થોડું લશ્કર રાખીને સામનો કરવા રવાના થયો અને તેણે મંદસોર આગળ છાવણી નાખી. બંનેની ફોજો એક તળાવ ઉપર સામસામી હતી. સુલતાન બહાદુરશાહે લડાયક વ્યૂહ ગોઠવવા બાબતમાં મુસ્તફા રૂમીખાનની સલાહ માગી.[2] મુસ્તફા રૂમીખાન તો સુલતાન ઉપર વેર લેવા તત્પર થઈ રહ્યો હતો. તેણે સુલતાનને સમજાવ્યું કે "મારી સત્તા નીચે જે તોપખાનું છે તેવું મજબૂત રોમના સુલતાન સિવાય કોઈ બીજા પાસે નથી. તે ક્યારે કામ આવશે?" મારી એવી સલાહ છે કે આપણે તોપોની ગાડીઓનો કિલ્લો બનાવી દઈશું અને વચ્ચે લશ્કર રાખીશું. દુશ્મનોનું લશ્કર સામે આવશે તો તોપોનો મારો ચલાવીશું, તેથી ફોજ ઉપર રાત્રિ દરમિયાન કોઈ આક્રમણ કરી શકશે નહિ. દિવસ દરમિયાન આપણી ફોજ એ તોપના કિલ્લામાંથી નીકળી લડાઈ કરશે. આ સલાહ માનવા બાબતમાં સુલતાનના અનુભવી અમીરોનો વિરોધ હોવા છતાં સુલતાનને ગળે એ વાત ઊતરી ગઈ. રૂમીખાને બીજી તરફથી શહેનશાહ હૂમાયૂનને પણ લખી જણાવ્યું કે બહારથી આવતી બધી સામગ્રી અનાજ વગેરે આવતું રોકી દેવું અને અવરજવર ન થઈ શકે તેવી રીતે ચારે તરફથી રસ્તા બંધ કરી દેવાની વ્યવસ્થા કરવી. આમ શહેનશાહ હૂમાયૂને કર્યું, જેથી સુલતાનની છાવણીમાં અનાજપાણીની તંગી પડી અને ઘાસચારો પણ મળવો બંધ થઈ ગયો. મોગલો અને ગુજરાતી ફોજો વચ્ચે લડાઈ થઈ. તેમાં ગુજરાતી ફોજ ટક્કર ઝીલી શકી નહિ અને રૂમીખાનનો દ્રોહ જાહેર થયો. એ બાબતની તેને પોતાને માહિતી મળતાં તે નાસી છૂટચો અને શહેનશાહ હૂમાયૂનની પાસે જઈ તેને મળ્યો. સુલતાન બહાદુરશાહ પોતાના લશ્કરને ખબર આપ્યા વિના થોડા રસાલા સાથે માંડૂ તરફ રાત્રિ દરમિયાન ભાગી ગયો (ઈ.સ. ૧૫૩૫ના એપ્રિલની ૨૨ મી). ગુજરાતી લશ્કરમાંના કેટલાક સૈનિકો માર્યા ગયા, કેટલાક કેદ પકડાયા અને કેટલાક નાસી છૂટ્યા.



---

૧. 'મિર્આતે અહમદી', ભા. ૧, પૃ. ૭૪.
૨. 'મિર્આતે સિકંદરી', પૃ. ૩૦૮ (મુંબઈ).

### હૂમાયૂન ગુજરાતમાં

સુલતાન બહાદુરશાહે માંડુના કિલ્લામાં જઈ આશ્રય લીધો. શહેનશાહ હૂમાયૂને તે તરફ કૂચ કરી. એ સમયે એ કિલ્લો સુલતાન બહાદુરશાહ તરફથી સિલહદીનો પુત્ર ભૂપતરાય સંભાળતો હતો. ભૂપતરાયે શહેનશાહ હૂમાયૂન સાથે મળી જઈને કિલ્લાનો દરવાજો ખોલ્યો. તેની અંદર જે લડાઈ થઈ તેમાં કેટલાક સૈનિકો માર્યા ગયા. સુલતાન બીજી બાજુથી ગુજરાત તરફ નાસી છૂટયો અને મહામુસીબત વેઠી મોહમ્મદાબાદમાં પહોંચ્યો. પરંતુ તે શાંતિથી ત્યાં રહી શક્યો નહિ. શહેનશાહ હૂમાયૂન તેનો પીછો કરી તરત જ પાછો આવશે એવી તેને ખાતરી હતી. તે હવે મોગલોથી એવો તો ભયભીત થઈ ગયો હતો કે ગુજરાતની ભૂમિ તજી દેવાનો તેણે નિશ્ચય કર્યો અને તેથી તેણે પોતાના જનાનાની બેગમો તથા અનેક સોનાથી, ચાંદીથી અને ઝવેરાતથી ભરેલી પેટી અને અન્ય કીમતી ચીજો અબ્દુલ્ અઝીઝ આસફખાન વજીરને સોંપી તે સર્વને દીવના બંદરેથી મક્કા લઈ જવાની સૂચના કરી. ઈખ્તિયારખાન વજીર અને રાજા નરસિંહદેવને[1] મોહમ્મદાબાદનો કિલ્લો સોંપી ખંભાત બંદરને રસ્તે તે સોરઠ જવા નીકળ્યો. ત્યાંથી નીકળતાં પહેલાં તેણે શહેરને આગ ચાંપી, પરંતુ તેનાથી વધારે નુકસાન થાય તે પહેલાં શહેનશાહ હૂમાયૂનના લશ્કરે આવી તે હોલવી નાખી.

શહેનશાહ હૂમાયૂન પોતાના એક સરદાર મીર હિંદુ બેગને લશ્કર સાથે મોહમ્મદાબાદમાં મૂકી સમય બગાડયા વિના સુલતાનની પાછળ ખંભાત તરફ એક હજાર ઘોડેસવાર સાથે ગયો, પરંતુ તે જ દિવસે સુલતાન ત્યાંથી દીવ તરફ નીકળી ગયો હતો. ખંભાત બંદરમાં ફિરંગીઓ સામે લડવા તેણે એક સો જંગી જહાજો બંધાવ્યાં હતાં. તે શહેનશાહ હૂમાયૂનના હાથમાં ન જાય, તેથી તેણે બાળી નંખાવ્યાં. શહેનશાહ હૂમાયૂને થોડાક માણસોને સુલતાનની પૂંઠ પકડવા રવાના કરી સમુદ્રકાંઠે પડાવ નાખ્યો. સુલતાનની પાછળ જેઓ ગયા હતા તેઓ સમુદ્ર-કિનારે પહોંચે તે અગાઉ સુલતાન દીવમાં પહોંચી ગયો હતો, તેથી તેઓ પાછા ફર્યા. પોતાની બેગમો તથા ખજાનો વગેરેને સુલતાને પોતાના વિશ્વાસુ વજીર આસફખાન સાથે દસ વહાણોમાં મક્કા રવાના કરી દીધાં. આ ખજાનામાં જૂનાગઢ, ચાંપાનેર, ચિતોડ અને માળવાનાં રાજ્યો જીતીને ગુજરાતના સુલતાનોએ જે સુવર્ણ, રત્નો વગેરે ભેગું કરેલું હતું તે ત્રણસો જેટલી લોખંડની પેટીઓમાં બધું ભરેલું હતું. છેવટે એ બધું રોમ-તુર્કીના બાદશાહ સુલેમાનના હાથમાં ગયું.


૧. 'મિર્આતે સિકંદરી', પૃ. ૩૧૩ (મુંબઈ).

દીવથી સુલતાને મહમૂદ મોહતરમખાન લારી નામના પોતાના એક વિશ્વાસુ અમીરને ખંભાત મોકલ્યો અને ત્યાં શહેનશાહ હુમાયૂન સાથે મુસ્તફા રૂમીખાન હતો તેને મળવા જણાવ્યું અને તેને શહેનશાહ હુમાયૂન દીવ ઉપર આક્રમણ ન કરે એવું સમજાવવા તેને વિનંતી કરવા કહ્યું. સુલતાનની એ વિનંતી માન્ય રાખીને મુસ્તફા રૂમીખાને શહેનશાહ હુમાયૂનને સમજાવ્યું કે "દીવની આબોહવા આપને માફક આવશે નહિ, તેથી દીવ જવાનું બીજી વખતે રાખો. હાલ ત્યાં જવાની જરૂર નથી." તદુપરાંત અમદાવાદમાં તે સમયે તોફાન ચાલુ હોવાના સમાચાર પણ મળ્યા, તેથી રૂમીખાનની સલાહ મુજબ શહેનશાહ હુમાયૂન ચાંપાનેરના કિલ્લાનો ઘેરો ચાલુ હતો ત્યાં ગયો. એ સમયે ત્યાં સુલતાન બહાદુરશાહ તરફથી ઈખ્તિયારખાન કિલ્લાનું રક્ષણ કરી રહ્યો હતો. શહેનશાહ હુમાયૂને તેની આસપાસ ઘેરો નાખ્યો અને ઈ.સ. ૧૫૩૫ના ઑગષ્ટની તા. ૯મીએ દીવાલ ઉપર ચડી કિલ્લાનો દરવાજો તેના સૈનિકોએ ખોલ્યો અને તેમાં પ્રવેશ કર્યો. ઈખ્તિયારખાન શહેનશાહને શરણે ગયો અને રાવ નરસિંહદેવ એ લડાઈ દરમિયાન માર્યો ગયો.

ચાંપાનેર જીતાયું તેને લઈને શહેનશાહ હુમાયૂનના કબજામાં બેશુમાર ધનદોલત આવ્યાં, તેથી તેનું લશ્કર આનંદમાં રહેવા લાગ્યું. એને લઈને તેણે ગુજરાતીઓ પાસેથી મહેસૂલ વસૂલ કરવાની પરવા કરી નહિ. એમ કહેવાય છે કે સુલતાન બહાદુરશાહના આલમખાન નામના એક નોકરે શરાબના નશામાં શહેનશાહ હુમાયૂનને એક કૂવો બતાવ્યો અને તેમાં પુષ્કળ સોનું હોવાનું જણાવ્યું. તપાસ કરતાં તેમાંથી સોના અને ચાંદીની લગડીઓ મળી. આથી શહેનશાહે ચાંદી અને ત્રાંબાના સિક્કા ત્યાં પડાવ્યા. તેઓ પૈકી જે મળ્યા છે તેમાં હિ. સ. ૯૪૨ (ઈ.સ. ૧૫૩૫) મોહમ્મદાબાદ જીતાયાની સાલ તરીકે અને તેનું નામ શહેર મુકર્રમ (પ્રતિષ્ઠિત શહેર) એવું જોવા મળે છે. તે પછી ગામોના મુખીઓએ સુલતાન બહાદુરશાહને અરજી મોકલી કે મહેસૂલ ઉઘરાવવાનો સમય આવી ગયો છે. કોઈકને હાકેમ નીમી મોકલી આપો, જેથી તે વસૂલ કરે, નહિ તો તે નકામું જશે. તે પછી સુલતાન બહાદુરશાહે અમીર ઈમાદુલ્ મુલ્ક મલેકજીને[1] મહેસૂલ વસૂલ કરવા મોકલ્યો. તે માત્ર સિત્તેર માણસો સાથે નીકળ્યો હતો. જૂનાગઢનો હાકેમ મુજાહિદખાન દશ હજાર ઘોડેસવાર સાથે તેને મળ્યો. તે ઉપરાંત ધંધુકાને



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૧૯ (મુંબઈ). 'ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહ'(ભા. ૧, પૃ. ૨૪૯–૫૦)માં ઈમાદુલ્ મુલ્ક મલેકજીવન છે.

હાકેમ આલમખાન લોદી પણ તેની પાસે પહોંચ્યો. ઈમાદુલ્‌મુલ્કે વટવા આગળ પોતાનો તંબુ ઊભો કર્યો અને ત્યાં પચાસ હજાર સવાર એકત્ર થયા અને તેણે ભૂમિકર ઉઘરાવવાનું શરૂ કર્યું.

ચાંપાનેર જીત્યાને હજુ તો પાંચ છ દિવસ થયા હતા. એટલામાં આ ખબર શહેનશાહ હૂમાયૂનને મળી ત્યારે મોહમ્મદાબાદનો કિલ્લો તરદીબેગને સોંપી તે પોતે લશ્કર લઈ અમદાવાદ તરફ ઉપડ્યો. તેનું લશ્કર આવતું હોવાની ખબર પડતાં ઈમાદુલ્‌મુલ્ક તેની સામે ગયો અને નડિયાદ અને મહમૂદાબાદ (વર્તમાન મહેમદાવાદ) વચ્ચે બન્નેનાં લશ્કરોનો ભેટો થયો. લડાઈ થઈ. તેમાં ઈમાદુલ્‌મુલ્ક હાર્યો. તે પછી શહેનશાહ હૂમાયૂન અમદાવાદ પહોંચ્યો અને ત્યાંનાં સ્થળોની મુલાકાત લીધી. ત્યાંના વહીવટની તેણે વ્યવસ્થા કરી. તેણે તેના પોતાના ભાઈ મિર્ઝા અસ્કરીને અમદાવાદમાં, યાદગાર નાસિર મિર્ઝાને પાટણની સરકારમાં અને તરદીબેગને ચાંપાનેરમાં વહીવટ માટે નિયુક્ત કર્યા. તદુપરાંત ભરૂચ, સુરત અને નવસારી કાસિમ હુસેનખાનને, ખંભાત અને વડોદરા દોસ્તબેગને અને અન્ય સ્થળોમાં યોગ્ય અમલદારોની નિમણૂક તેણે કરી. તે પછી સુલતાન બહાદુરશાહનો પીછો કરવાને દીવ તરફ જવા તે નીકળ્યો, પરંતુ તે ધંધુકા પહોંચ્યો ત્યારે સુલતાનના સદ્‌ભાગ્યે (ઈ.સ. ૧૫૩૬માં) શેરખાન[૧] સૂરિએ બિહાર અને બંગાળામાં, મલ્લૂકાદિરે માળવામાં અને મોહમ્મદ ઝમાન મિર્ઝાએ લાહોરમાં બળવા કર્યા હોવાની ખબર મળી. ગુજરાત ઉપર પોતાની સત્તા મજબૂત કરવાની વ્યવસ્થા કર્યા વિના હૂમાયૂનને તાત્કાલિક પાયતખ્ત આગ્રામાં પહોંચવા માટે બુરહાનપુર આસીરને રસ્તે માંડૂ તરફ નીકળી જવું પડ્યું[૨] (ઈ.સ. ૧૫૩૫).

## પોર્ટુગીઝો અને સુલતાન બહાદુરશાહ

સુલતાન મુઝફ્ફરશાહ બીજા (હલીમ ઈ.સ. ૧૫૧૧–૧૫૨૫)ના સમયમાં દીવમાં કોઠી બાંધવાની રજા મેળવવા માટે પોર્ટુગીઝો બહુ મથ્યા હતા, પરંતુ મલેક અયાઝ (મૃ.: ઈ.સ. ૧૫૨૨) જેવા બાહોશ મીરે બહર (નૌકાસેનાધિપતિ)ની શક્તિ અને કુનેહને લીધે તેઓ ફાવ્યા ન હતા. મલેક અયાઝ પછી તેના પુત્ર મલેક તૂગાનના અને તેના પછી મલેક મુસ્તફા રૂમીખાનના અધિકાર દરમિયાન

---

૧. તેણે અફઘાન રાજ્યની ફરીથી સ્થાપના કરી હતી. તે શાસક વંશ સૂરવંશ નામથી ઓળખાતો હતો અને શેરખાન સૂરિ પાછળથી ઈતિહાસમાં શેરશાહ નામથી જાણીતો થયો હતો.



૨. 'Briggs', Vol. IV, p. 130; 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૭૫.

પણ ગુજરાતનાં બંદરો ઘણે અંશે સલામત રહ્યાં હતાં. દીવમાં કોઈ પણ હિસાબે કોઠી બાંધી એ બેટનો કબજો લેવા પોર્ટુગીઝો કોશિશ કરતા હતા અને અલ્ફોન્ઝો-દ-આલ્બુકર્કે શરૂ કરેલું એ કામ નુનો-દ-કુન્હા નામના ગવર્નરે (ઈ.સ. ૧૫૨૯–૧૫૩૮) છેવટે પૂરું કર્યું. ઈ.સ. ૧૫૩૦માં એન્ટોનિયો-દ-સિલ્વેરિયાની સરદારી નીચે એક કાફલો ગવર્નરે ગુજરાતનાં બંદરો તરફ મોકલ્યો. સુરત બંદરમાંનાં વહાણોને આગ ચાંપી તેમને બાળી મૂકયાં. ત્યાંના માણસોની તેણે કતલ કરી અને ત્યાં લૂંટ ચલાવી. ત્યાંથી રાંદેર જઈ ત્યાંનાં નાનાં મોટાં તમામ વહાણોને પણ તેણે બાળ્યાં અને લૂંટયાં. તે પછી તે દમણ ગયો. ત્યાંના લોકો તે ત્યાં આવતો હોવાનું સાંભળીને નાસી ગયા. તેણે તેને આગ ચાંપી. એ પ્રમાણે તેણે આગાશી બંદરે જઈ તેનો અને ત્યાંનાં બંદરોને નાશ કર્યો. આમ દક્ષિણ ગુજરાતમાં ભારે નુકસાન પહોંચાડી પોર્ટુગીઝો પાછા ગયા. તે પછી નુનો-દ-કુન્હાએ ગુજરાતનાં બંદરો ઉપર આક્રમણ કરવા મોટી તૈયાર કરી. ઈ.સ. ૧૫૩૧ના જાન્યુઆરીની દઠ્ઠીએ ગોવાથી ઉપડી મુંબઈ થઈ તે દમણ પહોંચ્યો. દમણ તરત જ તાબે થયું. તે વખતે દીવમાં મલેક તૂગાન હાકેમ હતો. તેને ફોડવાનો નુનોએ પ્રયત્નો કર્યા. તેનો કાફલો એક મહિનો રહીને દીવ પાસે આવેલા શિયાળ બેટ નજીક ઈ.સ. ૧૫૩૧ના ફેબ્રુઆરીની ૭મીએ પહોંચ્યો. એ બેટ ઘણો નાનો હતો. પોર્ટુગીઝોને તે લેવાથી કંઈ ખાસ ફાયદો ન હતો, પરંતુ નુનોની નીતિ ગુજરાતમાં ભય પેદા કરવાની હતી. શિયાળ બેટના લોકોને ગવર્નરે શરણે થવા કહેવરાવ્યું, પરંતુ તેઓએ પોર્ટુગીઝો ગુલામ તરીકે પકડે તે કરતાં મૃત્યુ વધારે પસંદ કર્યું અને તેમનાં પોતાનાં કુટુંબોનો નાશ કર્યો. બાકીના લડી શકે એવા માણસો સારી રીતે લડીને કપાઈ ગયા. આમ ત્યાં એકેએક માણસ મરણને શરણ થયો, તેથી પોર્ટુગીઝો શિયાળ બેટને 'મૃત્યુનો ઘાટ' કહે છે.

ઈ.સ. ૧૫૩૧ના ફેબ્રુઆરીની તા. ૧૧મીએ પોર્ટુગીઝ કાફલો દીવ સામે આવીને ઊભો. મલેક તૂગાને દીવના રક્ષણની સારી તૈયારી કરી રાખી હતી. આ સમયે અમીર મુસ્તફા બીન બહરામ ખાજા સફર સલમાની સાથે તુર્કો અને આરબો સાથે ત્યાં આવી પહોંચ્યો હતો. તેની પાસે સુંદર તોપખાનું હતું. તોપોને કિલ્લા ઉપર ચઢાવી તેણે રક્ષણ માટે સારી વ્યવસ્થા કરી. તેણે બંદર ઉપર આવવાના માર્ગો ઉપર સુરંગો ગોઠવી. લડાઈ થઈ. તેમાં ગુજરાતના તોપખાનાએ પોર્ટુગીઝોની ભારે ખુવારી કરી. એ લડાઈમાં પોર્ટુગીઝો દીવને નુકસાન કરી શકે તેના કરતાં તેમનાં પોતાનાં વહાણોને તેમણે વધારે નુકસાન કર્યું હતું. આ બધું જોઈ નુનો માર્ચની તા. ૧લીએ ગોવા પાછો ફર્યો. ગભરાટમાં મરામત

થઈ શકે એવાં વહાણો પણ તે ત્યાં જ છોડી ગયો. સુલતાન બહાદુરશાહે આ વિજયની ખુશાલીમાં મુસ્તફાને રૂમીખાનનો ખિતાબ એનાયત કર્યો અને ભરૂચની જાગીર તેને આપી અમીર બનાવ્યો.

આ પરાજયથી નુનો એવો તો રોષે ભરાયો કે તે એન્ટોનિયો-દ-સાલ્દાનહા નામના એક અમલદારને ગુજરાતના બંદર ઉપર વેર લેવા મૂકી ગયો હતો. સૌરાષ્ટ્રના કિનારે મહુવા બંદર તેણે બાળ્યું. ત્યાંથી તે ઘોઘા ગયો. તે સમયે તે સારી વસ્તીવાળું અને માલદાર બંદર હતું. ત્યાં સખત લડાઈ કરી તે તેણે લૂંટયું અને બાળ્યું. તે ઉપરાંત તેણે વલસાડ, તારાપુર, મહીમ, કેલવાડ તથા અગાશીને ઘણું નુકસાન પહોંચાડી સુરતને બીજી વાર લૂંટયું. તે પછી તે ગોવા ગયો. તે બાદ નુનોએ દીવ ઉપર વેર લેવા મેન્યુઅલ-દ આલ્બુકર્કને બાર વહાણો આપી દીવ જતાં લાકડાં તથા બીજો માલ અટકાવવા હુકમ કર્યો અને તેણે એ કાર્ય સારી રીતે પાર પાડયું.

ઈ.સ. ૧૫૩૨માં પોર્ટુગીઝોના હુમલામાંથી બચવા સુલતાન બહાદુરશાહે મલેક તૂગાનને વસાઈમાં મજબૂત કિલ્લો બાંધવા હુકમ કર્યો. તે બંધાઈ રહ્યો તે પછી ત્યાં તેણે એક બળવાન લશ્કર મૂકયું. નુનો-દ-કુન્હાને આ વાતની ખબર થઈ ત્યારે તે પોતે ચાર હજાર માણસો અને ૧૫૦ વહાણોનો કાફલો લઈને રવાના થયો, કારણ કે વસાઈની આસપાસનો પ્રદેશ વહાણો બાંધવા માટેના ઉત્તમ જાતના લાકડા માટે પ્રખ્યાત હતો. આવો મોટો કાફલો જોઈને મલેક તૂગાને સુલેહ કરવાને નુનો ઉપર પેગામ મોકલ્યો. પરંતુ તેણે જવાબમાં મોકલેલી ભારે શરતો તે કબૂલ રાખી શકયો નહિ. પોર્ટુગીઝોએ કિલ્લા ઉપર આક્રમણ કરી તે લીધો અને મલેક તૂગાનનું લશ્કર લડાઈનો માલસામાન મૂકીને નાસી છૂટયું. નુનોના સલાહકારોએ મુસ્લિમ કિલ્લો તોડી નાખવા નક્કી કર્યું. પછી તે ગોવા જતાં પહેલાં મેન્યુઅલ-દ-આલ્બુકર્કને બંદરનાં ગામો લૂંટવાનો હુકમ કરતો ગયો. જેથી થાણા, વાંદરા, માહીમ, મુંબઈ વગેરે તેણે તાબે કર્યાં.

દીવ ઉપર નુનો-દ-કુન્હાએ જે નૌકા આક્રમણ કર્યું હતું તેમાં તે ફાવ્યો ન હતો. એ વાત તેને દિલમાં ખૂંચ્યા કરતી હતી. મલેક તૂગાન દીવના હાકેમપદ ઉપર ચાલુ હતો. તેણે નુનોના છૂપા જાસૂસો સાથે કુશળતાપૂર્વક વ્યવહાર ચાલુ રાખ્યો હતો અને તેમાં તેનું પોતાનું મન પામવા દીધા વિના તેઓને તે આશામાં  રમાડતો રહ્યો હતો અને તેઓ તે જ પ્રકારની ખબરો નુનોને મોકલતા રહેતા હતા. નુનોએ પોતાના વિશ્વાસુ માણસ સીમાઓ ફેરિરાને સુલતાન બહાદુરશાહ

પાસે એલચી તરીકે મોકલ્યો. તેની સાથે દુભાષિયા તરીકે જોઆઇ સેન્ટિઆગો હતો. તે એક સાહસિક સિદ્ધાંત રહિત માણસ હતો. પોતાનું કામ થતું હોય તો હિંદુ, ખ્રિસ્તી કે મુસલમાન થવામાં તેને વાંધો ન હતો. દીવમાં તેણે ઇસ્લામ અંગીકાર કર્યો અને સુલતાન બહાદુરશાહનો તે માનીતો બની ગયો. સુલતાને તેને પોતાને ત્યાં નોકરીમાં રાખ્યો અને ફિરંગીખાનનો ખિતાબ એનાયત કર્યો.

એલચી સીમાઓ ફેરિરાને માત્ર એટલી જ સફળતા તેની કામગીરીમાં મળી કે સુલતાન બહાદુરશાહે ગવર્નર નુનો-દ-કોન્હાને મળવાની હા પાડી. આથી તે ગોવાથી ઈ.સ. ૧૫૩૩ના ઑકટોબરમાં દીવ પહોંચવા નીકળ્યો. તે એક સો વહાણો અને બે હજાર પોર્ટુગીઝો સાથે ઠાઠથી દીવ આવ્યો, પરંતુ હવે સુલતાન બહાદુરશાહનો તેને મળવા બાબતમાં વિચાર બદલાઇ ગયો. તે દીવમાં જ હતો છતાં તેણે નુનોને મળવાનું ટાળવા બાબતમાં અનેક બહાનાં કાઢયાં અને મળવાનો દિવસ નક્કી કર્યો જ નહિ.

તે પછી ઈ.સ. ૧૫૩૪માં સુલતાન બહાદુરશાહને એક બાજુ શહેનશાહ હુમાયૂનનો સામનો કરવાનો હતો અને બીજી બાજુ દીવના દરવાજા પોર્ટુગીઝો ખખડાવ્યા કરતા હતા. આ સંજોગોમાં તે ઢીલો પડયો અને મૂંઝવણમાં આવી જઈ પોર્ટુગીઝો સાથે સંધિ કરવાનું તેણે નક્કી કર્યું. તેણે શેખ એવઝને શરમ ઉપજાવે એવી સુલેહ કરવાની સત્તા આપી. તે મુજબ ઈ.સ. ૧૫૩૪ના ડિસેમ્બરમાં તેણે સુલેહ કરી. તેના કરારોમાં ઠરાવવામાં આવ્યું કે (૧) વસાઈ તેની આસપાસના પ્રદેશ અને આવક સાથે પોર્ટુગીઝોને આપી દેવું. (૨) ગુજરાતનાં વહાણો પહેલાં વસાઈ જાય અને ત્યાંથી પોર્ટુગીઝ પરવાનો મેળવીને જ આગળ સમુદ્ર માર્ગે વધી શકે તથા દેશાવરથી ગુજરાતનાં બંદરોએ આવતાં વહાણો પણ એ રીતે વસાઈ આવે અને ત્યાં ઠરાવ પ્રમાણે મહેસૂલ આપ્યા પછી જ આગળ વધે. એમ ન કરવામાં આવે તો એવાં વહાણોને પોર્ટુગીઝો પકડી શકે. (૩) ગુજરાતના કોઈ પણ બંદરમાં મનવાર બાંધવા ઉપર પ્રતિબંધ રહેશે, પરંતુ વેપારી વહાણો બાંધવાની છુટ્ટી રહેશે. (૪) સુલતાન બહાદુરશાહે રૂમીઓ (તુર્કો)ને પોતાના રાજ્યમાં દાખલ થવા દેવા નહિ અને તેમને કંઈ પણ સહાય કરવી નહિ. (૫) ડીઓગો-દ-મેસ્કવિટા અને અન્ય પોર્ટુગીઝો જે સુલતાન બહાદુરશાહને ત્યાં કેદીઓ હતા તેમને છોડી મૂકવા. (૬) હોર્મુઝ અને ઇરાક-રાતા સમુદ્રમાંથી જે ઘોડા આયાત થાય તે બધા વસાઈમાં આવે અને ગુજરાતનો સુલતાન તથા તેના અમીરો પોર્ટુગીઝોને તેનું મહેસૂલ ભર્યા પછી ખરીદ કરે. માત્ર પહેલા સાઠ

ઘોડાનું મહેસૂલ લેવાનું માફ હતું. (૭) વસાઈમાં મસ્જિદોને પાંચ હજાર લારીની રકમ આપવામાં આવતી તે પોર્ટુગીઝોએ ચાલુ રાખવી. આ ઉપરાંત સામાન્ય પ્રકારની બીજી થોડી કલમો છે, જે ઇતિહાસની દૃષ્ટિએ મહત્ત્વની નથી.[34]

## સુલતાન બહાદુરશાહની પોર્ટુગીઝોને સહાય માટે વિનંતી

શહેનશાહ હુમાયૂન સૌરાષ્ટ્ર અને ગુજરાતના થોડા પશ્ચિમ તરફના પ્રદેશ સિવાય સુલતાન બહાદુરશાહના આખા રાજ્યનો માલિક બન્યો હતો. સુલતાન બહાદુરશાહ દીવમાં જઈને બેઠો હતો અને હતાશ થઈ ગયો હતો. તેણે પોર્ટુગીઝો પાસેથી સહાય માગી. આ માટે તેણે જે ફિરંગી કેદીઓ પકડ્યા હતા તેમને છોડી મૂક્યા હતા અને ડીઓગો-દ-મેસ્કવિટાની સરદારી નીચે પોતાને માટે ગવર્નરની મદદ મેળવવા વાટાઘાટ કરવા ગોવા મોકલ્યો. એ સમયે ચોમાસું પૂરજોશમાં હતું. તેથી મેસ્કવિટા ચેવલ બંદરે આવ્યો ત્યારે એ બંદરનો નૌકાસેનાધિપતિ માર્ટિન એફોન્ઝો ડિસોઝા તેમ જ ગોવાથી દીવનો ગવર્નર નુનો સુલતાનની મદદે જઈ શક્યા નહિ. છતાં નુનોએ પોતાના મંત્રી સીમાઓ ફેરિરાને ખાનગી રીતે ચેવલ મોકલ્યો અને જણાવ્યું કે માર્ટિને દીવ જવું નહિ. પરંતુ તેણે એટલે કે માર્ટિને એ કહેણની અવગણના કરી અને તે તથા સીમાઓ ફેરિરા બન્ને દીવમાં ઈ.સ. ૧૫૩૫ના સપ્ટેમ્બરની તા. ૨૧મીએ ભેગા થયા.

માર્ટિન એફોન્ઝો અને સીમાઓ ફેરિરાએ દીવ આવતાંની સાથે સુલતાન બહાદુરશાહ સાથે વાટાઘાટ શરૂ કરી અને સુલતાને દીવમાં કિલ્લો બાંધવાની છેવટે તેમને પરવાનગી આપી. સુલતાન બહાદુરશાહને દીવમાં જમીનમાર્ગે આક્રમણ આવશે એવો ફફડાટ રહેતો હતો. તેથી તેણે ભારતમાંના પોર્ટુગીઝ ગવર્નર નુનો-દ-કુન્હાને સહાય માટે વિનંતી-પત્ર ગોવા મોકલ્યો. ગવર્નરે દીવમાં સુલતાનની મુલાકાત લીધી અને ઈ.સ. ૧૫૩૫ના ઑક્ટોબરની તા. ૨૫મીએ સુલતાન સાથે કરાર કર્યા, જે મુજબ દીવમાં કોઠી બાંધવાની પરવાનગી પોર્ટુગીઝોને મળી. પરંતુ બંદરની જકાત ઉપરનો હક્ક સુલતાન બહાદુરશાહનો રહ્યો. અગાઉ વસાઈનું બંદર તેમને આપવાનું નક્કી થયેલું તે શરત કાયમ રાખવામાં આવી. આના બદલામાં પોર્ટુગીઝોએ ગુજરાતના સુલતાનને જમીન તથા સમુદ્ર માર્ગે આવતા દુશ્મનો સામે મદદ કરવાનું નક્કી કર્યું.[1]

૧. 'મિરઆતે સિકંદરી', પૃ. ૩૨૦ (મુંબઈ).

## મિર્ઝાઓમાં માંહોમાંહે ફાટફૂટ અને સુલતાન બહાદુરશાહને હસ્તક ગુજરાત

આ તરફ ગુજરાતમાં વહીવટ માટે નીમવામાં આવેલા મિર્ઝાઓ અને શહેનશાહ હૂમાયૂનના ભાઈ આસ્કરી વચ્ચે સંપ ન હતો. મિર્ઝાઓ પોતાને હસ્તક સત્તા લઈ બળવો કરવાનું વિચારી રહ્યા હતા. આથી શહેનશાહ હૂમાયૂનની ગુજરાતના પ્રદેશમાંથી પૂંઠ ફરતાંની સાથે સુલતાન બહાદુરશાહના પક્ષમાં બાજી ફરી જવા માંડી. લોકો મોગલોનો સામનો કરવા તૈયાર થયા. સુલતાનના કેટલાક વફાદાર અમલદારોએ સુરત, ભરૂચ અને ખંભાતનાં બંદરોનો કબજો લીધો. અનેક આમંત્રણોના જવાબમાં સુલતાન અમદાવાદ તરફ રવાના થયો. જેમ જેમ તે આગળ વધ્યો તેમ તેમ તેનું લશ્કર વધતું ગયું. તેણે સાબરમતી નદીને કિનારે સરખેજ પાસે છાવણી નાખી. આસ્કરી પાસે વીસ હજારનું લશ્કર હતું, પરંતુ તેના અમીરોમાં સંપ ન હતો અને તેમની દિયાનત સાફ ન હતી તેમ શહેનશાહ હૂમાયૂનને કોઈ વફાદાર ન હતો. તેઓએ શહેરમાંથી નીકળી સરખેજમાં સુલતાન બહાદુરશાહની છાવણી સામે તેમનો પડાવ નાખ્યો. આખી રાત્રિ લડાઈની તૈયારીઓનો દેખાવ કર્યો અને અંતે તેઓ મહમૂદાબાદ (વર્તમાન મહેમદાવાદ) તરફ ચાલી નીકળ્યા. સુલતાન બહાદુરશાહની ફોજે તેનો પીછો કર્યો અને કનીજ આગળ રોકી તેની સાથે લડાઈ કરી. બન્નેના પક્ષે ઘણી ખુવારી થઈ. તેમાં મોગલોનો સેનાપતિ યાદગાર નાસિર મિર્ઝા પણ ઘવાયો. તે મહમૂદાબાદ(વર્તમાન મહેમદાવાદ)માં જઈ આસ્કરીને મળ્યો. આસ્કરીમાં હવે લડવાની હિંમત રહી ન હતી. તદુપરાંત તમામ મોગલ સરદારોમાં ગભરાટ ફેલાયો અને તેઓ હતાશ થઈ ગયા. તેથી મિર્ઝાઓ[૧] મોગલ લશ્કર સાથે મોહમ્મદાબાદ (ચાંપાનેર) તરફ ગયા. તેઓનો ઈરાદો મિર્ઝા આસ્કરીને બાદશાહ તરીકે અને હિંદુબેગને તેના વડા વજીર તરીકે જાહેર કરી બીજા અમીરોને સુબાઓ વહેંચી આપવાનો હતો અને સુલતાન બહાદુરશાહ ઉપર જીત મેળવી શકાય તો ગુજરાતમાં અને ત્યાં નહિ તો આગ્રામાં તેને તખ્તનશીન કરવાનો હતો. આ સમાચાર તરદીબેગને મળી ગયા હતા. તે શહેનશાહ હૂમાયૂનને વફાદાર હતો, તેથી મિર્ઝા આસ્કરીને અને અન્ય મોગલ સરદારોને તેણે મોહમ્મદાબાદમાં પ્રવેશવા દીધા ન હતા અને પાવાગઢના કિલ્લા ઉપરથી તેમનો સામનો તે કરતો રહ્યો હતો. આથી મિર્ઝાઓ આગ્રા તરફ ચાલી નીકળ્યા. એ સમાચાર સુલતાન બહાદુરશાહને મહી નદી ઉપર નાખેલી છાવણીમાં

---

૧. જે ગુજરાતી અમીરોને બહાદુરશાહના લશ્કરે હોદ્દા ઉપરથી ખસેડયા હતા તેઓમાંના કેટલાક મિર્ઝા આસ્કરીના ટેકેદાર હતા. પોર્ટુગીઝોની મદદથી મોગલો પાસેથી તેઓ હોદ્દા મેળવી શકયા હતા.

મળ્યા ત્યારે તે તે તરફ ગયો. તરદીબેગ આ સમાચાર મળતાં કિલ્લો ખાલી કરી માંડૂ ચાલ્યો ગયો અને ત્યાં તેણે શહેનશાહ હૂમાયૂનને મળી મિર્ઝાઓએ કરેલા દગા અંગે તેને વાકેફ કર્યો. શહેનશાહ હૂમાયૂને આ સમાચાર સાંભળી ચિતોડને રસ્તે વહેલી તકે આગ્રા પહોંચવાનો નિશ્ચય કર્યો.

હવે આખા ગુજરાતનો પ્રદેશ સુલતાનના તાબામાં ફરીથી આવ્યો. તેણે મોહમ્મદાબાદ( ચાંપાનેર )માં ઈ.સ. ૧૫૩૬ના મેની તા. ૨૫ મીએ પ્રવેશ કર્યો અને ત્યાં તે રહ્યો.

## દીવમાં પોર્ટુગીઝોએ કિલ્લો બંધાવ્યો

હવે સુલતાન બહાદુરશાહને પોર્ટુગીઝો સિવાય અન્ય કોઈ તરફની ચિંતા રહી ન હતી. તેમને કિલ્લો બાંધવાની પરવાનગી તેણે આપી દીધી હતી. તેથી તેઓ ઘણા રાજી હતા. હવે તે કાર્ય પૂરું થાય તે અગાઉ કોઈ અણધારી મુશ્કેલી આવી જાય તો આખી યોજના નિષ્ફળ જાય એવા ડરથી અસાધારણ ઝડપથી પાંચ માસ જેટલા ટૂંકા સમયમાં એટલે કે ઈ.સ. ૧૫૩૬ના માર્ચ સુધીમાં ત્યાં તેમણે પથ્થરનો મજબૂત કિલ્લો ચણાવી દીધો અને ત્યાંના કપ્તાન તરીકે મેન્યૂઅલ ડિસોઝાની નિમણૂક કરી.

## સુલતાને દીવના કિલ્લાની લીધેલી મુલાકાત

હવે ઉતાવળમાં થઈ ગયેલી ભૂલ બાબતમાં સુલતાનને પસ્તાવો થવા લાગ્યો, કારણ કે મોગલો પાસેથી ગુજરાત પાછું મેળવવામાં તેમણે કોઈ નોંધવા જેવી મદદ કરી ન હતી. દીવ શહેરમાંના સ્થાનિક લોકો અને કિલ્લામાંના પોર્ટુગીઝો વચ્ચે ઘર્ષણ થયા કરતું હતું. જેને લઈને કિલ્લા અને શહેરની વસ્તીની વચ્ચે એક કોટ બાંધવા માટે સુલતાને પોર્ટુગીઝ સત્તાવાળાઓને કહેવડાવ્યું. એ બાબતમાં પણ તેમણે સંમતિ આપી નહિ. આવાં કારણોને લઈને સુલતાનની મૂંઝવણમાં વધારો થતો રહ્યો. દિનપ્રતિદિન બન્ને વચ્ચે ઘર્ષણ વધતું ગયું અને હુલ્લડો થતાં ગયાં. તેમાં કેટલાક પોર્ટુગીઝો માર્યા ગયા. અંતે ગુજરાતીઓ અને પોર્ટુગીઝો બન્ને કંટાળ્યા. આથી સુલતાન બહાદુરશાહ પોર્ટુગીઝોને દીવમાંથી હાંકી કાઢવાની પેરવી રચવા મોહમ્મદાબાદથી દીવ આવ્યો. તે દારૂ અને ભાંગના ઘેનમાં ચકચૂર રહેતો હતો અને કોઈ વાર ન બોલવું જોઈએ તેવું તે બોલી જતો. ખટપટી સ્વાર્થી લોકો એનો લાભ લેતા અને અફવાઓ ફેલાવતા. જેવી કે સુલતાન ગવર્નરને મારી નાખવાનો ઈરાદો રાખે છે વગેરે. આવી અફવા નુનો ગવર્નરના કાન સુધી પહોંચી હતી. આથી પોર્ટુગીઝોનો ઈરાદો પણ સુલતાનને ગિરફતાર કરી કેદ કરવાનો હતો અને એ વાત જાણીતી થઈ ગઈ હતી.

દીવમાં સુલતાન પોર્ટુગીઝ કિલ્લામાં જતો ત્યારે થોડા અંગરક્ષકોને સાથે રાખતો. એવી રીતે ઈ.સ. ૧૫૩૬ના નવેમ્બરની તા. ૧૩મીએ ખબર આપ્યા વિના કિલ્લાના કપ્તાન મેન્યૂઅલ ડિસોઝાને મળવા થોડાક અંગરક્ષકો સાથે તે સાંજના આઠ વાગે ગયો. તે દારૂના નશામાં ચકચૂર હતો. છતાં તેને ત્યાં માન સાથે આવકારવામાં આવ્યો અને તે સહીસલામત પાછો ફર્યો. એ સમાચાર ગોવામાં વગર્નરને મળ્યા ત્યારે તેણે કપ્તાન મેન્યૂઅલ ડિસોઝા ઉપર સુલતાનને પકડી લેવાની તક જતી કરવા માટે સખત ઠપકો મોકલ્યો.

ઈ.સ. ૧૫૩૬ના ડિસેમ્બરના અંતમાં ગોવાનો ગવર્નર નુનો-દ-કુન્હા સુલતાનનું આમંત્રણ સ્વીકારી[1] ગોવાથી દીવ આવી પહોંચ્યો. સુલતાને તે પછી ખાણા માટે તેને આમંત્રણ પાઠવ્યું. નુનોને કપ્તાન મારફત ખબર મળી ગઈ હતી કે સુલતાન તેને કેદ કરવા માગે છે એટલે આમંત્રણમાં કાવતરું હોવાનો ભય તેને જણાયો. તેથી નાદુરસ્ત તબિયત હોવાનું બહાનું કાઢી તેણે તેનો અસ્વીકાર કર્યો અને જમીન ઉપર પગ જ તેણે ન મૂક્યો. સુલતાને તેને ઘણો આગ્રહ કર્યો, પરંતુ તેણે ના જ પાડી. તેથી ઈ.સ. ૧૫૩૭ના ફેબ્રુઆરીની તા. ૧૩ મીએ સુલતાન તેના સલાહકારોની સલાહની અવગણના કરીને તે ખાસ તૈયાર કરાવેલા જહાજમાં તેને મળવા ગયો અને સાથે ઉચ્ચ કક્ષાના તેર જેટલા પોતાના ખાસ અમલદારોને તેણે સાથે રાખ્યા. ગવર્નર સાથે થોડો સમય ગાળી તેણે પરત ફરવાને તેની રજા માગી, કારણ કે ગવર્નરની તંદુરસ્તી સારી હતી અને ન આવવા માટે જ તેણે તબિયત નાદુરસ્ત હોવાનું બહાનું કાઢયું હતું એમ તેને જણાયું. પોર્ટુગીઝોએ તેને રોકવા કોશિશ કરી અને ગોવામાંથી તેઓ તે(સુલતાન)ને માટે જે ભેટો લાવ્યા હતા તે તે જુએ એવા આગ્રહનો દેખાવ તેમણે કર્યો. તેમ કરી તેમનો ઇરાદો તેઓ સામે સુલતાન જે કંઈ કાવાદાવા કરતો તે તજી દેવાનું વચન મેળવવાનો અને તેની પાસેથી વિશેષ હક્કો પરાણે પ્રાપ્ત કરવાનો હતો. ત્યાંનું આખું વાતાવરણ અશુદ્ધ જણાતાં સુલતાન બહાદુરશાહે તરત જ પાછા ફરવાનું યોગ્ય ધાર્યું અને તેમ કરવા જલદીથી ગવર્નરની પરવાનગી લઈ તે પોતાની ક્રીડા નૌકા તરફ જલદી જલદી પાછો ફર્યો અને ઝટ તેમાં બેસી ઉતાવળ કરી કિનારે પહોંચવા તેણે હુકમ કર્યો. પરંતુ તેનો પીછો કરી પોર્ટુગીઝોએ તેને ડુબાડી દીધો[2] અને તેની સાથેના તમામ માણસોની કતલ કરી.

૧. 'The Cambridge History of India', Vol. III, p. 334.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૨૨ (મુંબઈ), 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૨૩૪.

## સુલતાન બહાદુરશાહનું મૂલ્યાંકન

કેટલાક ઈતિહાસકારો કહે છે કે સુલતાન બહાદુરશાહ ભણ્યો ન હતો અને વાંચી લખી શકતો ન હતો. પરંતુ આ વાત સત્ય હોય એમ લાગતું નથી. તે ફારસી ભાષામાં સારી રીતે વાત કરી શકતો હતો, જોકે તેની માતૃભાષા ગુજરાતી હતી. સંભવિત છે કે તેનું જ્ઞાન તેના પિતા સુલતાન મુઝફ્ફરશાહ તથા દાદા સુલતાન મહમૂદશાહ જેવું ઉચ્ચ કક્ષાનું નહિ હોય. તે સૈનિકના જેવા સ્વભાવનો પુરુષ હતો.

એમ જણાય છે કે તેને કોઈ પુત્ર ન હતો અને તેથી તેના ભાણેજ ખાનદેશના સુલતાન મોહમ્મદશાહને તેણે વલીઅહદ (રાજ્યવારસ) નીમ્યો હતો.

સુલતાન બહાદુરશાહ બુઝુર્ગોમાં ઘણી શ્રદ્ધા ધરાવતો હતો. તે પવિત્ર પુરુષોને દખ્ખણ, ઉત્તર હિંદુસ્તાન અને પરદેશોમાંથી પણ બોલાવી તેમનું સન્માન કરતો હતો અને ગુજરાતમાં વસાવતો હતો.

સુલતાન બહાદુરશાહને ગુજરાતીઓ પ્રત્યે સહાનુભૂતિ હતી. ગરીબ લોકો તરફ હમેશાં તેની મહેરબાની રહેતી હતી. પરંતુ ખુશામતિયા અમીરોની વાત સાંભળીને તે તેમનામાં વિશ્વાસ મૂકી દેતો અને સાચી સલાહની અવગણના કરતો હતો. નસીબ ઉપર પણ તેની શ્રદ્ધા વિચિત્ર પ્રકારની હતી. દીવમાં છેલ્લી ઘડીએ કંઈક બનશે અને અલ્લાહ કંઈક રસ્તો કાઢશે એમ તે માનતો રહેતો. જેને લીધે તેનો ખરાબ અંજામ આવ્યો. અગાઉના સુલતાનોના સમયમાં લશ્કરમાં આરબ, તુર્ક, હબશી અને ગુજરાતી સૈનિકો હતા. સુલતાન બહાદુરશાહની ઉદારતાની પ્રતિષ્ઠા જાણી દખ્ખણમાંથી ઘણા સૈનિકો તેના લશ્કરમાં જોડાયા હતા અને સુલતાને તેમની કાબેલિયત અનુસાર પગાર, જાગીર અને હોદ્દા ઉદાર દિલથી આપ્યા હતા, તેથી તેઓ તેના ઉપર મુગ્ધ રહેતા હતા. યુદ્ધના મેદાનમાં તેણે તેની ચડતીના સમયમાં પ્રદર્શિત કરેલી વીરતાએ મધ્યયુગીન ઈતિહાસમાં સુલતાન બહાદુરશાહને વિરલ યશ આપેલો છે. પરંતુ તે બહારથી જેટલો બહાદુર દેખાતો હતો તેટલો જ અંદરથી પોચા દિલનો હતો. કોઈ સામાન્ય આફત માથે આવેલી જણાય તો તે શાંતિપૂર્વક સહન કરી શકતો ન હતો. જેમ કે શહેનશાહ હુમાયૂન સામે બયાના પાસે શાહજાદા તાતારખાન લોદીની સરદારી નીચે ગયેલા ગુજરાતી લશ્કરની હાર થઈ ત્યારે તે નાહિંમત થઈ ગયો હતો.

એક બાજુ શહેનશાહ હુમાયૂનનું લશ્કર તેની સામે લડવા થનગની રહ્યું હતું અને બીજી બાજુ સમુદ્રમાં તેની સામે પરાજિત થયેલા પોર્ટુગીઝોના

કૃતનિશ્ચયી ગવર્નર નુનો-દ-કુન્હા સાથે એના સંબંધો વંઠી ગયા હતા. એવી વિકટ પરિસ્થિતિમાં ધીરજ રાખી નિષ્ણાત વજીરોની સલાહ લઈ કાર્ય કરવાને બદલે જે કાર્યવાહી તેણે કરી તેમાંથી ઉતાવળિયાપણું, અવિચારીપણું અને ગર્વ જેવી તેની ખાસિયતો બહાર આવી. તેના ઝડપી વિજયોએ ગુજરાતના ઈતિહાસમાં જેટલી પ્રતિષ્ઠા તેને અપાવી હતી તેટલી કે તેનાથી વિશેષ નામોશી તેના એવા સ્વભાવને લઈને તેણે વહોરવી પડી.

સુલતાન અહમદશાહ પહેલાથી માંડી સુલતાન મુઝફ્ફરશાહ બીજા સુધીના એક સો પંદર વર્ષના ગાળામાં ગુજરાતી સલ્તનતની એકધારી ચડતી થઈ. સુલતાન બહાદુરશાહના સમયમાં એક તરફ સલ્તનતનો વિકાસ થયો, પરંતુ જે ઝડપથી તેણે પ્રદેશો જીત્યા તેટલી જ ઝડપથી તેણે તે ગુમાવ્યા પણ ખરા. તેને મોજશોખમાં રાચનારાઓનો સંગ ગમતો, તેથી તે અસ્થિર અને અવિવેકી બન્યો હતો. શહેનશાહ હુમાયૂન સાથે વગર વિચારે ઝઘડો તેણે વહોર્યો હતો. પોર્ટુગીઝોની સામે ઢીલી અને નિર્બળ નીતિ અપનાવી હતી. આવાં કારણોને લઈને ગુજરાતી સલ્તનતના પતનનો આરંભ કરાવવા માટે તે કારણભૂત બન્યો.

## પ્રકરણ ૧૨

# મોહમ્મદશાહ ૩ જો, મહમૂદશાહ ૩ જો અને અહમદશાહ ૩ જો

### સુલતાન મોહમ્મદશાહ ૩ જો (ઈ.સ. ૧૫૩૭)

સુલતાન બહાદુરશાહ અપુત્ર મરણ પામ્યો. તે પછી તેના ઉત્તરાધિકાર બાબતમાં ખટપટ શરૂ થઈ. તેમાં શહેનશાહ હુમાયૂનના બનેવી મોહમ્મદ ઝમાન મિર્ઝાએ[1] મુખ્ય ભાગ ભજવ્યો. તે દીવથી ત્રણ કોસ છેટે આવેલા ઊનામાં રહેતો હતો. તેણે એવો દાવો શરૂ કર્યો કે સુલતાન બહાદુરશાહે મને ભાઈ તરીકે ગણ્યો હતો અને એ રીતે મારી સાથે તેણે વર્તન કર્યું હતું. આથી તેની વાલિદા મખ્દૂમે જહાં બેગમે મને દત્તક લેવો જોઈએ અને સલ્તનત ઉપરનો મારો હક્ક સ્થાપવામાં મને મદદ કરવી જોઈએ. આ બાબતમાં મદદ મેળવવા તેણે પોર્ટુગીઝો સાથે સંધિ કરી. આ માહિતી અમીરોને મળી ત્યારે અમીર ઈમાદુલ્ મુલ્ક મલેકજીએ લશ્કર સાથે ઊના પહોંચી તેને હરાવ્યો[2] અને મિર્ઝા સિંધ તરફ નાસી છૂટયો. તે પછી ઈમાદુલ્ મુલ્ક દીવથી અમદાવાદ આવ્યો અને ત્યાં મસલત શરૂ કરી. તેમાં સુલતાન બહાદુરશાહના મુખ્ય વજીરો અને મહાન અમીરો તેના ભાણેજ ખાનદેશના સુલતાન મીરાં મોહમ્મદશાહને બોલાવી તખ્તનશીન કરવા સંમત થયા. કારણ કે સુલતાન બહાદુરશાહની પોતાની ઈચ્છા પણ તેને તેનો વારસ ઠરાવવાની હતી. તેની બેગમ, માતા, દાદી અને અન્ય કેટલીક સંબંધી સ્ત્રીઓ ગુજરાતના શાહી ખાનદાનની શાહજાદીઓ હતી અને તે પોતે પણ પોતાના મામાને વરસોથી વફાદાર રહ્યો હતો અને તેની સાથે લડાઈઓમાં ભાગ લઈ તેણે તેનો વિશ્વાસ સંપાદન કર્યો હતો. તદુપરાંત તેના શાહના ખિતાબને સુલતાને માન્ય રાખ્યો હતો.

---

૧. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૮૮; મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૨૪ (મુંબઈ).

૨. Danvers, Vol. I, p. 421, —W. Erskine, 'Baber and Humayun', Vol. II, pp. 96—97; 'Akbarnama', Vol. I, p. 325. 

ક્રમાંથી પણ તે તેનો ઉત્તરાધિકારી થાય એવી તેની ઈચ્છાનો સંકેત મળતો હતો. અમીરો અને વજીરોએ તેને સુલતાન તરીકે જાહેર કર્યો, ને એના નામનો ખુતબો વાંચ્યો અને એના નામના સિક્કા પડાવ્યા. પરંતુ તેનો અમલ સુલતાન મોહમ્મદશાહ ત્રીજા તરીકે તો માત્ર નામનો જ રહ્યો. સુલતાન બહાદુરશાહના મૃત્યુનો તેને ભારે આઘાત લાગ્યો હતો અને તેથી મોજશોખ તજી રોજા અને ઈબાદતમાં પોતાનો સમય તે ગાળતો હતો. અમીરોના નિર્ણયની એને જાણ થતાં તે તખ્તનશીન થવા માટે બુરહાનપુરથી રવાના થયો, પણ માર્ગમાં એનું ૪ થી મે, ૧૯૩૭ના રોજ અવસાન થયું.[35]

## સુલતાન સઅદુદ્દીન મહમૂદશાહ ૩ જો (ઈ.સ. ૧૫૩૭–૧૫૫૪)

સુલતાન બહાદુરશાહ દિલ્હીથી પાછો ફર્યો અને ગુજરાતમાં તખ્તનશીન થયો ત્યારે તખ્ત માટે જેટલા શાહજાદા દાવાદાર થાય એવા તેને જણાયા હતા તે સર્વને તેણે મોતને ઘાટ ઉતારી દીધા હતા અને એ જ કારણથી તેના ભાઈ લતીફખાનનો પુત્ર મહમૂદખાન છેક નાનો બાળક હતો ત્યારે તેની કત્લ કરવા માટે તેની પાસે લાવવામાં આવ્યો ત્યારે તેણે તેને તેની ગોદમાં લીધો. એટલામાં તે બાળકનો હાથ તેની દાઢી ઉપર પડયો અને તેણે તે પકડી લીધી. એ વખતે સુલતાનના દિલમાં તેને માટે દયા ઉદ્ભવી. તે બોલ્યો, "તેં મારી દાઢીનો આશરો લીધો, તેથી હું તને માફ કરું છું." એમ કહીને તેણે તેના ઉછેર માટે પૂરી વ્યવસ્થા કરી હતી. આ બનાવ બન્યા પછી એક વખતે ખાનદેશના સુલતાન મોહમ્મદશાહ ફારૂકી(મૃ. : ઈ.સ. ૧૫૩૭)ની હાજરીમાં સુલતાન બહાદુરશાહ બોલ્યો હતો કે "નિર્ણયાત્મક વાત છે કે મારા પછી મોહમ્મદશાહ એટલે કે તમો સુલતાન થશો." તે પછી તેની એટલે કે મોહમ્મદશાહ તરફ મોં ફેરવીને કહ્યું હતું કે "મહમૂદખાનને હું તમારે હવાલે કરું છું. યોગ્ય લાગે તેમ કરજો." મોહમ્મદશાહે મહમૂદખાન અને પોતાના ભાઈ મુબારકખાનને ખાનદેશના પ્રદેશમાં બુરહાનપુર નજીક બિયાદલના કિલ્લામાં કેદ કર્યો અને મોહમ્મદશાહ ફારૂકીના અવસાન (ઈ.સ. ૧૫૩૭) સુધી તે બંને તે કિલ્લામાં કેદી તરીકે રહ્યા. સુલતાન મીરાન મોહમ્મદશાહ પછી તેનો ભાઈ મુબારકખાન ખાનદેશના તખ્ત ઉપર બેઠો ત્યારે ગુજરાતના વજીરો અને અમીરોએ મહમૂદખાનને ગુજરાતના તખ્ત ઉપર બેસાડવાનો નિર્ણય જાહેર કર્યો[1] ત્યારે તેની વય અગિયાર વરસની હતી. મજકૂર

---

૧. મહમૂદખાનનો જન્મ ઈ.સ. ૧૫૨૬માં સૌરાષ્ટ્રમાં થયો હતો. તેની મા સિંધના શાહ બહેરામખાનની શાહજાદી હતી (મિરૂઆતે સિકંદરી, પૃ. ૩૨૯, મુંબઈ).

કિલ્લામાં રાજકેદી તરીકે તેનો ઉછેર થયો હતો. તેને તખ્તનશીનીની વિધિ માટે અમદાવાદ લાવવાની વ્યવસ્થા થઈ ત્યારે સુલતાન મીરાન મોહમ્મદશાહના ઉત્તરાધિકારી મુબારકખાન બીજાએ તેને સોંપવાની આનાકાની કરી, તેથી અમીર ઈખ્તિયારખાને એક લશ્કર લઈ ખાનદેશ તરફ કૂચ કરી અને તેને તે અમદાવાદમાં લઈ આવ્યો. ઈ.સ. ૧૫૩૭ના ઑગષ્ટની તા. ૮મીએ તેને સઅદુદ્દીન મહમૂદશાહ ૩ જાના ખિતાબથી તખ્તનશીન કરવામાં આવ્યો. અબ્દુલ્ લતીફ સદ્રખાનને તેનો વજીર નીમવામાં આવ્યો અને વકાલતનો હોદ્દો અબ્દુસ્ સમદ બમ્બાનીને સોંપવામાં આવ્યો.

સુલતાન નાની વયનો હોવાના કારણે બધી સત્તા અમીરોને હસ્તક રહી હતી. તેઓમાં શકિતશાળી તરીકે ઈખ્તિયાર સિદ્દીકી, દરિયાખાન હુસૈન, ઈમાદુલ્ મુલ્ક મલેકજી અને આલમખાન લોદી હતા. થોડો સમય તેઓએ સુલેહસંપથી કામગીરી બજાવી. તેમણે તમામ સત્તા પોતાને હસ્તક ચાલુ રાખવાને બાળ સુલતાનને રાજમહેલમાં નજરકેદ જેવી સ્થિતિમાં રાખી મૂકયો. તેને ભોગવિલાસમાં રચ્યોપચ્યો રહેવા દઈ રાજકારભારથી વંચિત રાખવાની પેરવી તેઓ હમેશાં કર્યા કરતા હતા.

પરંતુ થોડા જ સમય બાદ તેઓમાં માંહોમાંહે આંતરિક ખટપટ, ઈર્ષા અને સ્પર્ધાનાં મંડાણ મંડાયાં. તેનો આરંભ દરિયાખાને કર્યો. તે વખતે તમામ સત્તા ઈમાદુલ્ મુલ્ક મલેકજીના હાથમાં હતી. ઈખ્તિયારખાન સિદ્દીકી નાયબે મુત્લક હતો. ઈમાદુલ્ મુલ્ક મલેકજી અને દરિયાખાન હુસૈન બંને મળી વઝારતની ફરજો બરાબર બજાવતા હતા. સુલતાનને નજરકેદ રાખવાનું કામ ઈખ્તિયારખાન, તેના ભાઈ મુકબિલખાન તથા તેના પુત્ર દિલાવરખાનને સોંપવામાં આવ્યું હતું. અમુક નોકરો સિવાય કોઈને સુલતાન પાસે જવાની પરવાનગી આપવામાં આવતી નહતી.

થોડોક સમય વિત્યા બાદ સુલતાન મહમૂદશાહ તેની આ હાલતથી કંટાળી ગયો અને શિકાર અને રમતગમતમાં પોતાનો વિશેષ સમય ગાળવા લાગ્યો. તે એમ કહેતો કે "દરિયાખાન અને ઈમાદુલ્ મુલ્ક મલેકજી જેવા અમીરો વજીરપદે હોય તો પછી મારે શું ચિંતા છે?" વજીરો એ સાંભળી ખુશ થતા. સુલતાન મહમૂદશાહના રાજ્યમાં શરૂઆતનાં વરસોમાં દરિયાખાનની સત્તા વધારે હતી. તેણે ઈમાદુલ્ મુલ્ક મલેકજીને પોતાના પક્ષમાં લીધો અને તેની મદદથી તેણે ઈખ્તિયારખાન સિદ્દીકી, મુકબિલખાન તથા તેના પુત્ર દિલાવરખાનને ફાંસી ઉપર લટકાવી મોતને ઘાટ ઉતારી દીધા એટલે દરિયાખાન નાયબે મુત્લક બન્યો. તે પછી ઈમાદુલ્ મુલ્ક મલેકજીનો વારો આવ્યો. તેને હસ્તક એ વખતે રાજ્યનો ખજાનો

હતો. તેણે લશ્કર પાછળ ઘણું ખર્ચ કરી દીધું હતું. સુલતાનના કાન દરિયાખાને ઈમાદુલ્‌મુલ્ક મલેકજી વિરુદ્ધ ભંભેરવા માંડયા. તેને સકંજામાં લેવા માટે સુલતાનને તે શિકારને બહાને અમદાવાદથી મહી નદીને કિનારે ચાંપાનેર તરફ દૂર લઈ ગયો અને ત્યાંથી સુલતાનના નામથી તેના ઉપર એક ફરમાન તૈયાર કરીને પાઠવ્યું. તેમાં તેણે જણાવ્યું કે "તમારે તમારી જાગીર મોરબીમાં જઈને રહેવું." ચતુર ઈમાદુલ્‌મુલ્ક અંદરની બાબત સમજી ગયો. છૂટે હાથે પૈસા વેરી તેણે એક લશ્કર એકત્ર કર્યું અને દરિયાખાનનો સામનો કરવા નીકળ્યો. પરંતુ નડિયાદ સુધી પહોંચ્યો એટલામાં તો તેના લશ્કરમાંના સૈનિકોએ નાસભાગ શરૂ કરી અને સુલતાનના પક્ષમાં તેઓ ચાલ્યા ગયા. તે પછી પરિસ્થિતિનો ખ્યાલ આવી જતાં કેટલાક ખાસ માણસો મારફત તેણે દરિયાખાન સાથે સુલેહ કરી અને તે મુજબ તે અમદાવાદ છોડી મોરબીમાં ચાલ્યો ગયો. સુલતાન અને દરિયાખાન અમદાવાદ પાછા ગયા. પરંતુ દરિયાખાનના દિલમાં શાંતિ વળી નહિ. તેણે ઈમાદુલ્‌મુલ્ક મલેકજીની જાગીર કેટલાક અમીરોમાં વહેંચી દીધી અને તેમને એ અંગે શાહી પરવાના આપ્યા. પરંતુ ઈમાદુલ્‌મુલ્ક મલેકજીએ કોઈને કબજો સોંપ્યો નહિ. આથી ચાર પાંચ મહિના બાદ દરિયાખાન સુલતાનને સાથે લઈને એક મોટું લશ્કર લઈ તેની સાથે લડવા નીકળ્યો. ઈમાદુલ્‌મુલ્ક મલેકજી પણ ફોજ લઈ તેની સામે આવ્યો અને વીરમગામ પાસે પાટડી નજીક બજાણામાં[1] ઈ.સ. ૧૫૩૮માં બન્ને વચ્ચે લડાઈ થઈ. તેમાં ઈમાદુલ્‌મુલ્કની હાર થઈ અને તે બુરહાનપુરના સુલતાન મુબારકશાહ ૨ જાના આશ્રયે જતો રહ્યો. દરિયાખાન પણ સુલતાનને લઈ બુરહાનપુરની સીમા સુધી પહોંચ્યો. સુલતાન મુબારકશાહે ઈમાદુલ્‌મુલ્કને લશ્કરી મદદ કરી અને બંનેએ સાથે મળી લશ્કરી તૈયારી કરી. લડાઈ થઈ તેમાં સુલતાન મુબારકશાહને શિકસ્ત મળી. તેણે આસીરના કિલ્લામાં નાસી જઈ આશ્રય લીધો અને ઈમાદુલ્‌મુલ્ક મલેકજી માંડૂ તરફ નાસી છૂટયો અને ત્યાં રહ્યો. સુલતાન મુબારકશાહે દરિયાખાન સાથે સંધિ કરી. તેમાં સુલતાન મહમૂદશાહના નામે ખુતબા મસ્જિદોમાં પઢાવવાની અને તેના નામના સિક્કા ચાલુ કરવાની સંમતિ આપી. તે પછી દરિયાખાન અને સુલતાન અમદાવાદમાં પાછા ફર્યા.

દરિયાખાન હવે સર્વસત્તાધિશ બની બેઠો, પરંતુ સુલતાનને પરવશતા અને નામોશીનો ખ્યાલ આવવા માંડયો. દરિયાખાન તેનું મન પારખવા ઘણાં

---

૧. બજાણા ગુજરાતમાં કસરતી નટો માટે પ્રસિદ્ધ છે. એ લોકો બજાણિયા કહેવાય છે.

પ્રયત્નો કરતો હતો, પરંતુ સુલતાન પોતે ચાલાકી કરી તેના પ્રત્યેનો અણગમો પ્રદર્શિત કરતો ન હતો.

દરિયાખાન પ્રદેશનો વહીવટ સારી રીતે કર્યે જતો હતો અને લોકોમાં સુખ-શાંતિ હતાં. એટલે સુધી કે તેઓ કહેતા થયા કે હવે સુલતાન મહમૂદશાહ બેગડાનો જમાનો ફરીથી આવ્યો છે.

દરિયાખાન સ્વભાવે ઉદાર અને મોજીલો હતો અને જબ્બર મુત્સદ્દી હતો. સુલતાનની મહોર અને સહી સાથે કોરાં ફરમાનો તે રાખી મૂકતો અને મનફાવે તેને જમીન, ગામ અને જાગીર ભરીને તે આપ્યે જતો હતો. કેટલીક વાર રોકડ રકમ પણ તે સાથે આપતો હતો. તેના સમયમાં ગુજરાતમાં મોજશોખ એટલો બધો લોકોમાં વધી ગયો હતો કે ગલીઓમાં અને ઘરોમાં સંગીતના સૂર સંભળાતા રહેતા અને ઉજાણીઓ થતી રહેતી. તેના દરબારમાં સુપ્રસિદ્ધ બક્ષુ નાયકનો પુત્ર હુસૈની અને એવા અનેક ગવૈયા હતા. સુલતાનને આ બધું પસંદ ન હતું. તેથી દરયિાખાન કહેતો કે સુલતાન કાં તો પાગલ છે કે કાં તો વધારે પડતો સમજુ છે.

એવે સમયે રાજ્યનો બીજો મોટો અમીર આલમખાન લોદી ધંધુકામાં જાગીર ધરાવતો હતો. તેણે સુલતાનને સહાય કરવા છૂપી રીતે કહેણ મોકલ્યું[૧] અને ગોઠવણ કર્યા મુજબ મધ્ય રાત્રિએ પોતાના ખાસ વિશ્વાસુ નોકર અરજી નામના પારધી સાથે સુલતાન સવાર થઈને ધંધુકા પહોંચ્યો.

દરિયાખાને આ વાત જાણી ત્યારે તે ગભરાયો, પરંતુ તેના કબજામાં ખજાનો હતો એટલે તેને સંતોષ હતો. તેણે સુલતાન અહમદશાહ ૧ લાના પૌત્રો પૈકીના કોઈ એકને શોધી કાઢી તેને સુલતાન મુઝફ્ફરશાહના ખિતાબથી તખ્ત ઉપર બેસાડયો અને પોતે સુલતાન અને આલમખાન સામે લડવા ધંધુકા તરફ રવાના થયો. એ સમયે ગુજરાતના મોટા અમીરો બે પક્ષોમાં વહેંચાઈ ગયા. ધોળકા નજીક દાહોર ગામ આગળ બંનેનાં લશ્કરો સામસામાં મળ્યાં અને લડાઈ થઈ. તેમાં સુલતાન હાર્યો અને રાણપુર નાસી છૂટયો. દરિયાખાન અમદાવાદ પાછો ફર્યો ત્યારે તેને નિમકહરામ ગણીને લોકોએ શહેરના દરવાજા બંધ કરી દીધા, તેથી દરિયાખાને બહેરામપુર તરફની એક બારી તોડીને નગરમાં પ્રવેશ કર્યો.[૨]

૧. 'The Cambridge History of India', Vol. III, p. 339; 'તબકાતે અકબરી', ભા. ૩, પૃ. ૨૩૭.



૨. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૧૯૦.

એ પછી આલમખાન લોદી અને સુલતાન મહમૂદશાહે ફરીથી લડવાની તૈયારી કરવા માંડી. દરિયાખાનના પક્ષના ઘણા લોકો સુલતાનને આવી મળ્યા અને તેના અને આલમખાનનાં લશ્કરોએ અમદાવાદ તરફ કૂચ કરી. બીજી તરફ દરિયાખાનને અમદાવાદના લોકોનો ડર લાગ્યો કે રખેને તેઓ તેને પકડી સુલતાનને હવાલે કરી દેશે. તેથી પોતાનો જનાનો અને ખજાનો વીરમગામના જાગીરદાર અમીર ફત્તુજી મુહાફિઝખાન સાથે મોહમ્મદાબાદ (ચાંપાનેર) મોકલાવી દીધો અને તે પોતે બુરહાનપુરના સુલતાન મુબારકશાહનો આશ્રય મેળવવા નાસી છૂટયો.

તે પછી ઈ.સ. ૧૫૪૩માં સુલતાન મહમૂદશાહ ફરીથી અમદાવાદમાં આવ્યો અને તે પછી તે મોહમ્મદાબાદ ગયો અને પાવાગઢના કિલ્લાનો કબજો મોટું આક્રમણ કરી લીધો. ફત્તુજી મુહાફિઝખાન તેને શરણે ગયો અને સુલતાને તેને કેદ કર્યો. દરિયાખાને તેની સાથે મોકલેલી પાંચસો જેટલી સ્ત્રીઓ તથા ખજાનો તેને હસ્તક આવ્યાં. ત્યાં તે ત્રણ મહિના રહ્યો અને ભોગવિલાસમાં સમય ગાળવા લાગ્યો. તેણે આલમખાન લોદીને અમીરુલ્ ઉમરા (અમીરોનો અમીર)નો ખિતાબ અને નાયબ સુલતાનનો હોદ્દો એનાયત કર્યો અને તેની સલાહથી માંડૂમાં આશ્રય લઈ રહેલા ઇમાદુલ્ મુલ્ક મલેકજીને તેણે બોલાવ્યો અને તેને ભરૂચની સરકાર અને સુરતનું બંદર જાગીરમાં આપ્યાં. ફત્તુજીની જાગીર અને તેનો મુહાફિઝખાનનો ખિતાબ પારધી ચરજીને તેણે આપી તેની પ્રતિષ્ઠા વધારી.

### ચરજી પારધી[1]

શરૂઆતથી જ સુલતાન હલકી મનોવૃત્તિવાળા લોકોના સહવાસમાં રહેતો આવ્યો હતો. તે નાનો હતો ત્યારથી ચરજી પારધી તેનો માનીતો બની ગયો હતો. તે નડિયાદનો વતની હતો. મુહાફિઝખાનનો ખિતાબ મળતાં પારધી પોતાને એક મહાન દરબારી હોવાનું માનવા લાગ્યો. સુલતાને પણ માત્ર તેની સલાહથી અનેક અયોગ્ય કાર્યો કર્યાં. આલમખાન અને ઇમાદુલ્ મુલ્ક જેવા મુખ્ય અમીરોની તે અવગણના કરતો હતો, તેથી તેઓ ચરજીને કોઈ રીતે દૂર કરવાના પ્રયત્નો કરવા લાગ્યા. તેમણે ગોઠવેલા કાવતરાના પરિણામે એક જાહેર દરબારમાં ચરજી તથા તે અમીરો હાજર હતા અને ચરજી તખ્તની પાછળ ઊભો હતો ત્યારે તેમ



---

૧. ચરજી નડિયાદનો વતની હતો અને પરમાર જાતિનો રજપૂત હતો. ('મિર્આતે સિકંદરી', પૃ. ૩૪૦, ૩૪૫ મુંબઈ.)

મારી નાખવા આલમખાન લોદી તરફથી ખાસ રોકાયેલા માણસોને સંકેત મળતાં તેઓએ તેનું ખૂન કર્યું અને તેના શરીરના ટુકડા કરી નાખ્યા. સુલતાને મારાઓને તેમ ન કરવા વિનંતી કરી, પરંતુ કોઈએ તેના તરફ ધ્યાન આપ્યું નહિ. ચરજી ઉપરની તેની પોતાની ભારે મમતાને લઈને ખંજર કાઢીને આપઘાત કરવાની બીક સુલતાને મારાઓને બતાવી અને તે પોતાના પેટમાં માર્યું. તેને લઈને તે જખ્મી તો થયો, પરંતુ તેને સારવાર આપી બચાવી લેવામાં આવ્યો.[1]

હવે સુલતાનનું સ્વતંત્ર શાસન ફરીથી નષ્ટ થયું. તેના ઉપર ચોકી પહેરો આવી ગયો. અમીરોએ પોતે ચોકી પહેરો કરવાનો કાર્યક્રમ ગોઠવ્યો. માત્ર ભદ્રના મહેલના આંગણામાં ચોગાન ખેલી તે પોતાનો સમય પસાર કરવા લાગ્યો. હવે આલમખાન લોદીના હાથમાં બધી સત્તા હતી અને તે પણ દરિયાખાનની પેઠે ઠાઠથી રહેવા લાગ્યો.

એટલામાં અમીરોમાં માંહોમાંહે ઝઘડો થયો. બન્યું હતું એવું કે સુલતાન ઉપર જે જે અમીરોનો પહેરો હતો તેઓ પૈકીનો એક મુજાહિદખાન બહલીમ હતો. તે મૂળ પરદેશી હતો. તે ઈ.સ. ૧૫૩૮માં દીવની લડાઈ વખતે ગુજરાતમાં આવ્યો હતો અને સુલતાનની નોકરીમાં જોડાઈ જૂનાગઢ(સોરઠ)નો અને પાલિતાણાનો નાઝિમ નિમાયો હતો. તે પરદેશી હોવાના કારણે ગુજરાતના અમીરો તેના પ્રત્યે સદ્ભાવ દર્શાવતા ન હતા. સુલતાન પણ રાજકીય કાવાદાવામાં હવે પલોટાઈને પાવરધો થઈ ગયો હતો. તેણે આલમખાનનું જોર તોડવા મુજાહિદખાનને વિશ્વાસમાં લેવા પ્રયત્નો શરૂ કર્યા અને તેમાં તે ફાવ્યો. બધા અમીરોએ એકત્ર થઈ સુલતાનની સત્તા તોડવા માટે તેને આંધળો કરવાનું નક્કી કર્યું હતું. એમ કરી અંતે કોઈ નાના બાળકને તખ્ત ઉપર બેસાડવાની તેમની યોજના હતી. વળી કેટલાકનો મત રાજ્યને માંહોમાંહે વહેંચી લેવું એવો પણ હતો. આ બધી માહિતી સુલતાનને મળ્યા કરતી હતી. આલમખાનના ઉદ્ધત વર્તન અને તેણે અપનાવેલા શાહી ઠાઠથી કંટાળીને મુજાહિદખાન એક રાત્રિ દરમિયાન મહેલમાં પોતાની ચોકીની ફરજ ઉપર હતો ત્યારે સુલતાને તેને ફોજો એકત્ર કરવા સમજાવ્યો. તે પછી મધ્યરાત્રિ પછી સુલતાન હાથી ઉપર બેઠો અને શહેરમાં સવારી રૂપે નગારાંના નાદ તથા શાહી નિશાન સાથે બહાર નીકળ્યો અને મુખ્ય બંડખોરો આલમખાન અને વજીહુલ્મુલ્કનાં આશાવળમાં જમાલપુર દરવાજાની બહાર આવેલાં ઘરો લૂંટી લેવાનો હુકમ તેણે કર્યો. એ ખબર તે બંને અમીરોને મળી ત્યારે તેઓ



૧. 'મિરઆતે સિકંદરી', પૃ. ૩૪૬--૪૭ (મુંબઈ).

 

નાસી છૂટયા (ઈ.સ. ૧૫૪૫). આલમખાન માંડૂ તરફ ગયો અને ત્યાં તેના એક સમયના દુશ્મન દરિયાખાનને મળ્યો.

આ રીતે સુલતાન તખ્તનશીન થયો. તે પછી આઠ વરસ બાદ સ્વતંત્ર રીતે રાજ્યવહીવટ કરી શકે એવા સંજોગોમાં મુકાયો. એ સમયે તેની વય માત્ર ઓગણીસ વરસની હતી. તેણે મુજાહિદખાનને આલમખાન લોદીના સ્થાન ઉપર નાયબ સુલતાન (નાયબ મુત્લક) અને સુલતાન બહાદુરશાહના મૃત્યુ પછી એકાંતવાસમાં રહેતા અમીર અફઝલખાન બમ્બાનીને વજીર નીમ્યો. ખાજા સફર સલમાનીને ખુદાવંદખાનનો ખિતાબ એનાયત કરી સુરત બંદરનો વહીવટ તેને સોંપ્યો.

### પોર્ટુગીઝો સાથે લડાઈ અને સંધિ

ખાજા સફરને ઘણાખરા અમીરોનો સારો એવો ટેકો હતો. દીવની લડાઈમાં અને તે પછી સુરતનો કિલ્લો બાંધવા(ઈ.સ. ૧૫૪૦)માં તેણે મુખ્ય ભાગ ભજવ્યો હતો. તેને ગુજરાતનાં બંદરો વિષે સારી માહિતી હતી. દીવમાં હાર મળ્યા પછી પણ પોર્ટુગીઝોને ત્યાંથી હાંકી કાઢવાની સલાહ સુલતાનને આપતો રહેતો હતો અને સુલતાન બહાદુરશાહને દગાથી તેમણે મારી નાખ્યો હતો તેનું વેર લેવા તે તેને સમજાવતો રહેતો હતો. ગોવામાં ડોમ જોઆઓ-દ-કેસ્ટ્રો (ઈ.સ. ૧૫૪૫--૧૫૪૮) ગવર્નર તરીકે હતો અને ડોમ જોઆઓ-દ-મેસ્કેરેન્હાસ દીવનો સરદાર હતો. ગુજરાતનું વહાણ ફિરંગીઓની રજા સિવાય આવજા કરી શકતું નહિ અને દીવમાં કિલ્લા તથા શહેરની વચ્ચે સંધિની શરત પ્રમાણે બાંધેલી દીવાલ તોડી પાડવામાં આવતી હતી. એ બે કારણે લડાઈ માટે આગળ કરવામાં આવતાં હતાં. એમ કહેવાય છે કે પરદેશી અમીરોની વધતી જતી સત્તા અને વિશેષે કરીને ખાજા સફરના વર્ચસ્વ માટે વજીર અફઝલખાન બમ્બાનીને અંગત દ્વેષ પણ હતો એટલે વજીર કોઈ પણ રીતે ખાજા સફરને દૂર કરવા માગતો હતો. ઈ.સ. ૧૫૪૬ના આરંભમાં એવું બન્યું કે ખુદાવંદખાન સફર સલમાનીની સત્તા નીચેના સમુદ્રમાં ગણદેવીમાં અફઝલખાનનું એક વહાણ આવ્યું અને ઘણું કરીને માલ ઉતારતી વખતે સોનાની અશરફીઓની એક પેટી ગુમ થઈ ગઈ. વજીરના કર્મચારીઓએ બંદર ઉપરના સફરના કર્મચારીઓ પાસેથી તેની માગણી કરી, પરંતુ કર્મચારીઓએ તે આપી નહિ ત્યારે વજીરના માણસોએ વજીરને ખબર આપી. તે સમયે તે ખામોશ રહ્યો. પરંતુ તેણે ખુદાવંદખાનને પાયમાલ કરવાનો તેના મન સાથે દૃઢ નિશ્ચય કર્યો. કેટલાક દિવસ પછી વજીર દરબારમાં હતો ત્યારે ખુદાવંદખાન સાથે મુલાકાત થઈ અને દીવની બાબતમાં ચર્ચા ચાલી. વજીરે

કહ્યું કે હવે એ બેટ જીતી લેવાનો સમય આવી પહોંચ્યો છે અને ઈન્શાલ્લાહ તમારા હાથે એ કાર્ય સરળ થશે ત્યારે ખુદાવંદખાન સફરે કહ્યું કે પુરમીન (પુર મિયાણી) બંદરથી માંડી માહીમ અને તારાપુર સુધીના લોકો જીવનનિર્વાહ ત્યાં વહાણો ફેરવી મેળવે છે એટલે એમને વાકેફ કર્યા વિના જો લડાઈ શરૂ થાય તો પોર્ટુગીઝોનો ત્રાસ તેમને વેઠવો પડે. એ વેપારીઓના વહાણો તેમના સ્થાને પાછાં આવી જાય ત્યાં સુધી વિલંબ કરવો અને જાહેર ઢંઢેરો પિટાવી એ વેપાર કામચલાઉ બંધ કરાવવો, જેથી કોઈ વહાણ એ દરમિયાન રહી જાય નહિ. આ દલીલની અસર પણ વજીર આફઝલખાન ઉપર થઈ નહિ. તે કોઈ પણ રીતે ખાજા સફરને વિના વિલંબે દૂર કરવા માગતો હતો. અંતે તેણે કહ્યું કે "રાજ્યની આખી તિજોરી અને રાજ્યના તમામ વિદેશી અમીરોનો ઉપયોગ તમો કરી શકશો." એટલે ખુદાવંદખાનની પાસે કાંઈ બહાનું બાકી રહ્યું નહિ. તેણે સુલતાનની પરવાનગી લીધી અને સરખેજમાં જઈ પડાવ નાખ્યો. સુરતથી પોતાના પુત્ર મોહર્રમ રૂમીખાનને તેની પાસેના લશ્કર, તોપો અને નાણાની રકમ સાથે બોલાવ્યો અને તે સાથે તે ચાર હજાર વિદેશીઓનું લશ્કર લઈ દીવ જવા રવાના થયો. તેની સાથે બિલાલ જુહૂજહારખાન અને અમીર જહાંગીરખાન પણ હતા. મુજાહિદખાન બહલીમ પણ પાલીતાણાથી લશ્કર લઈ તેને આવી મળ્યો, પરંતુ તેના તરફથી તેને બરાબર સહકાર મળતો ન હતો. દીવ નજીક નવાનગર મુકામે પહોંચ્યા બાદ ભારે સરંજામ મૂકી લશ્કર અને તોપો સાથે ખુદાવંદખાન સફર દીવ ગયો. ઈ. સ. ૧૫૪૬ના એપ્રિલની ૨૦ મીએ કિલ્લાની આસપાસ ઘેરો નાખવાનું તેણે શરૂ કર્યું અને તે પછી કિલ્લાની સામે તે પહોંચ્યો.

કિલ્લો નાનો જ હતો. ગુજરાતનું તોપખાનું ઘણું મજબૂત હતું. ખુદાવંદખાંને પાસે બધું મળી આઠ હજાર માણસોનું લશ્કર થયું હતું. તેમાં મોટો ભાગ તુર્કોનો હતો. તેની તોપોના ચાલુ મારાથી ફિરંગીઓનો સરંજામ ખૂટી ગયો અને ખુવારી વધતી ગઈ. ખુદાવંદખાન સફરને પૈસાની જરૂર પડી ત્યારે તેણે વજીર આફઝલખાનને તે માટે પત્ર પાઠવ્યો. આફઝલખાન તેનો વિરોધી હોઈને તેણે તેની માગણી તરફ લક્ષ આપ્યું નહિ, તેથી તેણે સુરતથી પોતાના વકીલ પાસેથી મંગાવ્યા.

વર્ષાઋતુ શરૂ થવાથી ગોવાથી પોર્ટુગીઝોને મદદ મળી શકતી ન હતી અને જમીન તરફથી આવતો પુરવઠો ગુજરાતી લશ્કરે જતો રોક્યો હતો.



ખુદાવંદખાને મોહમ્મદાબાદ (ચાંપાનેર)થી આવવા સુલતાન મહમૂદશાહને દીવ પહોંચવા આમંત્રણ પાઠવ્યું અને તે વજીર આફઝલખાન અને અન્ય અમીરો

સાથે આવ્યો. તેની સાથે દશ હજારનું લશ્કર હતું. સુલતાનના તંબુમાં એક ગોળી એકાએક આવી પડવાથી એક માણસ મરી ગયો. તે જોઈ તે ગભરાઈને ત્યાંથી નીકળી ગયો અને પછી દીવથી પણ પાછો ફર્યો. તેની સાથે મુજાહિદખાન જે દેશી લશ્કર સાથે આવ્યો હતો તે પણ પાછો ફર્યો. સુલતાને તેના સ્થાને બુરહાનુલ્‌મુલ્ક બમ્બાનીની નિમણૂક કરી અને જહૂજહારખાન હબશીને ખુદાવંદખાન સફરને તાબે રહી કામ કરવા મૂકયો.

આમ ઘેરો ચાલુ હતો અને કિલ્લામાંના ઘેરાયેલા પોર્ટુગીઝ લશ્કરની મુશ્કેલી વધતી જતી હતી છતાં અંદરથી તેઓ સામનો કરતા રહ્યા. આ ઘેરામાં પોર્ટુગીઝ સ્ત્રીઓએ ઘણો રસ લીધો હતો અને પુરુષ સૈનિકો સાથે રહી તેઓ લડી હતી. દીવાલોના સમારકામમાં જાનના જોખમે તેઓ કામ કરતી હતી. કિલ્લામાં તેઓમાંના ઘણાખરા માણસો મરી ગયા. બાકીના ગોંધાઈ જવાથી માંદા પડી ગયા અને માત્ર થોડા માણસો સારી હાલતમાં રહ્યા હતા. આવે સમયે વજીર અફઝલખાન તરફથી સહકાર મળ્યો હોત તો કિલ્લો જીતાઈ ગયો હોત. ખુદાવંદખાન આગળ વધતો ગયો અને કિલ્લા નજીક પહોંચી ગયો એટલામાં તેની તોપ બેકાર બની ગઈ. એ પરિસ્થિતિમાં એક ગોળો કિલ્લામાંથી છૂટયો, જેનાથી ગુજરાતી લશ્કરના તે સમયના શકિતશાળી અને કુશળ સેનાપતિ ખુદાવંદખાન (ઈ.સ. ૧૫૪૬ના જૂનની તા. ૨૪મીએ) માર્યો ગયો. તેના પછી તેના પુત્ર મોહર્રમ રૂમીખાનની નિમણૂક તેના સ્થાને કરવામાં આવી. તે તથા બિલાલ જહુજહારખાન અને કારા હસન જહાંગીરખાન ફિરંગીઓનો સામનો કરતા રહ્યા. મોહર્રમે પોતાના પિતાના મરણનું વેર લેવાના નિશ્ચયથી ઘેરાયેલા કિલ્લા ઉપર ભારે આક્રમણો કર્યાં. તેવામાં પોર્ટુગીઝોએ પણ મરણિયા થઈ સામનો કર્યો. કરા હસન જહાંગીરખાને બુરજમાં કાણું પાડી તેમાં દારૂ નાખી તે ઉડાવી દીધો અને તેમાં ફિરંગીઓના સાતસો માણસો માર્યા ગયા. રૂમીખાન અને કરા હસન જહાંગીરખાનની ઇચ્છા તેમાં થઈને કિલ્લામાં પ્રવેશ કરવાની હતી. પરંતુ વજીર અફઝલખાનના પક્ષકાર બુરહાનુલ્‌મુલ્ક બમ્બાનીએ ઈરાદાપૂર્વક તેમ કરતાં તેમને રોકયા, જેને પરિણામે પોર્ટુગીઝોને પોતાની બાજી સંભાળી લેવાની તક સાંપડી. તે પછી જહૂજહારખાન લાકડાની સીડી લઈ મહામુસીબતે સીડી નજીક પહોંચ્યો. પરંતુ તેના સાથીદારોને ત્યાં પહોંચતાં વાર લાગી. તેણે ઉપર ચઢવાનું શરૂ કર્યું. જેવું જ બારીમાંથી માથું બહાર કાઢયું એટલામાં તેના માથા ઉપર ગોળી વાગી, જેથી તે પણ ખપી ગયો. આમ ગુજરાતી લશ્કરનો બીજો મોટો સરદાર માર્યો ગયો (ઈ.સ. ૧૫૪૬ની ઑગસ્ટ). તે પછી રૂમીખાને હતાશ થયા વિના લડાઈ પૂરજોશમાં ચાલુ રાખી અને પોર્ટુગીઝો બચાવ કરતા રહ્યા.

તેમને ગોવાથી મદદ મળતી રહેતી હતી. હવે દીવનો કિલ્લો તૂટીને બેહાલ થઈ ગયો હતો. તેની દીવાલો અને બુરજો પથ્થરનો ઢગલો સમાન હતા. ઘેરાયેલા સૈનિકો અંદરથી બચાવ અર્થે લડી રહ્યા હતા અને છેવટના નાથની રાહ જોતા મરણિયા થયા હતા. કિલ્લામાં ખોરાકની અછત હતી અને માંદગી ચાલુ હતી. દારૂગોળો પણ ખલાસ થઈ ગયો હતો. એવામાં આલ્વારો-દ-ક્રેસ્ટો નામનો પોર્ટુગીઝ હિંદનો નૌકા સેનાપતિ ગોવાથી કાફલો લઈ આવી પહોંચતાં ઘેરાની પરિસ્થિતિની આખી બાજી પલટાઈ ગયેલી જણાઈ, પરંતુ તેના સૈનિકો બિન-અનુભવી હતા. તેમણે હુમલો કરનારા લશ્કર સામે ખુલ્લા મેદાનમાં જઈ લડવાની માગણી કરી અને શિસ્ત પાળ્યા વિના લડવાનું શરૂ કર્યું. એ સાહસમાં તેમની હાર થઈ અને ફિરંગીઓની ભારે ખુવારી થઈ. ગુજરાતીઓએ બાંધેલી દીવાલ ઉપર ચડતાં આલ્વારો-દ-ક્રેસ્ટો એક પથ્થર વાગવાથી બેભાન થઈ નીચે પડ્યો અને બીજા બે સરદાર માર્યા ગયા. આ વિજયથી કિલ્લાની પહેલી રક્ષણ હરોળ ગુજરાતીઓના હાથમાં આવી. રૂમીખાને વિજયનો ઉત્સવ કર્યો અને સુલતાનને પણ જીતના સમાચાર મોકલ્યા.

ગોવામાં આ સમાચારથી વાતાવરણ ગંભીર બની ગયું. ત્યાંનાં ગવર્નર-દ-જોઆઓ-દ-કેસ્ટ્રોએ લડાઈ માટે ઝડપી તૈયારી કરી. તેના હુકમથી મેન્યુઅલ ડી-લીમાએ ગુજરાતનાં અને તેમાં પણ ખાસ કરીને ખંભાતના અખાતમાં આવેલાં બંદરોમાં ખૂબ ત્રાસ વર્તાવ્યો. તેણે રસ્તામાં ખોરાકનો સામાન લઈ જતાં સાઠ જેટલાં ગુજરાતી વહાણો પકડ્યાં. જેમાં મુસ્લિમ નાવિકો હતા. તેમને મારીને નદીઓનાં મુખોમાં ભરતી વખતે તેમના દેહને તરતા મૂકવા તેણે હુકમ કર્યો. એમ કરી તેનો ઈરાદો લોકોને ભયભીત કરવાનો હતો. તે પછી ગવર્નરે બીજાં ત્રીસ વહાણો બીજાં બંદરો લૂંટીને બાળવા મોકલ્યાં. કેપ્ટન લીમા તે પછી તાપી નદીને કાંઠે હબશીઓથી વસેલા મગદલ્લા નામના બંદરમાં આવ્યો. ત્યાંના મુસ્લિમો ફિરંગીઓને જોઈને નાઠા. કેપ્ટને ત્યાંના પુરુષો, સ્ત્રીઓ તેમ જ બાળકો જે કોઈ મળ્યાં તેમને મારી નાખ્યાં. તે પછી કેપ્ટન લીમા હાંસોટ બંદરે ગયો. ત્યાં દરિયાઈ વેપારથી ધનવાન બનેલા લોકો ઠાઠથી રહેતા હતા ત્યાં પોર્ટુગીઝોએ સ્ત્રીઓની કતલ કરી અને કોઠાનાં બીજાં ગામો લૂંટી, બાળી પ્રદેશને નિર્જન કરી દીધો.

ઈ.સ. ૧૫૪૬ના નવેમ્બરની તા. ૭મીએ ગોવાથી ગવર્નર જોઆઓ-દ-કેસ્ટ્રો બને તેટલી શક્તિ એકત્ર કરી આવ્યો. તેની પાસે લગભગ સો વહાણોનો  કાફલો હતો. ગુજરાતી લશ્કરમાં એકતાની કમી હતી. રૂમીખાનના પક્ષે પરદેશીઓ હતા અને દ્રોહ કરનાર બુરહાનુલ્‌મુલ્ક બમ્બાનીના હાથ નીચે દેશી લોકો હતા.

નવેમ્બરની તા. ૧૦મીએ પોર્ટુગીઝોએ મોટું આક્રમણ કરી મુસ્લિમોને શહેરમાંથી હાંકી કાઢ્યા. તેના આખા લશ્કરે ગુજરાતી તોપોની હરોળ સામે એવો તો મજબૂત ધસારો કર્યો કે તેઓ ગુજરાતી લશ્કરની અંદર ઘૂસી ગયા. સામસામા અનેક હુમલા થયા. મુસ્લિમોના પંદરસો સૈનિકો માર્યા ગયા. બે હજાર ઘવાયા અને ઘણા કેદ પકડાયા. માર્યા ગયેલાઓમાં મોહરમ રૂમીખાન અને ઘણા અમલદારોનો સમાવેશ થતો હતો અને પકડાયેલાઓમાં જહૂજહારખાનનો સમાવેશ થતો હતો. બુરહાનુલ્‌મુલ્ક બમ્બાની નાસી છૂટ્યો. સરદાર જહાંગીરખાન બાકી રહેલું લશ્કર અને શસ્ત્રસરંજામ લઈ નવા નગર--ઊના થઈ અમદાવાદ પહોંચ્યો. તેણે ઉપરની તમામ વિગતથી સુલતાનને વાકેફ કર્યો. આથી ગુસ્સામાં આવી જઈ તેણે અઠ્ઠાવીસ જેટલા પોર્ટુગીઝ કેદીઓના પોતાની નજર આગળ ટુકડા કરાવી નાખ્યા.

પોર્ટુગીઝોના ઈતિહાસમાં આ મહત્ત્વની જીતથી તેમની પ્રતિષ્ઠા યુરોપમાં વધી. પોર્ટુગલના રાજાએ ગવર્નરને વાઈસરૉયની પદવી આપી. પોર્ટુગીઝ ગવર્નરોમાં એ ચોથો વાઈસરૉય હતો.

વજીર અફઝલખાન ઉપર આ પરાજયનો દોષ ઢોળવામાં આવ્યો અને ઈ.સ. ૧૫૪૭ના ફેબ્રુઆરીની તા. ૨૧મીએ એને બરતરફ કરવામાં આવ્યો અને અમીર અબ્દુલ્‌હમીદને ખુદાવંદખાનનો ખિતાબ એનાયત કરી તેને સ્થાને વજીર નીમવામાં આવ્યો. જહાંગીરખાનની નિમણૂક તોપખાનાના મુખ્ય દારૂગા તરીકે કરવામાં આવી અને તેને મજલિસુલ્‌મન્સુરનો ખિતાબ એનાયત કરવામાં આવ્યો. એ વખતે સુલતાન મહમૂદશાહે એક લાખ પચીસ હજાર સૈનિકોનું એક લશ્કર એંસી તોપો સાથે દીવ ઉપર ફરીથી આક્રમણ કરવા અને પોર્ટુગીઝોનાં આક્રમણો સામે બંદરોનું રક્ષણ કરવા ભરૂચમાં એકત્ર કર્યું.

આ ખબર આપતો પત્ર ગોવાના કેપ્ટન-દ-જોઆઓ મેસ્કરેન્હાસે ગોવાના ગવર્નરને લખ્યો.

આથી ઈ.સ. ૧૫૪૭ના સપ્ટેમ્બરમાં જોર્જ-દ-મેનેઝિસ ભરૂચ બંદરે ઊતર્યો અને કિલ્લા અને શહેરને બાળ્યાં અને જે તોપો તે લઈ જઈ શકે એવી ન હતી તેને તેણે તોડી નાખી અને ત્યાંના લોકોની કતલ કરી. તેણે ભરૂચમાં એવો તો કેર વર્તાવ્યો કે પોર્ટુગીઝ લોકોમાં અને તેમના ઈતિહાસમાં તે 'ભરૂચી' ઉપનામથી જાણીતો થયો. તે જ સાલે પાછળથી ગવર્નર જોઆઓ-દ-કેસ્ટ્રોએ ત્રણ હજાર માણસો સાથે ભરૂચ ઉપર આક્રમણ કરવાનો દૃઢ નિશ્ચય કર્યો. પરંતુ એ અવિચારી

પગલું ભરે તે પહેલાં તેને સમજાવી લેવામાં આવ્યો. તે પછી તેણે કાઠિયાવાડ અને કોંકણના કિનારાઓ ઉપરનાં બંદરો ઉપર લૂંટ કરી અને તેમાં મળેલો માલસામાન તે ગોવા લઈ ગયો.

એટલામાં ઈ.સ. ૧૫૪૮માં પોર્ટુગીઝોને લાગ્યું કે આક્રમણો ચાલુ રાખવામાં નુકસાન જ છે. તેથી સુલતાનને કેટલાક મણ સોનું ભેટ તરીકે મોકલી તેમણે મીઠો સંબંધ રાખવાની ખાતરી આપી. પ્રથમ તો સુલતાને ન તો ભેટનો સ્વીકાર કર્યો અને ન તો એલચીને મુલાકાત આપી. એટલામાં દિલ્હીનો શેરશાહ સૂરી ગુજરાત ઉપર આક્રમણ કરવાનો ઇરાદો રાખે છે એવી ખબર આવી, તેથી સુલતાને પોર્ટુગીઝ એલચીને દરબારમાં બોલાવી સંધિ કરી. તેમાં નક્કી કર્યું કે (૧) દીવનો બેટ સુલતાનની માલિકીનો રહેશે. (૨) સુલતાનનાં જહાજો અંગે કોઈ પણ જાતનો વાંધો લેવામાં આવશે નહિ. (૩) કિલ્લો પોર્ટુગીઝોને હસ્તક રહેશે. (૪) અડધી જકાત ઉપરનો હક્ક પોર્ટુગીઝોનો રહેશે અને (૫) જરૂરત વખતે કિલ્લાનો હાકેમ બંદરના હાકેમની સત્તા નીચે કામ કરશે.

સુલતાને તે પછી અમદાવાદના કોટવાળ નાસિર હબશખાનને દીવનો હાકેમ નીમ્યો. તે એક કુશળ વહીવટકર્તા હતો. તેના વહીવટથી પોર્ટુગીઝો પણ પ્રભાવિત થઈ ગયા હતા અને તેનાથી તેઓ દબાતા રહ્યા હતા.

**આસફ્ખાનનું મક્કાથી પરત આગમન**

સુલતાન બહાદુરશાહે ઈ.સ. ૧૫૩૫માં પોતાના વિશ્વાસુ અમીર આસફખાનને પોતાનો જનાનો અને ખજાનો સલામત રહે તેમ કરવા તે લઈ મક્કા રવાના કર્યો હતો. તે હજુ ત્યાં જ હતો. તેણે તે સુલતાનના સમયમાં રાજ્યવહીવટ બાબતમાં ઠીક ઠીક પ્રતિષ્ઠા જમાવી હતી. હવે સુલતાન મહમૂદશાહને એવી સલાહ મળી કે તેને બોલાવીને રાજ્યવહીવટ તેને સોંપવો. તેથી સરખેજની ગળીના એક સો જેટલા કરંડિયા સાથે એક સફીરને ગુજરાતમાં આવવાનું આસફખાનને આમંત્રણ આપવા મોકલ્યો. એ કરંડિયા તેને આવવાનો ખર્ચ કાઢવા માટે મોકલવામાં આવ્યા હતા. એ આમંત્રણ મળતાં આસફખાન પોતાનું કુટુંબ ઝફરુલ્ વાલિહ બે-મુઝફ્ફર વ આલિહના કર્તા હાજીઉદ્દબીરના પિતા સિરાજુદ્દીનને સોંપી અમદાવાદ આવવા રવાના થયો. સૌરાષ્ટ્રને કિનારે આવતાં તેનું વહાણ ભાગી ગયું અને તેથી ગુજરાતમાં મહામુસીબતે તે આવી પહોંચ્યો.

સુલતાન મહમૂદશાહે તેનો સુંદર સત્કાર કર્યો અને નાયબે મુત્લક-(નાયબ સુલતાન)નો ખિતાબ એનાયત કરી તેને મોટો હોદ્દો આપ્યો. તે સમયે વજીરપદ ઉપર અફઝલખાન હતો, પરંતુ તેના કામકાજમાં એ માથું મારતો નહિ.

તેણે પોતાની પ્રથમ કામગીરીમાં પરદેશીઓનું બાર હજારનું લશ્કર વ્યવસ્થિત કરી તેને સુલતાનના રક્ષણનું કામ સોપ્યું અને તેના સરદાર તરીકે ઉલુગખાન હબશીની નિયુક્તિ કરી.

**સુલતાનનો શોખીન અને સ્વચ્છંદી સ્વભાવ**

ઈ.સ. ૧૫૪૫માં સુલતાન અમીરોની પકડમાંથી મુક્ત થયો ત્યારથી સહેલ અને શિકારમાં સમયનો મોટો ભાગ ગાળવા લાગ્યો હતો. તે માટે તેણે મહમૂદાબાદને કેન્દ્રસ્થળ તરીકે નક્કી રાખ્યું હતું. ધીમે ધીમે તે જ સ્થળે તેણે રહેવા માંડયું (ઈ.સ. ૧૫૪૯), કારણ કે ત્યાંની આબોહવા તેને ઘણી માફક આવતી હતી. ત્યાં સુંદર મકાનો બાંધી તેને તેણે સુશોભિત બનાવ્યું અને અમીરોને અને વજીરોને પણ ત્યાં રહેવાની સગવડ કરી આપી. તે પછી બીજા લોકો પણ ત્યાં વસવા લાગ્યા. સુલતાને તેને પાયતખ્ત બનાવ્યું. માળવાના સુલતાન ગિયાસુદ્દીન ખલજીની નકલ કરીને એક આહૂખાનું (મૃગોદ્યાન) મહેલની લગોલગ તૈયાર કરાવ્યું. તેમાં સુંદરીઓના સંગમાં મોટો સમય તે ગાળતો હતો.

**હિંદુ જમીનદારો ઉપર ઊતરેલી તવાઈ**

સુલતાનને હવે પોતાની સત્તા મજબૂત થયેલી જણાતાં તેણે માળવા ફરીથી જીતી લેવાની ઈ.સ. ૧૫૫૧માં ઇચ્છા કરી, પરંતુ આસફખાને તેને સલાહ આપી કે ગુજરાતના પ્રદેશમાં પુરાણા જમાનાથી જમીનનો ચોથો ભાગ હિંદુ જમીનદારોના હાથમાં છે, જેને 'વાંટા' કહે છે. એ બધો ભાગ જો તેમની પાસેથી લઈ લેવામાં આવે અને મુસ્લિમોને આપવામાં આવે તો તેની આવકમાંથી પચ્ચીસ હજારનું લશ્કર નભાવી શકાય અને ભવિષ્યમાં માળવા પણ જીતી શકાય. આ વાત સુલતાનને ગળે ઊતરી ગઈ અને તેણે હિંદુઓની વાંટાની જાગીરો લઈ લેવાનો હુકમ કર્યો. ઈડર, સિરોહી, ડુંગરપુર, વાંસવાડા, રાજપીપળા અને મહી નદીના કિનારાના નાના નાના જાગીરદારો ઉપર તવાઈ આવી. ઘણા ગુજરાતની સરહદ છોડી ચાલ્યા ગયા અને ઘણાઓએ બંડ કર્યાં. ગુજરાતમાં હાહાકાર થયો. રજપૂતો અને કોળીઓની જમીનો લઈ લેવામાં આવી, પરંતુ તેઓમાં જે ખેડૂતો હતા તે બચી ગયા.

**હિંદુઓ ઉપર જુલમો**

આ સુલતાનના સમયમાં ઈસ્લામ મઝહબના નિયમોનું કડક પાલન કરાવવામાં આવ્યું અને તે સાથે હિંદુઓ ઉપર ત્રાસ વર્તાવવામાં આવ્યો. શહેરમાં કોઈ હિંદુ ઘોડા ઉપર બેસી શકતો નહિ. બાંય ઉપર કે ખભા ઉપર લાલ રંગનું કપડું

વીંટાળીને જ જામો પહેરી હિંદુઓથી બહાર નીકળી શકાતું. હોળી અને દિવાળીના તહેવારો ખુલ્લી રીતે ઊજવી શકાતા નહોતા. મૂર્તિપૂજા લોકો છાનાછૂપા રહીને કરતા. મંદિરો અને દેવળોમાં પૂજા વખતે ઘંટ, નગારાં કે કોઈ પણ પ્રકારનાં વાજાં વગાડવાની મનાઈ કરવામાં આવી હતી.

**સુલતાનનું ખૂન**

સુલતાન પોતાના જીવનનાં છેલ્લાં વરસો દરમિયાન પણ હલકી સોબતથી દૂર રહી શકયો નહિ. તબેલામાં કામ કરતા પ્યારા નામના એક માણસનો બુરહાનુદ્દીન નામનો ખૂબસૂરત પુત્ર હતો. તે સુલતાનને ગમી ગયો હતો. તેના પ્રત્યે માયા દર્શાવી તેણે તેને ઊંચા પદ ઉપર ચડાવ્યો. તે જમાનામાં સુલતાનના જોડા સાચવવાનું કામ ઘણા વિશ્વાસનું ગણાતું. એ કામ તે છોકરાને સોંપવામાં આવ્યું હતું.

એક વખત એક મોટા ગુનાને માટે સુલતાને બુરહાનને ભીંતમાં ચણી દેવાનો હુકમ કર્યો ત્યારે તેના પિતા તથા અન્ય સગાંસંબંધીઓએ રડીકકળીને અફઝલખાન મારફત તેને છોડાવ્યો હતો. તેમ છતાં પણ સુલતાને તેને પોતાની અંગત નોકરીમાં પાછો રાખ્યો હતો.

બુરહાન પોતે પવિત્ર અને દીની સ્વભાવ ધરાવતો હોવાનો ઢોંગ કરતો હતો. સુલતાન બહાર હોય ત્યારે પેશ–ઈમામ તરીકે નમાઝ વખતે તે કામ કરતો હતો અને નમાઝ પઢાવતો હતો. અફઝલખાન અને આસફખાન વગેરે અમીરોએ વારંવાર તેને છૂટો કરવાની સલાહ સુલતાનને આપી હતી, કારણ કે તેની આંખોનો દેખાવ અને રીતભાત ઉપરથી તે લુચ્ચો હોવાનું જણાતું હતું. વસ્તુતઃ તે સ્વચ્છંદી હતો. તેને શરાબની લત હતી. ઉપરાંત ન કહેવા જેવી પણ ઘણી કુટેવો તે ધરાવતો હતો. જેમ કે તે એક ગવૈયાના છોકરા સાથે દુષ્ટ વર્તણૂક ચલાવતો હતો અને તેનું તેવું વર્તન સુલતાને પોતાની નજરે જોયું ત્યારે તેને ધમકી આપી કે હું આ કૃત્ય માટે તને સખત શિક્ષા કરીશ. આ ચેતવણી બુરહાનને ગંભીર લાગી, તેથી કંઈક આફત તેના ઉપર ઊતરે તે અગાઉ કંઈક ઉપાય કરી દેવાનો તેણે નિશ્ચય કર્યો, તેથી બીજે દિવસે સુલતાન પલંગમાં શ્રમથી થાકીને પડેલો હતો. આથી બુરહાનને બોલાવી કોઈ કેફી ચીજ પીવા માટે માગી. આ તકનો લાભ લઈ બુરહાને તેને ઝેર મેળવેલું પાણી આપ્યું અને તે ઘેનમાં પડયો ત્યારે ખંજર વડે તેને ખતમ કરી નાખ્યો (૧૫ મી ફેબ્રુઆરી—ઈ.સ. ૧૫૫૪).

**બુરહાનની કતલ**



સુલતાનની કતલ કર્યા પછી દરવાજો બંધ કરી બુરહાન ચાલ્યો ગયો. તે પછી તરત જ પોતે તખ્ત ઉપર વિરાજમાન થવું એવો ખ્યાલ તેને આવ્યો. તેના

આ ધ્યેય ઉપર પહોંચવાના રાહમાં જે કોઈ આવે તેને ખતમ કરવાનો તેણે નિશ્ચય કર્યો. સુલતાન મહમૂદશાહ અંગરક્ષકોની એક મોટી હથિયારબંધ ટુકડી રાખતો હતો તે 'બાઘમાર' (વાઘમાર) નામથી ઓળખાતી હતી. તેમને બુરહાને એકત્ર કર્યા અને પોતાની ઈચ્છા તેમની આગળ પ્રદર્શિત કરી. પોતાનું કામ કઢાવવા બુરહાને મોટાં ઈનામો, જાગીરો અને મોટાં પદોની લાલચ આપીને એક ખંડમાં તેમને છુપાવી રાખ્યા અને તે ખંડમાં જે કોઈ પ્રવેશ કરે તેની કતલ કરવાનો તેણે તેમને હુકમ કર્યો. ખુદાવંદખાન અને આસફખાન મોટાં પદો ધરાવતા હતા. અને તેઓ બાદશાહના માનીતા હતા, તેથી તેઓ તો તેને સાથ આપશે જ નહિ એવી તેને ખાતરી હતી. અફઝલખાનને પોતાના હોદ્દા ઉપરથી બરતરફ કરવામાં આવ્યો હતો, તેથી તે નારાજ હોવાને લીધે તેની મદદ મળશે એવી તેને શ્રદ્ધા હતી. ટૂંકમાં તેણે એક પ્રહર રાત પસાર થયા બાદ વજીર આસફખાનને સુલતાનના નામથી આમંત્રણ મોકલી બોલાવ્યો. એમ કહીને કે માંડૂ ઉપર આક્રમણ કરવાનું હોવાથી સલાહની જરૂર છે, તેથી તમારે મળવું. વજીર આસફખાન ભારે ઠાઠથી આવ્યો તો ખરો, પરંતુ સંકેત મુજબ બાઘમારોએ તેને ખતમ કરી દીધો. એ રીતે બાર જેટલા અમીરોને તેણે ખતમ કરાવી દીધા. તે પછી અફઝલખાન બંબાનીને આગ્રહપૂર્વક તેડું મોકલી બોલાવ્યો અને મહેલમાં પહોંચ્યા પછી પોતાનો કરી લેવા બુરહાને વજીરપદ આપવાની ખૂબ લાલચ આપી. તે એકનો બે થયો નહિ. તેણે ત્યાં તેને ખતમ કરાવી દીધો. હવે બુરહાનને ખ્યાલ આવ્યો કે ઉચ્ચ કક્ષાના તમામ અમીરોને તો મોતને ઘાટ ઉતારી દીધા. હવે માત્ર ઈતિમાદખાન રહી ગયો હતો એટલે તેને મહેલમાં જવા પેગામ પાઠવ્યો, પરંતુ તે અતિ ચાલાક નીકળ્યો. આવે સમયે કદી સુલતાન આમંત્રે નહિ એમ સમજી તે ગયો નહિ. આથી બચી ગયો. ગુજરાતી સલ્તનતના અંત સમયમાં આગળ પડતો ભાગ ભજવવાનું તેના ભાગ્યમાં હતું એટલે જ જાણે ઈશ્વરી પ્રેરણાથી તે બચી ગયો. તે પછી ખજાનામાંથી ઝવેરાત અને નાણું પોતાના મળતિયાઓને બુરહાને આપ્યું. બીજે દિવસે પોતાના નામનો ખુતબો પઢાવી સિક્કા પડાવવાનું પણ તેણે નક્કી કર્યું. સવાર થતાં 'બાઘમારો'ની ટુકડી અને અન્ય માણસો સાથે શાહી ઠાઠથી તેણે સવારી કાઢી. તે અફઝલખાનના મકાન આગળથી પસાર થતી હતી ત્યારે તેના દત્તક પુત્ર શેરવાનખાને પોતાની તલવારના એક જ ઝટકાથી બુરહાનના દેહના બે ટુકડા કરી નાખ્યા. બાઘમારો પોતાના ઘોડા અને જે કંઈ સાથે રહ્યું તે લઈને નાઠા. આ સર્વ બનાવો મહમૂદાબાદમાં બન્યા અને શહેરમાં હાહાકાર મચી ગયો (ઈ.સ. ૧૫૫૪).

## સુલતાન મહમૂદશાહનું મૂલ્યાંકન

સુલતાન મહમૂદશાહના ચારિત્ર્યમાં વિચિત્ર પ્રકારનું મિશ્રણ હતું. એણે કોઈ ખાસ કેળવણી લીધી ન હતી. તે ગુજરાતી તથા ફારસી જાણતો હતો. એના સંજોગો અને એના અનુભવે એનો સ્વભાવ ઘડયો હતો. અમીરોએ અંગત સ્વાર્થ અને સત્તાને માટે બાળક સુલતાનને અવળે રસ્તે ચડાવવા બને તે બધું જ કર્યું હતું. ઈ.સ. ૧૯૪૦ સુધી તે નામના જ સુલતાન હતો. આલમખાનના ગયા પછી તેની સત્તાની શરૂઆતનું વરસ 'ખુશ-હાલ' નામથી ઓળખાયું. એ શબ્દમાંથી ફારસી ભાષાની અબજદ પદ્ધતિ પ્રમાણે હિ.સ. ૯૪૫ નીકળે છે.

તેની પ્રકૃતિ મુજબ તે સ્ત્રીઓના અને નાચગાન કરનારા પુરુષોના સહવાસમાં રહેવા લાગ્યો.

પરંતુ સ્વતંત્ર રીતે તેણે રહેવા માંડયું ત્યારે તેનો સ્વભાવ એવો તો બદલાઈ ગયો કે છોકરો હોય કે છોકરી સહેજ પણ લાવણ્યમય જણાયું તો તરત જ તેના ઉપર તે આસક્ત થઈ જતો અને નીચ લોકોમાં અગાઉનું જીવન ગાળ્યું હતું, તેથી તેઓ તરફ તેનું વલણ ઢળતું રહેતું હતું. મોટો જનાનો હોવાથી તે એવો તો લંપટ હતો કે પુરુષત્વ ટકાવવા ઝેરી માદક પીણાં તથા વાજીકરણની દવાઓનો ઉપયોગ કર્યા કરતો હતો.

મહેમદાવાદમાં આહૂખાનું બનાવ્યું હતું. તેમાં ઘણાં કામ ઉપર સ્ત્રીઓની નિયુક્તિ કરી હતી. તે માટે યોગ્યતા મેળવવા તેણે તેમને તીરંદાજીની તાલીમ આપી હતી અને તેમના સંગમાં જ ઘણો સમય તે ગાળતો હતો.

તે ખૂબ જ વહેમી હતો અને કાચા કાનનો હતો. જનાનાની બે સ્ત્રીઓ ગમે તે કારણસર એકબીજી સામું જુવે તો એ વહેમાઈને તે બન્નેની કતલ કરાવતો.

આમ છતાં તેનામાં સજ્જનતા ભરેલી વર્તણુક અને ધાર્મિક વૃત્તિ તો હતાં. ઓલિયા અને આલેમફાજેલ લોકો સાથે તે સમય ગાળતો. તેમને સારાં દાન આપી સંતોષતો. શિયાળામાં ફકીરોને રજાઈઓ આપતો. રસ્તામાં ટાઢે મરતા ગરીબ લોકો માટે તાપણીઓ કરવાનાં લાકડાંની સરકાર તરફથી વ્યવસ્થા કરતો. ફકીરો અને પવિત્ર પુરુષોને સારો ખોરાક વહેંચવાની વ્યવસ્થા તે રાખતો. મક્કા તથા મદીનામાં સખાવત કરવા માટે ખંભાતમાં કેટલાંક ગામો તેણે જુદાં કાઢયાં

હતાં. સરાઈઓ અને ખાનકાહો પણ તેણે બાંધી હતી, પરંતુ જે કંઈ દાન થતું તે મુસ્લિમોના હિતમાં થતું.

### સુલતાન અહમદશાહ ૩ જો[૧] (ઈ.સ. ૧૫૫૪–૧૫૬૧)

સુલતાન મહમૂદશાહ ૩ જાના અવસાન પછી ઘાતમાંથી બચેલા અમીરોમાં ઈતિમાદખાન મુખ્ય હતો. બુરહાનની કતલ થઈ તે પછી તેણે અમીરોને બોલાવી સુલતાન અહમદશાહ પ્રથમ( ઈ.સ. ૧૪૧૦–૧૪૪૨ )ના નાના શાહજાદા શકરખાનના પ્રપૌત્ર અહમદખાનને સુલતાન અહમદશાહ( ૩ જા )ના ખિતાબથી મહમૂદાબાદ-(વર્તમાન મહેમદાવાદ)માં તખ્ત ઉપર બેસાડવાનો નિર્ણય કર્યો ( ઈ. સ. ૧૫૫૪ના ફેબ્રુઆરીની ૧૮ મી)[૨]. ત્યાં જે અમીરો ભેગા થયા તેઓ પૈકી તેના જ હૈયે સલ્તનત અને પ્રદેશનું હિત હતું. તે ફિરકાનો વડો હતો છતાં તેની મહત્ત્વાકાંક્ષા અને તેના સમયના સંજોગોએ તેને રાજકીય પ્રવૃત્તિઓમાં ભાગ લેવાની ફરજ પાડી હતી. તેની પાસે બુખારી સૈયદો અને અફઘાનોનું એક મોટું લશ્કર હતું, જેનું કેન્દ્રસ્થળ કપડવંજ હતું.

ઈતિમાદખાનનું મૂળ નામ અબ્દુલકરીમ હતું. તે મૂળ સુલતાન મહમૂદશાહ ૩ જાનો નોકર હતો અને જેમ જેમ તે સુલતાન સ્વતંત્ર રીતે કામ કરતો થતો ગયો તેમ તેમ અબ્દુલકરીમનું પદ પણ ઊંચું ને ઊંચું થતું ગયું. અંતે સુલતાને તેને ઈતિમાદખાનનો ખિતાબ એનાયત કર્યો હતો અને અમીરોમાં તેને સામેલ કરવામાં આવ્યો હતો. સુલતાનને મોજશોખ ઘણો પસંદ હતો. ઈતિમાદખાન તે પોષવા તેની સાથે રહેતો હતો અને તેને યોગ્ય માર્ગદર્શન આપતો હતો. મહેલમાં તે એવો તો વિશ્વાસુ થયો હતો કે હરમની સ્ત્રીઓ તેની સામે પડદો રાખતી ન હતી. સુલતાનની અને અનેક આગળ પડતા અમીરોની બુરહાને કતલ કરાવી તે પછી ઈતિમાદખાનનો પ્રભાવ અમીરોમાં સૌથી વિશેષ થયો હતો અને સુલતાન અહમદશાહની તખ્તનશીની થઈ તે પછી ઈતિમાદખાને નાયબ સુલતાન તરીકેનો વહીવટ સંભાળી લીધો હતો. તેના પુત્ર શેરખાનને વજીર નીમવામાં આવ્યો હતો.

૧. ઈતિહાસોમાં સામાન્ય રીતે સુલતાન અહમદશાહ ત્રીજાના નામથી એ ઓળખાય છે, પરંતુ સિક્કાઓ ઉપર સુલતાન કુત્બુદ્દીન (ઈ.સ. ૧૪૫૧–૫૮) સાથે અહમદશાહના લખાણની છાપ હોય છે. તેથી આ સુલતાનને સુલતાન અહમદશાહ બીજો ગણવો યોગ્ય છે. ( George P. Taylor, 'The Coins of the Gujarat Sultanate').



૨. 'The Cambridge History of India', Vol. III, p. 393.

ઈમાદુલ્ મુલ્ક જેના હાથ નીચે તુર્કો, ઈરાનીઓ અને હબશીઓની મોટી સંખ્યા હતી, તેને મજલિસે આલીનો ખિતાબ એનાયત કરી સુલતાનનો રક્ષક નીમવામાં આવ્યો.

શાહી ખજાનો અમીરોએ માંહોમાંહે વહેંચી લીધો હતો અને તેઓ પોતપોતાની જાગીરમાં ચાલ્યા ગયા હતા. તે સર્વેએ પોતપોતાની જાગીરમાં રહી શાંતિ જાળવવાની હતી. સામાન્ય રીતે તેઓ સ્વતંત્ર હતા.

**ખાનદેશના સુલતાન મુબારકશાહની ગુજરાત ઉપર ચડાઈ**

ખાનદેશનો સુલતાન મુબારકશાહ સુલતાન બહાદુરશાહનો દોહિત્ર થતો હતો. તેને સુલતાન અહમદશાહ ગુજરાતના તખ્ત ઉપર બેઠો છે એવી માહિતી મળી ત્યારે તેણે તે પોતે ગુજરાતના સુલતાનના ખાનદાનનો નજીકનો સંબંધી હોઈને પોતાનો દાવો પેશ કર્યો અને એક મોટું લશ્કર લઈ ગુજરાત ઉપર ચડી આવ્યો. ગુજરાતનું લશ્કર સુલતાન અહમદશાહના પક્ષે રહી સૈયદ મુબારકની સિપાહસાલારી નીચે તેની સામે લડવા ગયું. બીજા અમીરો પણ સાથે હતા. ભરૂચ નજીક નર્મદાને કાંઠે રાણપુરકોટા ગામે સામસામી છાવણી નાખીને લડાઈનો આરંભ કરવામાં આવ્યો. બન્ને વચ્ચેની લડાઈનો લાભ લેવા સુલતાનપુર નંદરબારમાં જાગીર ધરાવનાર એક અતિ શકિતશાળી અમીર દરિયાખાન હબશી નાસિરુલ્-મુલ્ક પણ ત્યાં હતો, પરંતુ લડાઈ આગળ વધે તે પહેલાં બન્ને પક્ષો વચ્ચે સંધિ થઈ અને બંને પક્ષોનાં લશ્કરો પોતપોતાના પ્રદેશમાં પરત ફર્યાં.

**ગુજરાતના અમીરોની ખટપટ**

અમીરોએ ગુજરાત પ્રદેશના ભાગ પાડી માંહોમાંહે વહેંચી લીધા અને અમદાવાદ શહેર અને આસપાસનાં ગામ સુલતાનના ખર્ચ માટે રાખ્યાં. પ્રદેશની વહેંચણીમાં પાટણ, ચાંપાનેર, ખંભાત તેમ જ કપડવંજ, વડોદરા, બાલાશિનોર, ધોળકા, ધંધુકા અને ઘોઘા સૈયદ બુખારીને હસ્તક આવ્યાં હતાં. તેણે પોતાની પ્રવૃત્તિનું કેન્દ્ર કપડવંજમાં રાખ્યું હતું. અમીરો વહેંચણી બાદ પોતપોતાની જાગીરમાં ચાલ્યા ગયા હતા. તેમણે ત્યાં રહી શાંતિ જાળવવાની હતી. છતાં તેઓમાં માંહોમાંહે ખટપટ ચાલ્યા કરતી હતી અને પ્રદેશમાં દોડાદોડ સિવાય કંઈ બીજું નજરે પડતું ન હતું.

ઈતિમાદખાનને સૈયદ મુબારક બુખારી પ્રત્યે આંતરિક દ્વેષ હતો.

થોડા સમય બાદ સુલતાન મહમૂદશાહ ૩ જાના સમયમાં અમીર દરિયાખાન  સાથે દિલ્હીના શેરશાહ પાસે નાસી ગયેલો આલમખાન લોદી ઉત્તર હિંદુસ્તાનમાંથી માળવામાં આવ્યો અને ત્યાંથી ગુજરાતમાં આવી રહ્યો. દરિયાખાન તો ગુજરી

ગયો હતો. સૈયદ મુબારક બુખારીની લાગવગ સલ્તનતમાં ઘણી હતી, તેથી સરખેજમાં આવી તેણે તેને ખબર આપી અને તેની પાસે તે મહમૂદાબાદ પહોંચ્યો. ઈતિમાદખાન સમજ્યો કે સૈયદ મુબારક બુખારીએ જ એને બોલાવ્યો છે અને એ ત્રીજો હરીફ થયો છે. છતાં સૈયદ મુબારક બુખારીની ભલામણને લઈને તેને જાગીર આપવી પડી. તે પછી આલમખાને કપટજાળ પાથરી ઈતિમાદખાનને એવો તો સંતોષ આપ્યો કે તેનો વિરોધ સમી ગયો અને તે બન્ને મિત્રો બન્યા.

સૈયદ મુબારક બુખારી રાજકીય ભૂલો કર્યે જતો હતો, કારણ કે તે સૂફી હતો. ઈતિમાદખાન અને આલમખાન એ સમજતા હતા. આલમખાને પોતાના પુત્રને તેના મુરીદ બનવા સલાહ આપી. એ રીતે તેની સાથે પણ તે સારો સંબંધ રાખતો હતો. સમય જતાં એ ત્રણે વચ્ચે ખટપટ જામી. કોઈને એકબીજા ઉપર વિશ્વાસ ન હતો. દરેક પોતાના સિવાય બેનું કાસળ કાઢવા ઈચ્છતો હતો. ઈતિમાદખાન આલમખાનના વર્તનથી કંટાળી ગયો અને એ બંને સૈયદ મુબારક બુખારીની વધતી જતી પ્રતિષ્ઠા સહન કરી શકતા ન હતા.

**ખાનદેશના મુબારકશાહની બીજી લડાઈ અને તેમાં થયેલું સમાધાન**

ગુજરાતના અમીરોની માંહોમાંહેની ખટપટ અને ઝઘડા અંગેના સમાચાર ખાનદેશના સુલતાન મુબારકશાહને મળ્યા એટલે તેણે ફરીથી ગુજરાત ઉપર આક્રમણ કર્યું. ગુજરાતના અમીરો લશ્કર લઈ સામા ગયા. નર્મદા કિનારે સામસામે બંનેએ પડાવ નાખ્યો. ગુજરાતના કેટલાક અમીરો લાભ મેળવવા સામેના પક્ષમાં જોડાવા ઈચ્છતા હતા. પરંતુ સુલતાન મુબારકશાહ સ્વભાવે કંજૂસ હોવાની અને ઈતિમાદખાન ઉદાર હોવાનું જાણતાં તેઓ ઈતિમાદખાનને જ વળગી રહ્યા. તે પછી સંધિ થઈ. તેમાં સુલતાનપુર તથા નંદરબારનાં ગુજરાતની હદમાં આવેલાં પરગણાં સુલતાન મુબારકશાહને આપવાનું નક્કી થયું અને બદલામાં સુલતાને સુંદર મલમલ અને કમરપટા બનાવવા માટે જાણીતાં થયેલાં ત્રણ ગામો ઈતિમાદ-ખાનને આપ્યાં. આના પરિણામે સુલતાનપુર અને નંદરબાર કાયમ માટે ખાનદેશમાં જોડાયેલાં રહ્યાં. તે પછી ઈતિમાદખાન સુલતાન અહમદશાહને લઈ અમદાવાદ પાછો આવ્યો અને અગાઉની જેમ સત્તા પોતાને હસ્તક રાખી.

**સૈયદ મુબારકનું અવસાન**

બાળ સુલતાન અહમદશાહની સ્થિતિ ઈતિમાદખાનના કબજામાં કેદી સમાન હતી. તખ્તનશીની પછી પાંચ વરસ બાદ તેના ઉપર લદાયેલા ઈતિમાદખાનના બંધન અને તેણે તેની પચાવી પાડેલી તમામ સત્તાનો તેને ખ્યાલ આવ્યો. એક દિવસ લાગ જોઈ તે નાસી છૂટયો અને સૈયદ મુબારક બુખારીના રક્ષણ

નીચે મહમૂદાબાદમાં રહેવાનું તેણે પસંદ કર્યું. તે સૈયદની પ્રતિષ્ઠા તથા ઈતિમાદખાનના આપખુદી સ્વભાવ પ્રત્યેની નફરતને લઈને ત્યાં કેટલાક અમીરો એકત્ર થયા. તેમણે એક મિત્ર-સંઘની સ્થાપના કરી. તેની સામે લડવા જવા માટે ઈતિમાદખાન અને તેના સાથીદારોએ કૂચ કરી અને બન્ને વચ્ચે ખારી નદીના કાંઠા પર લડાઈ થઈ. તેમાં તીર વાગવાથી સૈયદ મુબારક બુખારીનું અવસાન (ઈ.સ. ૧૫૫૮ના જુલાઈની તા. ૧૩મીએ) થયું. પરિણામે સંઘ હાર્યો અને તેનું લશ્કર વિખરાઈ ગયું. સુલતાન અહમદશાહ કેટલોક સમય જંગલમાં રખડતો રહ્યો અને અંતે તેણે ઈતિમાદખાન પાસે પરત આશ્રય માટે જવું પડયું. તે તેને અમદાવાદ લઈ ગયો અને શાહી મહેલમાં તેણે તેને કેદી તરીકે રાખ્યો.

**ઈતિમાદખાન અને ઈમાદુલ્ મુલ્ક અર્સલાન વચ્ચે ઝઘડો**

ઈમાદુલ્ મુલ્ક અર્સલાન અને તાતારખાન ગોરી નામના બે અમીરો ઈતિમાદખાનની એકહથ્થુ સત્તાને લઈને કંટાળી ગયા હતા. તેમણે તોપો બહાર કાઢી અમદાવાદમાંના તેના મકાન ઉપર ગોળાઓનો મારો ચલાવ્યો. આથી સુલતાનને લઈને ઈતિમાદખાન મોહમ્મદાબાદ (ચાંપાનેર) પાસે આવેલા હાલોલમાં નાસી છૂટયો. ત્યાં તેણે લશ્કર એકત્ર કરવા માંડયું અને માંહોમાંહે લડાઈ ફાટી નીકળવાની તૈયારી હતી એટલામાં કેટલાક શાંતિપ્રિય લોકોની દરમ્યાનગીરીથી અમીરોમાં કરાર થયા, જેને લઈને ઈતિમાદખાન રાજરક્ષક તરીકે ચાલુ રહ્યો ને સુલતાન ઉપરની દેખરેખ તેને હસ્તક જ રહી. અમીરોએ પ્રદેશને માંહોમાંહે વહેંચી લીધા. સુલતાન માટે ૧૫૦૦ જેટલા ઘોડા માટે ઘાસચારાની જમીન ફાળવવામાં આવી.

**દમણ બંદર કાયમ માટે પોર્ટુગીઝોને હસ્તક**

દીવ અને વસઈ ઉપર પોર્ટુગીઝોનો કબજો થઈ ગયો હતો. તેમની ઇચ્છા દમણનું બંદર ગુજરાતના સુલતાન પાસેથી પોતાને હસ્તક લેવાની હતી. ગોવાના ગવર્નર ફ્રાન્સિસ્કો બેરેટોએ ગુજરાતના સુલતાનના દરબારમાં દસ અરબી ઘોડા અને ચોવીસ સસલાં ભેટ તરીકે એક વકીલ સાથે મોકલ્યાં અને દમણનો કબજો આપવા તેની સાથે પેગામ પાઠવ્યો. ગુજરાતના સુલતાને ગવર્નરને જવાબમાં જણાવ્યું કે દમણમાં જે હબશી સરદાર છે તે સુલતાનની સત્તા માન્ય રાખતો નથી. તેને પોર્ટુગીઝો હાંકી કાઢે તો દમણ તેમને આપવામાં વાંધો નથી. ઈમાદુલ્ મુલ્ક અર્સલાન જે ઈતિમાદખાનનો એ સમયે પ્રતિસ્પર્ધી હતો તેણે ઈતિમાદખાનના વિરોધમાં પોર્ટુગીઝો સાથે સંધિ કરી અને તે મુજબ પાંચસો પોર્ટુગીઝ સૈનિકોની મદદના બદલામાં દમણ બંદર તેમને આપી દેવા હા પાડી. દમણ બંદર ઉપર એ વખતે સૈફુલ્ મુલ્ક મિફતાહ નામના હબશીનો કબજો હતો.

તે પછી ઈમાદુલ્ મુલ્કે તેને દમણનો કિલ્લો સોંપી દેવા ફરમાન મોકલ્યું. સૈફ્ ઉલ્-મુલ્કે તેમ કરવાનો ઈન્કાર કર્યો. એ દરમિયાન નવો પોર્ટુગીઝ વાઈસરૉય કૉન્સ્ટન્ટિનો-દ-બ્રેગન્ઝા (ઈ.સ. ૧૫૫૮–૧૫૬૧) સો વહાણોનો કાફલો લઈ ગોવાથી દમણના કિલ્લાનો કબજો લેવા ઉપડયો. સીદીઓએ લડયા વિના પારનેરાના પહાડી કિલ્લામાં આશ્રય લીધો. પોર્ટુગીઝોએ એક પણ માણસ ગુમાવ્યા વિના દમણનો કબજો લીધો. પારનેરાના કિલ્લામાં રહી સીદીઓ પોર્ટુગીઝોને શાંતિથી રહેવા દેતા ન હતા. તેમના સરદાર સૈફ્ ઉલ્ મુલ્ક પાસે બે હજાર સવાર હતા. આથી વાઈસરૉયે તેમની સામે લશ્કર મોકલ્યું અને પારનેરા ઉપરથી પણ તેમને હાંકી કાઢયા. તે પછી ત્યાંથી થોડે છેટે આવેલા વલસાડમાં એક નાનો કાફલો મોકલી વાઈસરૉયે તેનો પણ કબજો લીધો. વલસાડના કિલ્લાની આસપાસ સૈફ્ ઉલ્ મુલ્કે ઘેરો નાખ્યો. પોર્ટુગીઝોને તો દમણથી મદદ મળતી રહેતી હતી. પરંતુ ઘેરો લાંબો ચાલ્યો, તેથી કંટાળીને વાઈસરૉયે વલસાડનો કિલ્લો છોડી દેવાનો હુકમ ત્યાં મોકલ્યો. તેના પરિણામે સીદીઓએ આવીને કિલ્લો જમીનદોસ્ત કરી નાખ્યો અને આસપાસનાં ગામો લૂંટી લીધાં. તે પછી દમણ બંદર કાયમ માટે પોર્ટુગીઝોનું થાણું બની ગયું હતું. આમ કોંકણને કિનારે ગોવા અને ગુજરાતનાં દીવ અને દમણ પોર્ટુગીઝોને હસ્તક ભારતને સ્વતંત્રતા પ્રાપ્ત થઈ ત્યાં સુધી રહ્યાં હતાં.

**સુલતાન અહમદશાહનું ખૂન**

બાળ સુલતાન પોતાની પ્રતિબંધિત હાલતમાં તેની પાસે આવતા જતા અમલદારો સાથે બાળકોની પેઠે રાજરક્ષકને મારી નાખવાની વાતો કર્યા કરતો હતો.[1] ઈતિમાદખાનને એ સમાચાર મળતા રહેતા હતા. આથી બાળ સુલતાન કોઈ પણ રીતે તેના ઉપર ઘા કરી શકે એમ નથી એમ તે સારી રીતે સમજતો હતો છતાં સત્તાનો લાભ આપવાનું સમજાવીને કોઈક પાસે કંઈક અયોગ્ય કરાવી દે એવો ભય જણાતાં તેણે તેને મોતને ઘાટ ઉતરાવી દીધો[2] અને એ દોષ પોતાના શિર ઉપરથી દૂર રાખવાને તેનું શબ કિલ્લાની બહાર ખુલ્લી જગ્યામાં ફેંકાવી દીધું[3] (ઈ.સ. ૧૫૬૧ના એપ્રિલની તા. ૨૧મી).

---

૧. તે કેળના થડને તલવાર મારીને ઈતિમાદખાનનું માથું ધડથી જુદું કરું છું એમ બોલ્યા કરતો. મિરૂઆતે સિકંદરી, પૃ. ૪૨૯ (વડોદરા).

૨. એજન, પૃ. ૪૨૯.

૩. સુલતાનની લાશને અમીર વજીહુલ્ મુલ્ક અબૂજી ટાંકના મહેલની સામે નદીના ભાગમાં ઈતિમાદખાને ફેંકાવી દીધી હતી અને એવી વાત ચલાવી હતી કે સુલતાન વજીહુલ્ મુલ્કને ત્યાં કાવાદાવા અને ખટપટ કરવા ગયો હતો અને ત્યાં ન ઓળખાવાથી તેને મારી નાખવામાં આવ્યો હતો.

## પ્રકરણ ૧૩

# ગુજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફરશાહ ૩ જો

(ઈ.સ. ૧૫૬૧--૧૫૭૩)

સુલતાન અહમદશાહ ૩ જાનો કરુણ અંત આવ્યો. તેને કોઈ વારસ ન હતો. એવા સંજોગોમાં ઈતિમાદખાને બાર વરસના નન્નૂ[1] કે નથુ નામના એક છોકરાને સુલતાન મહમૂદશાહ ૩ જાની રખાતનો પુત્ર છે એવા સોગંદ ખાઈ[2] સુલતાન મુઝફ્ફરશાહ ૩ જાના ખિતાબ સાથે ઈ.સ. ૧૫૬૧માં[3] તખ્તનશીન કર્યો.

બાળ વયના સુલતાન મુઝફ્ફરશાહને નજરકેદ જેવી હાલતમાં રાખીને ઈતિમાદખાને માત્ર પોતે રાજ્યની સત્તા વજીરપદ અપનાવીને પોતાને હસ્તક રાખી હતી.

પ્રદેશમાં શાંતિ ન હતી. માંહોમાંહે લડતા અમીરોની હકૂમતમાં સત્તા વહેંચાઈ ગયેલી હતી અને ખૂનખાર ખેંચતાણ મહત્ત્વાકાંક્ષી અને સ્વાર્થી અમીરોમાં થયા

૧. તવારીખોમાં એ નામ જુદી જુદી જોડણીથી લખાયેલું છે. મીર અબૂ તુરાબની 'તારીખે ગુજરાત' (પૃ. ૧૦૧), 'મિરૂઆતે અહમદી' (પૃ. ૧૩૪) અને 'મિરૂઆતે મુસ્તફાબાદ'(પૃ. ૧૦૭)માં નન્હૂ છે; 'તુઝુકે જહાંગીરી'(પૃ. ૨૧૬)માં નબૂ છે; 'મઆસિરે રહીમી' (ભા ૨, પૃ. ૧૯૬) અને 'અકબરનામા'(ભા. ૧, પૃ. ૩૭૦)માં નન્નૂ છે અને 'તારીખે ફિરિશ્તા'માં હબ્બૂ (કદાચ હબીબ ઉપરથી હુલામણું નામ) છે.

૨. 'તારીખે ફિરિશ્તા' (Briggs, Vol. IV, p. 155)માં જણાવવામાં આવ્યું છે કે ઈતિમાદખાને પાક કુરાન ઉપર હાથ મૂકીને અમીરોની હાજરીમાં સોગંદ ખાધા હતા કે સુલતાન મહમૂદશાહ ૩ જાના અવસાન સમયે એ છોકરાની મા એટલે કે સુલતાનની રખાત સગર્ભા હતી. તેણે પાછળથી એને જન્મ આપ્યો હતો, પરંતુ સંજોગો બદલાતાં એ જ ઈતિમાદખાને કહેલું કે એ સુલતાનનો પુત્ર નથી.

૩. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૪૬; 'મિરૂઆતે અહમદી', પૃ. ૬૪; 'મિરૂઆતે મુસ્તફાબાદ', પૃ. ૧૦૭; પરંતુ 'તારીખે ફિરિશ્તા' અને 'તબકાતે અકબરી'માં હિ.સ. ૯૬૭ (ઈ.સ. ૧૫૬૦) છે.

કરતી હતી. જહૂજહારખાન હબશી[1] અને ઉલુગખાન હબશી સિવાયના બીજા અમીરો ઈતિમાદખાન પ્રત્યે નારાજ હતા. આથી સુલતાન અહમદશાહ ૩ જાના સમયમાં ગુજરાતની જેવી દુર્દશા હતી તેવી જ, પરંતુ વધારે ઉગ્ર સ્વરૂપમાં આ સુલતાનના કાળમાં હતી.

ગુજરાતમાંના અફઘાન, તુર્ક (રૂમી) અને હબશી વગેરે પરદેશીઓ જોરમાં આવી ગયા હતા અને વિશેષમાં એક નવું તત્ત્વ ઉમેરાયું. તે હતું મોગલ શહેનશાહ અકબરના સંબંધીઓ—મિર્ઝાઓનું જેઓ તેની સામે બળવો કરી ઉત્તર ભારતમાંથી ગુજરાતમાં ભાગી આવ્યા હતા. ઉત્તર ગુજરાતમાં અફઘાન ફુલાદીઓ સાથે તેમને ફાવ્યું નહિ એટલે દક્ષિણ ગુજરાતમાં અમીર ચિંગીઝખાને તેમને બોલાવ્યા ત્યારે તેઓ ત્યાં જઈને રહ્યા. એ મિર્ઝાઓની સહાય આવી મળી તેથી ચિગીઝખાનના દિલમાં ઈતિમાદખાનને ઉખેડી નાખવાની હિંમત આવી.

**ઈતિમાદખાન અને ચિંગીઝખાન વચ્ચે ઘર્ષણ**

ચિગીઝખાન ગુજરાતમાં સર્વોપરી થવાનાં સ્વપ્નાં સેવવા લાગ્યો. તેણે ઈતિમાદખાન આગળ પોતાના દાવા રજૂ કર્યા અને ઈતિમાદખાન તેને આડું-અવળું સમજાવી સમય પસાર કરતો રહ્યો. ચિગીઝખાનને એ બાબતનો ખ્યાલ આવ્યો ત્યારે તે તેના ઉપર રોષે ભરાયો. પરંતુ ઈતિમાદખાનની રાજદ્વારી કુનેહ અને અમીરોને એકબીજા સાથે લડાવવાની તેની નીતિથી પરિસ્થિતિ લંબાતી જતી હતી. ચિગીઝખાન રાજખટપટમાં નબળો હતો. તેનો લાભ ઈતિમાદખાને ઉઠાવ્યો. ચિગીઝખાને ઈતિમાદખાનને લખી જણાવ્યું કે મારી જાગીર પૂરતી નથી, તેથી તેમાં વધારો કરી આપો. ઈતિમાદખાને તેને જણાવ્યું કે બુરહાનપુર અને નંદરબાર મૂળથી ગુજરાતના ભાગ હતા. ખાનદેશના સુલતાને એ ખાલસા કર્યા છે. તમો એ જીતી લો તો તમારી જાગીરમાં એટલો વધારો થશે. ઈતિમાદખાન એમ કરી ચિગીઝખાનને દૂર કાઢવા પ્રયત્ન કરતો હતો. ચિગીઝખાન મજકૂર જવાબથી ભોળવાઈ ગયો. તેણે ઈતિમાદખાનની વાત માની લઈને એક મોટા

૧. જહૂજહારખાન ખિતાબ ગુજરાતના બે હબશી સિપાહસાલારોના હતા. એક બિલાલ હબશી જેને એ ખિતાબ ઈ.સ. ૧૫૩૮માં મળ્યો હતો અને ઈ.સ. ૧૫૫૬માં દીવના બીજા ઘેરા વખતે તે માર્યો ગયો હતો. તેને સરખેજમાં દફનાવવામાં આવ્યો હતો. આ જહૂજહારખાન મરજાન સુલતાન હબશી નામથી ઓળખાતો હતો. એ બિલાલ હબશીનો પુત્ર હતો. શહેનશાહ અકબરના હુકમથી ઈ.સ. ૧૫૭૩માં એને હાથીના પગ નીચે કચડી નંખાવવામાં આવ્યો હતો. તેને પણ સરખેજમાં જ દફનાવવામાં આવ્યો હતો.

લશ્કર સાથે દક્ષિણ તરફ ઈ.સ. ૧૫૬૬માં કૂચ કરી. મીરાં મુબારકશાહના પુત્ર મીરાં મોહમ્મદશાહ સાથે તેને લડાઈ થઈ. તેમાં તે હાર્યો અને તેના લશ્કર તથા સરંજામની ભારે ખુવારી થઈ. અંતે તે ભરૂચ તરફ નાસી આવ્યો.

હવે ચિંગીઝખાનને ખાતરી થઈ કે ખાનદેશ ઉપર આક્રમણ કરવાની સલાહ આપવામાં ઈતિમાદખાનની લુચ્ચાઈ હતી, તેથી તેનું વેર લેવા તેણે દૃઢ નિશ્ચય કર્યો અને એક લશ્કર લઈ અમદાવાદ તરફ તેણે કૂચ કરી.

મહમૂદાબાદ (વર્તમાન મહેમદાવાદ) પાસે આવીને તેણે પડાવ નાખ્યો. બીજી બાજુથી ઈતિમાદખાન પણ સુલતાન મુઝફ્ફરશાહને શાહી છત્ર સાથે આગળ કરીને ચિંગીઝખાન સામે લડવા નીકળ્યો. તેણે વટવામાં છાવણી નાખી. ખારી નદીના કિનારા ઉપર લશ્કરનો વ્યૂહ ગોઠવવામાં આવ્યો. ત્યાં મહમૂદાબાદથી ચિંગીઝખાન આવી પહોંચ્યો. કેટલીક નાની મોટી લડાઈઓ થઈ. તેમાં મિર્ઝાઓની મદદથી ચિંગીઝખાનનો વિજય થયો. ઈતિમાદખાન સુલતાન મુઝફ્ફરશાહને સાથે લઈને મોડાસા થઈ ડુંગરપુર તરફ ભાગી ગયો[1] અને ત્યાંથી ગુજરાતમાં પ્રવર્તેલી અંધાધૂંધીનો અંત લાવવા માટે મોગલ શહેનશાહ અકબરને ગુજરાત ઉપર આક્રમણ કરવા પ્રથમ પેગામ પાઠવ્યો.[2]

### ચિંગીઝખાન ગુજરાતનો શાસક

વિજયી ચિંગીઝખાને અમદાવાદમાં પ્રવેશ કર્યો અને ઈતિમાદખાનના મકાનમાં મુકામ રાખીને શાહી મહેલમાં તખ્ત ઉપર બેઠો (૧૫૬૬). એ વખતે ઉત્તર ગુજરાતના શેરખાન ફૂલાદી સિવાયના તમામ અમીરોએ તેની સત્તાનો સ્વીકાર કર્યો. ચિંગીઝખાનને એ સમયે શેરખાન ફૂલાદી સાથે વેર કરવું યોગ્ય ન લાગવાથી તેની સાથે સંધિ કરી અને સાબરમતી નદીની ઉત્તરનો ભાગ તેને આપ્યો. મિર્ઝાઓએ ચિંગીઝખાનને તખ્ત ઉપર બેસાડવામાં સહાય કરી હતી. તેના

---

૧. 'તારીખે ફિરિશ્તા'માં જણાવવામાં આવ્યું છે કે ઈતિમાદખાન નડિયાદ સુધી આવ્યો હતો અને ડરને લઈને પાછો ચાલ્યો ગયો હતો. 'મિરૂઆતે સિકંદરી'માં જણાવવામાં આવ્યું છે કે ઈતિમાદખાન મુઝફ્ફરશાહને લઈને મોડાસા ગયો. એમાં આ લડાઈનું વર્ણન વિગતથી છે. પરંતુ 'તબકાતે અકબરી'માં આપેલા વર્ણન અને એની વિગતમાં કંઈક ફેર છે. 'તબકાતે અકબરી'માં છે કે જહૂજહાર-ખાન વગેરે હબશીઓ મુઝફ્ફરશાહને લઈ અમદાવાદ ગયા અને પછી  ઈતિમાદખાન પાસે ગયો.

૨. **Briggs**, Vol. IV, pp. 158–59.

બદલામાં ભરૂચ તરફનો ફળદ્રુપ પ્રદેશ તેણે તેમને આપ્યો હતો. તે તેમને ઓછો પડવા લાગ્યો. કેટલાક ખટપટી અને સ્વાર્થી અમીરો મિર્ઝાઓને મળી ગયા. આથી ચિંગીઝખાને તેમની સામે એક લશ્કર મોકલ્યું, જેમાં હબશીઓ અને ગુજરાતીઓ હતા. તેઓમાંથી ઘણાને મિર્ઝાઓએ પકડયા અને કેટલાકને મોતને ઘાટ ઉતારી દીધા. તેઓમાંથી જે બચ્યા તે ખાનદેશ તરફ નાસી છૂટયા.

ખાનદેશનો મીરાં મોહમ્મદશાહ ચિંગીઝખાન ઉપર મેળવેલી જીતથી ફુલાઈ જઈને ગુજરાતનું રાજ્ય મેળવવા અમદાવાદ ઉપર ચડી આવ્યો અને મોડાસાથી ઈતિમાદખાનનો સહકાર મેળવ્યો. પરંતુ ઉત્તર ગુજરાતમાંથી શેરખાન ફુલાદીની તથા મિર્ઝાઓની મદદથી ચિંગીઝખાને મીરાં મોહમ્મદશાહને સખત શિકસ્ત આપી. આ સમાચારથી ઈતિમાદખાન સુલતાન મુઝફ્ફરશાહને લઈ પાછો ડુંગરપુર તરફ ચાલ્યો ગયો.

**ચિંગીઝખાનની રાજયવ્યવસ્થા (ઈ.સ. ૧૫૬૭)**

ગુજરાતમાં અશાંતિ ચાલુ રહી હતી છતાં ચિંગીઝખાન શાહી ઠાઠથી રહેતો હતો અને દુશ્મનો સામે ઝઝૂમતો હતો. એનો વહીવટ એવો હતો કે લોકો અગાઉના સારા સમયના શાસન સાથે તેના શાસનને સરખાવતા હતા. તેના સમયમાં લોકોને ન્યાય પણ સારી રીતે મળતો હતો. કોઈ કોઈ અન્ય ઉપર જુલમ ગુજારી શકતું ન હતું. ચિંગીઝખાન શાયરો, કલાકારો અને આલેમફાઝેલ લોકોની કદર કરતો હતો. માળવાના સુપ્રસિદ્ધ રાજવી અને ભારતનો વિખ્યાત સંગીતશાસ્ત્રી, રૂપમતિ જેવી સ્વરૂપવાન રાણીનો પતિ સુલતાન બાઝબહાદુર માળવામાંથી મોગલ શહેનશાહ અકબરના લશ્કરના ડરનો માર્યો નાસી ગુજરાતમાં આવ્યો હતો. તેને પણ ચિંગીઝખાને આશ્રય આપ્યો હતો.

**ચિંગીઝખાનનું ખૂન**

બન્યું હતું એવું કે કેટલાક અમીરોને સંતોષવા જાગીરની ફરીથી વહેંચણી કરવાનું ફરમાન ચિંગીઝખાને બહાર પાડયું અને તેણે તમામ અમીરોને દરેક રીતે સમાન દરજ્જાના હોય તે રીતે તેમની સાથે વર્તવાનું વચન આપ્યું. તેમ છતાં કોઈ પણ પક્ષ તેની સામેના પક્ષ ઉપર વિશ્વાસ મૂકતો ન હતો. એવામાં ચિંગીઝખાનના બીજલીખાન નામના હબશી ગુલામને તેની ઈચ્છા વિરુદ્ધ ખંભાતની જાગીર આપવામાં આવી. આથી તે રોષે ભરાયો અને તેથી તેણે જહૂજહારખાન હબશી અને ઉલુગખાન હબશીના દિમાગમાં આડુંઅવળું સમજાવી એવું ઠસાવ્યું કે ચિંગીઝખાન તે બન્નેનું ખૂન કરાવવાનું કાવતરું કરી રહ્યો છે. આ વાત

બિલકુલ વજૂદ વિનાની હતી. ચિંગીઝખાનના દિલમાં તે બન્ને હબશી અમીરો અંગે કંઈ કપટ હતું જ નહિ; છતાં જાગીરના બારામાં બીજલીખાનને અસંતોષ થયો, તેથી ભદ્રના મેદાનમાં ચિંગીઝખાન તે ત્રણે સાથે ચોગાન ખેલી રહ્યો હતો ત્યારે જહૂજહારખાને તલવાર મારી ચિંગીઝખાનનો ખભાથી કમર સુધીનો ભાગ ચીરી નાખ્યો અને તેનું માથું જુદું કરી દીધું. આ દુષ્ટ કાર્ય કર્યા બાદ બન્ને હબશીઓ ત્યાંથી નાસી છૂટયા (ઈ.સ. ૧૫૬૭).

**ચિંગીઝી—મહમૂદી સિક્કા**

એક બાબત નોંધવા જેવી એ છે કે ગુજરાતી સલ્તનતના સમયમાં સુલતાન મહમૂદશાહ બેગડાએ સિક્કા ચાલુ કર્યા હતા, તેથી ઘણા સિક્કા 'મહમૂદી' કહેવાતા. તેના પુત્ર સુલતાન મુઝફ્ફરશાહ બીજાના સમયના કેટલાક સિક્કા થોડો સમય મુઝફ્ફરી નામ મળ્યું હતું, પરંતુ ગુજરાતનો તે સમયે સર્વ સામાન્ય સિક્કો 'મહમૂદી' હતો. તેથી ચિંગીઝખાનના સમયમાં જે સિક્કા ચાલુ હતા તે ચિંગીઝી-મહમૂદી કહેવાતા હતા.

**ઈતિમાદખાન સુલતાન મુઝફ્ફરશાહ સાથે અમદાવાદમાં**

ચિંગીઝખાનની કતલ પછી જહૂજહારખાન હબશી અને ઉલુગખાને ભદ્રના કિલ્લાનો કબજો લીધો. શેરખાન ફુલાદીએ કડીથી આવી અમદાવાદનો કબજો લેવા પ્રયત્નો કર્યા.[1] અફઘાનોએ શહેરમાં જઈને લૂંટ ચલાવી. આથી જહૂજહારખાન વગેરેએ ઈતિમાદખાનને અમદાવાદમાં તાકીદે આવી પહોંચવા પેગામ પાઠવ્યો. તેણે સુલતાન મુઝફ્ફરશાહ સાથે આવીને પોતાના મહેલમાં રહેવા માંડયું. ચિંગીઝખાને શેરખાન ફુલાદી સાથે કરેલા કરાર મુજબ તેને સાબરમતીની ઉત્તરનો ભાગ આપી ઈતિમાદખાને તેની સાથે સમાધાન કર્યું.

**સુલતાન મુઝફ્ફરશાહ શેરખાન લોદી સાથે**

ઈતિમાદખાને તે પછી યુક્તિપ્રયુક્તિ કરી હબશી જહૂજહારખાનને પોતાના પક્ષમાં લીધો. આથી હબશીઓનો પક્ષ નબળો પડયો. એ જોઈ ઉલુગખાન હબશી શેરખાન ફુલાદીના પક્ષમાં ગયો. હવે સુલતાન મુઝફ્ફરશાહને શેરખાન ફુલાદીનો પક્ષ મજબૂત જણાયો, તેથી તે ઈતિમાદખાનને છોડી અમદાવાદથી બે કોસ ઉપર આવેલા ગિયાસપુર ગામમાં જઈને ત્યાં પડાવ નાખી પડેલા ઉલુગખાન હબશીને મળ્યો અને તે પછી શેરખાન સાથે જોડાઈ ગયો. શેરખાને તેને આવકારી તખ્ત



૧. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૪૩ (વડોદરા).

ઉપર બેસાડયો અને શાહી દરબારની રીત પ્રમાણે કુરનિસ બજાવી પોતે તેને તાબેદાર હોય એવી રીતે માન આપ્યું અને તે પ્રમાણે તમામ અમીરો પાસે કરાવ્યું. પરંતુ પાછી સુલતાનની દશા નજરકેદી હોય એવી થઈ ગઈ. એ ગાળામાં થોડો સમય હબશીઓ અને ખાસ કરીને જહૂજહારખાનની સત્તા મધ્ય ગુજરાતમાં અને અમદાવાદમાં સારી રીતે જામી.

**શહેનશાહ અકબરનું ગુજરાત ઉપર આક્રમણ**

ઈતિમાદખાન દગો, છેતરપિંડી અને જૂઠી વાત કરી, અમીરોમાં માંહોમાંહે ટંટા ઊભા કરી પોતાની સત્તા ટકાવી રાખવા ઈચ્છતો હતો. મોટા અમીરો પાયમાલ થયા છતાં એ પદ્ધતિથી તે તેની કાર્યવાહીમાં સફળ રહ્યો હતો. હવે તેની દશા હતાશા ભરેલી થઈ. તેથી એકાંતનો ડોળ કરી દક્ષિણ ગુજરાતમાંના સત્તારૂઢ થયેલા મિર્ઝાઓને લખ્યું કે તમો અમદાવાદ આવી શેરખાન ફુલાદીના અફઘાનોને હરાવી ગુજરાતનું રાજ્ય તમારે હસ્તક લઈ લો. ખર્ચ માટે પાંચસો અશરફી દરરોજ મિર્ઝા મોહમ્મદ હુસૈન વડોદરાથી નીકળશે તે દિવસથી હું આપીશ. બીજી બાજુ તેણે મોગલ શહેનશાહ અકબરને ગુજરાતની રાજકીય સ્થિતિનું બયાન આપી પ્રદેશ જીતી લેવા ફરીથી આમંત્રણ મોકલ્યું. તેણે શેરખાન ફુલાદીને પણ લખ્યું કે નન્નૂ (સુલતાન મુઝફ્ફરશાહ) ગત સુલતાનનો પુત્ર નથી, તેથી એ તખ્તનો વારસ નથી. તેથી મેં મિર્ઝાઓને ગુજરાતના પાયતખ્તનો કબજો લેવા આમંત્રણ પાઠવ્યું છે. પેગામોના જવાબરૂપે મિર્ઝાઓ, અફઘાનો વગેરે સર્વના બખેડા ચાલતા હતા અને શહેરમાં અફઘાનોનું જોર હતું. તેઓ મિર્ઝાઓનો સામનો કર્યા કરતા હતા. સામ્રાજ્ય વિસ્તારના હિમાયતી તથા અતિ મહત્ત્વાકાંક્ષી એવા મોગલ શહેનશાહ અકબરને પણ મજકૂર પેગામ મળ્યો. તે તો પોતાના પિતા હુમાયૂને એક વખત કબજે કરીને ગુમાવેલા ગુજરાત જેવા ફળદ્રુપ અને ધનાઢ્ય પ્રદેશને સલ્તનતમાં સમાવી લેવાની સાંપડેલી તક ચૂકે એવો ન હતો.[૧] તરત જ તૈયારી કરી અને રવાના થઈ તેણે ગુજરાતની પુરાણી રાજધાની અણહિલવાડ પાટણમાં ઈ.સ. ૧૫૭૨ના નવેમ્બરની તા. ૭ મીએ પડાવ નાખ્યો.[૨] ત્યાં એક અઠવાડિયું આરામ કરીને તે અમદાવાદ તરફ રવાના થયો. ત્યાં અફઘાન શેરખાન ફુલાદીએ ઈતિમાદખાનને છ મહિનાથી ઘેરી રાખ્યો હતો. શહેનશાહ અકબરના આગમનના સમાચાર મળતાં અફઘાનો પોતાનો ઘેરો ઉઠાવી ત્યાંથી

૧. V. A. Smith, 'Akbar the Great Mogul', p. 110.

૨. 'અકબરનામા', ભા. ૩, પ. ૬.

નાસી છૂટયા.[૧] સુલતાન મુઝફ્ફરશાહ આ અંધાધૂંધીમાં તક સાંપડતાં શેરખાનની પકડમાંથી છટકી ગયો અને કડી નજીક આવેલા જોટાણામાં[૨] અનાજના કોઈ એક ખેતરમાં સંતાઈ રહ્યો. ત્યાં જ શાહી છાવણી હતી, તેથી નવેમ્બરની તા. ૧૫મીએ શાહી અમલદારોના હાથમાં તે સપડાઈ ગયો.[૩] શહેનશાહે તેને ખાજા શાહ મનસૂર[૪] તથા અન્ય અમીરોની દેખરેખ નીચે માનથી પ્રદેશમાંથી દૂર નજરકેદી તરીકે રાખવાનો હુકમ કર્યો. અકબર અમદાવાદમાં આવી પહોંચ્યો. તે પછી ઇતિમાદખાન અને તેના પક્ષના આગળ પડતા અમીરોએ આવીને અમદાવાદની ચાવી તેને સુપરત કરી.

તે પછી ગુજરાતની સુવ્યવસ્થા અને તેના સંગીન વહીવટ માટે શહેનશાહે પાકો બંદોબસ્ત કર્યો. તેણે ગુજરાતના પ્રદેશને પોતાની સલ્તનતનો એક સૂબો બનાવ્યો અને તેના સૂબેદાર તરીકે તેના પોતાના દૂધભાઈ ખાન આઝમ મિર્ઝા અઝીઝ કોકાની નિમણૂક કરી અને તેને અમદાવાદ અને મહી નદીની ઉત્તરના પ્રદેશનો વહીવટ સોંપ્યો. તેણે એક રાજકીય નીતિ તરીકે ભરૂચ, વડોદરા, સુરત અને ચાંપાનેરનો કબજો ધરાવનારા બંડખોર મિર્ઝાઓ સામે ઝઝૂમવાની કદર તરીકે ઇતિમાદખાન અને અન્ય અમીરોમાં દક્ષિણ ગુજરાતનો વહીવટ વહેંચી આપ્યો. ઈ.સ. ૧૫૭૩ના એપ્રિલની તા. ૧૩મીએ શહેનશાહ અકબર અમદાવાદથી પાયતખ્ત તરફ રવાના થયો.

## અકબરનું ફરીથી ગુજરાતમાં આગમન

ગુજરાતમાં મિર્ઝાઓ તથા હબશી, અફઘાન વગેરે અમીરોમાં સત્તા માટે માંહોમાંહે ખેંચતાણ ચાલુ જ રહી હતી. બળવાખોર મિર્ઝાઓ એવા તો શક્તિશાળી થઈ ગયા હતા કે સૂબેદાર મિર્ઝા અઝીઝ કોકા તેમને કાબૂમાં રાખી શકતો ન હતો. તેમણે હિંદુ રાજાઓ સાથે મળીને કરેલો બળવો દબાવવા ઈ.સ. ૧૫૭૩ના

૧. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૨૦૬.

૨. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૨૦૬.

૩. 'અકબરનામા', ભા. ૩, પૃ. ૭; 'મિરૂઆતે સિકંદરી' (પૃ. ૪૫૨, વડોદરા)માં જણાવવામાં આવ્યું છે કે સુલતાન મુઝફ્ફરશાહ પોતે શાહી અમલદાર પાસે ગયો. 'તબકાતે અકબરી'માં પણ એ જ પ્રમાણે છે.



૪. 'મઆસિરુલ્ ઉમરા', ભા. ૧, પૃ. ૬૯૫; તે એક કાબેલ અમલદાર હતો. થોડો સમય તેણે શહેનશાહ અકબરની સરકારમાં દીવાન તરીકે અને તે પછી ચાર વરસ વજીર તરીકે કામ કર્યું હતું, તેથી તે શાહ મનસૂર વજીર કહેવાય છે.

ઑગષ્ટની[1] તા. ૨૩ મીએ ફતેહપુર સિક્રીમાંથી રવાના થઈ નવ[2] કે અગિયાર દિવસમાં પૂરું અંતર કાપી અકબર અમદાવાદના સીમાડે આવી પહોંચ્યો. આથી મિર્ઝાઓને તેમનો સામનો કરવાની તૈયારી[3] માટે સમય મળ્યો નહિ. ઈ.સ. ૧૫૭૩ના સપ્ટેમ્બરની તા. ૨જીએ સાબરમતીથી એક કોસ જેટલે દૂર લડાઈ થઈ, તેમાં શહેનશાહે તેમની કમર તોડી નાખી. તેમાં બે હજાર કરતાં વિશેષ બંડખોરો માર્યા ગયા.[4] તીમૂરી લોકોમાં પ્રચલિત ક્રૂર રિવાજ મુજબ તેમનાં માથાં કાપી અકબરે ત્યાં એક પિરામીડ ઊભો કરાવ્યો. તે પછી તે જ મહિનાની તા. ૧૩ મીએ તે અહીંથી પરત રવાના થયો. તે જ સાલ દરમિયાન શહેનશાહે મિર્ઝા અઝીઝ કોકાને અહીંથી પાયતખ્તમાં બોલાવી લીધો અને તેને સ્થાને ગુજરાતના સૂબેદાર તરીકે મિર્ઝા અબ્દુર્રહીમ ઉર્ફે મિર્ઝાખાનની નિમણૂક કરી, જે તેના વજીર બૈરામખાન(મૃ.: ઈ.સ. ૧૫૬૧)નો પુત્ર હતો અને જેને અકબરે પાછળથી ખાનેખાનાનનો ખિતાબ એનાયત કર્યો હતો.

**સુલતાન મુઝફ્ફરશાહનું પાછલું જીવન**

મુઝફ્ફરશાહ ઈ.સ. ૧૫૭૮માં કોઈક તરકીબથી નજરકેદમાંથી છટકી ગયો

---

૧. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૨૨૩; J.B.B. R.A S. No. Vol. XXIV, pp. 113-115.

૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૭૧; 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૩૨૧, 'દરબારે અકબરી' (પૃ. ૩૯૮)માં સાત દિવસ છે અને ડેલેટ-(De Laet, 'Empire of the Great Mogul')માં કહ્યું છે કે ચારસો કોસનું અંતર અકબરે સાત દિવસમાં કાપ્યું. ફૈઝીએ તેની મસ્નવીમાં એ વિશે કહ્યું છે કે

"બ યક હફ્તઃ દર અહમદાબાદ રફ્ત,
તૂ ગૂઈ કે શહેન્શાહ ચૂં બાદ રફ્ત"

[એક અઠવાડિયામાં તે અમદાવાદ પહોંચ્યો; તું તો જાણે એમ જ કહે કે શહેનશાહ પવનવેગે ગયો.]

૩. 'તબકાતે અકબરી' અને 'મુન્તખબુત તવારીખ'માં માત્ર એક હજારની સંખ્યા છે. અબુલ્ફઝ્લ ('અકબરનામા', ભા. ૩, પૃ. ૮૭) મુજબ બારસો શબ ગણવામાં આવ્યાં હતાં અને તે ઉપરાંત પાંચસો બાજુમાં પડયાં હતાં.



૪. 'મિરૂઆતે અહમદી', ભા. ૧, પૃ. ૧૩૦.

અને સૌરાષ્ટ્રમાં[૧] આવેલા ખેરડીના[૨] લોમા ખુમાણ[૩] પાસે જઈ તેણે આશ્રય લીધો. ત્યાં થોડો સમય ગુપ્ત રહી પોતાનું ગુમાવેલું રાજ્ય પાછું મેળવવા માટે તે યોગ્ય તકની રાહ જોતો હતો. સાતથી આઠ હજાર જેટલા મોગલ ઘોડેસવાર સૈનિકો જે મિર્ઝાઓના એ સમયે સમર્થકો હતા તેઓ મુઝફ્ફરશાહને મળી ગયા અને તેમણે અમદાવાદ તરફ કૂચ કરી, મુઝફ્ફરશાહે કેટલાક બંડખોરો[૪] સાથે રાયખડ દરવાજા નજીક દીવાલના ભંગાણમાંથી અમદાવાદ શહેરમાં પ્રવેશ કર્યો. તેને તેણે લૂંટયું અને તેનો કબજો લીધો. મોગલ સૂબેદાર ઈતિમાદખાન અને તેનો પુરોગામી સૂબેદાર શિહાબુદ્દીન અહમદ તે સમયે કડીમાં હતા. પૂરઝડપે તેઓ અમદાવાદ આવી પહોંચ્યા. એ ખબર સાંભળી મુઝફ્ફરશાહ ખાનપુર દરવાજેથી નાસી છૂટયો. પણ બળવાખોરોએ સંગઠિત થઈને શિહાબુદ્દીન અહમદ અને ઈતિમાદખાનને હરાવ્યા, તેથી તેઓ પાટણ ગયા. તે પછી સુલતાન મુઝફ્ફરશાહ અગિયાર વરસ બાદ ગુજરાતના તખ્ત ઉપર ઈ.સ. ૧૫૮૩માં ફરીથી બેઠો. આ સમાચાર શહેનશાહ અકબરને તે જ સાલના ઉત્તરાર્ધમાં મળ્યા ત્યારે તેણે મિર્ઝાખાન(અબ્દુર્રહીમ જેને પાછળથી ખાનેખાનાનનો ખિતાબ એનાયત થયો હતો)ને ગુજરાતના સૂબેદાર તરીકે નીમીને કસાયેલા સૈનિકોનું એક લશ્કર આપી રવાના કર્યો.[૫]

એ દરમિયાન સુલતાન મુઝફ્ફરશાહે અમીરોને ખિતાબો, જાગીરો અને પદો એનાયત કર્યાં અને અમદાવાદમાંથી પોતાના સિક્કા પડાવ્યા. તેણે એક

---

૧. બદાઉની(મુન્તખબુત્ તવારીખ) મુજબ સૌરાષ્ટ્રમાં સુલતાન મુઝફ્ફરશાહનું મોસાળ હતું, તેથી એ તે તરફ ચાલ્યો ગયો. પોર્ટુગીઝોના હેવાલ મુજબ તે કેદી અવસ્થામાંથી સ્ત્રીવેશે કે સ્ત્રીઓની મદદથી નાસી છૂટયો હતો. પ્રથમ તે મોગલ શહેનશાહ અકબરના સુગંધી દ્રવ્યોના દરોગા કરમઅલી પાસે કેદી હતો, તે પછી અમીર મુનીમખાનની પાસે હતો અને મુનીમખાનના અવસાન પછી આગ્રામાં દરબારના દીવાન ખાજા શાહ મનસૂરની નજર તળે હતો.

૨. સોરઠના સુરધાર વિભાગમાં ખેરી કે ખીરી એવું કેટલાંક પુસ્તકોમાં છે, પરંતુ ખેરડી રાજકોટથી પૂર્વમાં લગભગ આઠેક માઈલ ઉપર છે.

૩. 'મિરૂઆતે સિકંદરી'(પૃ. ૩૭૩)માં લુંભા કાઠી નામ છે અને કેટલાક ઈતિહાસોમાં લોમા ખુમાણ છે.



૪. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૬૦.

૫. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૨૩૨.

મોટું લશ્કર એકત્ર કરી વડોદરાને ઘેરો ઘાલ્યો, જે બાવીસ દિવસ ચાલ્યો. ત્યાંના મોગલ હાકેમ કુત્બુદ્દીન મોહમ્મદખાન સાથે સુરક્ષાની શરતે તેણે સંધિ માટે કહેણ મોકલ્યું, પરંતુ કેટલાક વિઘ્નસંતોષી અમીરોની ઉશ્કેરણીથી[1] તેની તથા તેના ભાણેજ સૈયદ જલાલુદ્દીનની સુલતાને ઈ.સ. ૧૫૮૩ના નવેમ્બરની તા. ૨૩મીએ કતલ કરાવી. તે પછી ભરૂચનો કિલ્લો તેના ઠેકેદારોએ તેને સોંપી દીધો. મિર્ઝાખાન આવી રહ્યો છે એવી ખબર સાંભળી સુલતાન મુઝફ્ફરશાહ ઈ.સ. ૧૫૮૪ના જાન્યુઆરીની ૯મીએ અમદાવાદ તરફ રવાના થયો અને મિર્ઝાખાન એ જ મહિનાની તા. ૧૪મીએ પાટણથી રવાના થઈ સાબરમતી નદીના કિનારે સરખેજ પહોંચ્યો[2] અને ત્યાં છાવણી નાખી. સુલતાન મુઝફ્ફરશાહે મહમૂદનગરમાં[3] વ્યૂહો ગોઠવાયા બાદ બન્નેનાં લશ્કરો વચ્ચે સરખેજ પાસે લડાઈ થઈ અને બન્નેના પક્ષે અનેક શૂરવીર સૈનિકો તેમ જ સેનાપતિઓ મરાયા. એવામાં એવી અફવા ફેલાઈ કે શહેનશાહ અકબર એક મોટું લશ્કર લઈ આવે છે. આથી મુઝફ્ફરશાહના લશ્કરે પીછેહઠ કરવા માંડી. અંતે સુલતાન નાસી છૂટયો. આ રીતે તેનું બીજું સુલતાનપદ માત્ર પાંચ મહિના રહ્યું.

તે નાસી જઈને મહમૂદાબાદ,[4] વાસદ,[5] વડોદરા, નાંદોદ[6] થઈ સૌરાષ્ટ્ર તરફ નીકળી જઈને ગોંડલમાં પહોંચ્યો અને ત્યાં રહ્યો.[7]

મિર્ઝાખાને તેનો પીછો કર્યો. મુઝફ્ફરશાહ સાથે ગુજરાતી સૈનિકો ઉપરાંત થોડા ફૂટેલા મોગલ સૈનિકો તથા કાઠી ઘોડેસવારો હતા. કાઠિયાવાડમાં ન ફાવે

---

૧. 'અકબરનામા', ભા. ૩, પૃ. ૬૩૦; 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૩૧૭-૧૯.

૨. 'તુઝુકે જહાંગીરી', પૃ. ૨૧૬.

૩. હાલ એ મેમનગર નામથી ઓળખાય છે. તે સાબરમતી નદીના કાંઠે ઉસ્માનપુર નજીક છે.

૪. 'તબકાતે અકબરી'(ભા. ૨, પૃ. ૩૭૭)માં મઅ્મૂરાબાદ છે.

૫. 'તબકાતે અકબરી', ભા. ૨, પૃ. ૩૭૭; પરંતુ 'મઆસિરે રહીમી'-(ભા. ૨, પૃ. ૨૩૯)માં જે ચેનલાવ નજીકનું વાસદ વંચાય છે તે પેટલાદ નજીકનું એમ હોવું જોઈએ.

૬. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૨૩૯.

૭. 'મઆસિરે રહીમી', ભા. ૨, પૃ. ૨૪૧.

તો ગુજરાતમાં અને ગુજરાતમાં ન ફાવે તો કાઠિયાવાડમાં સુલતાન મુઝફ્ફરશાહ નાસભાગ કરતો હતો. મોગલ લશ્કરની ટુકડીઓ તેની પૂંઠ પકડતી રહેતી. આ સર્વને પરિણામે આખા પ્રદેશમાં સામાન્ય જનતામાં પણ શાંતિ રહી ન હતી. મોગલ સૂબેદારથી ડરીને કોઈની મદદ તેને મળતી ન હતી. માત્ર કાઠિયાવાડમાંના કોળી, ગરાસિયા અને જમીનદારો તરફથી તેને સારો એવો સાથ મળ્યો હતો. આ રીતે પાયતખ્ત અમદાવાદમાંથી નાસી છૂટયા બાદ દશ વરસ સુધી તેણે ફાવ્યું ત્યાં મોગલ સૈન્યનો સામનો કર્યો અને ન ફાવ્યું ત્યાંથી નાઠો.

નવાનગરનો સતોજી જામ, ખેરડીનો લોમો ખુમાણ તથા કચ્છનો રાવ મુઝફ્ફરશાહના ખાસ ટેકેદાર હતા. તેઓ પણ મોગલોની ધાકને લઈને ખુલ્લી રીતે મદદ કરી શકતા ન હતા. જગત(દ્વારકા)ના રાજા શિવારાણા વાઘેરે સુલતાનને ઘણી મદદ કરી પણ મોગલ લશ્કર આવી પહોંચતાં તેના સામનો કરતો તે માર્યો ગયો. કચ્છના રાવે[1] ભૂજથી થોડે દૂર મુઝફ્ફરશાહને ઉતારો આપ્યો હતો. આથી મોગલ લશ્કરે તેનો મુલક તારાજ કરવાની ધમકી આપી અને તે સહીસલામત રાખવો હોય તો મુઝફ્ફરશાહને સોંપી દેવા રાવને જણાવ્યું. આથી મોરબી અને માળિયાનાં પરગણાં જે મૂળ ટોતાને કચ્છનાં હતાં તે પાછાં મળે તો પોતે સુલતાનને મોગલોને હવાલે કરવાની ખાતરી આપી. તેનો હકારમાં જવાબ મળતાં સ્વાર્થ ખાતર રાવે સુલતાનને પકડાવી આપ્યો. મોગલ લશ્કર તેને લઈને મોરબી તરફ જતું હતું[2] એટલામાં રસ્તામાં ધ્રોલની નજીક મુઝફ્ફરશાહ હાજતે જવાનું બહાનું કાઢી એક મોટા ઝાડ પાછળ ગયો. ત્યાં તેણે લેંઘામાંથી છુપાવેલો અસ્ત્રો કાઢી પોતાનું ગળું કાપી નાખ્યું ને એ રીતે પોતાના દુઃખી જીવનનો અંત આણ્યો.[3] મિર્ઝાખાને તેનું માથું શહેનશાહ અકબર ઉપર મોકલી આપ્યું. આ રીતે ઈ.સ. ૧૫૯૧--૯૨માં ગુજરાતના છેલ્લા સુલતાને તે સમયની ભારતની જબરદસ્ત શહેનશાહત સામે વર્ષો સુધી ઝઝૂમી દુનિયાનો ત્યાગ કર્યો, પરંતુ તેની સામે નમતું ન જોખ્યું.

---

૧. 'તબકાતે અકબરી'માં ખેંગાર નામ છે. 'મિરૂઆતે સિકંદરી'- (પૃ. ૪૭૩, વડોદરા)માં બ્હારા, ભારા કે ભારમલ છે.



૨. 'મિરૂઆતે સિકંદરી', પૃ. ૪૭૩ (વડોદરા).

૩. 'ઇન્શાયે અબુલ્ફઝ્લ'(દફતર ૧, પૃ. ૯)માં જણાવવામાં આવ્યું છે કે તેને મોગલ દરબારમાં શાહી સૈનિકો લઈ જતા હતા ત્યારે તેણે આપઘાત કર્યો.

### ગુજરાતી સલ્તનતનો અંત

સુલતાન બહાદુરશાહના દિલમાં પરદેશી લોકો માટે ભાવ પેદા થયો અને મૂળ ગુજરાતીઓ પ્રત્યેની કદર ઓછી થઈ ત્યારથી પ્રદેશની પડતીનાં બીજ રોપાયાં હતાં. સુલતાન મહમૂદશાહ ૩ જાના સમયમાં એ બીજમાં ફણગા ફૂટયા, જેમાં પડતીનાં ચિહ્નો સ્પષ્ટ જણાવા લાગ્યાં છતાં દેખાવ બગડયો ન હતો. તેના અવસાન(ઈ.સ. ૧૫૫૪) પછી ગુજરાતનું એક પ્રદેશ તરીકે ઐક્ય તૂટયું. તેની સીમાઓ નષ્ટ થવા લાગી. તે પછીનો અહમદશાહ ૩ જો નામમાત્રનો સુલતાન હતો. સત્તા બધી દ્વેષીલા અમીરોને હસ્તક હતી. તેમણે ગુજરાતના ભાગલા પાડી પ્રદેશ માંહોમાંહે વહેંચી લીધા અને તે પછી તો પ્રદેશમાં લશ્કરની દોડાદોડ ચાલુ રહી. સ્થિર અને વ્યવસ્થિત શાસન જેવું કંઈ રહ્યું જ નહિ. આખરે એ સ્થિતિમાં પ્રદેશ મોગલોની સત્તા નીચે ચાલ્યો ગયો.

---

## સંપાદકીય નોંધ

1. જાલોર-વિજય અલાઉદ્દીનના રાજકાળનાં અંતિમ વર્ષોમાં થયેલો ને એમાં અલ્પખાને કોઈ સક્રિય ભાગ ભજવેલો હોવાનું જણાતું નથી. જુઓ: ર. છો. પરીખ અને હ. ગં. શાસ્ત્રી (સંપા.), 'સલ્તનત કાલ', પૃ. ૪૫, પાદટીપ ૩.

2. આદીના મસ્જિદના લેખના બે ટુકડાઓ પૈકી એક કનસડા દરવાજા પાસેની મસ્જિદમાં અને બીજો મખ્દૂમ હુસામુદ્દીન સાહેબની દરગાહના હજીરામાં જળવાયા છે. એમાં અલાઉદ્દીન ખલજી અને અલ્પખાનનાં નામોનો નિર્દેશ પણ થયો છે. જુઓ: **Epigraphia Indica, Arabic and Persian Supplement, 1962, pt. Ib, p. 3.**

3. ઇસામીએ વિદ્રોહીઓનાં નામ તેમ જ ઘટનાનું વિગતવાર વર્ણન આપ્યું છે, જ્યારે બરનીએ માત્ર 'કમાલુદ્દીન ગુર્ગને મોકલ્યો ને એને વિદ્રોહીઓએ મારી નાખ્યો' એટલું જ લખ્યું છે. આમાં સમગ્ર રીતે વિચારતાં ઇસામીનું કથન વધુ વિશ્વસનીય લાગે છે.

4. દેવગિરિમાં રહેલા ઐનુલ્મુલ્ક મુલતાનીને મલિક કાફૂરે ગુજરાતનો નાઝિમ નીમી વિદ્રોહ સમાવવા ફરમાવેલું. ઐનુલ્મુલ્ક રસ્તામાં હતો ત્યારે કુત્બુદ્દીન મુબારકશાહની તાજપોશીના એને સમાચાર મળ્યા. ઐનુલ્મુલ્કે ગુજરાતમાં પહોંચવા ખાસ કોઈ ઉતાવળ કરી નહોતી, પણ સુલતાન કુત્બુદ્દીનનો કડક આદેશ થતાં એ ઝડપથી ગુજરાત આવ્યો. જુઓ: **S. C. Misra, The Rise of Muslim Power in Gujarat, p. 89.**

5. ડૉ. મિશ્રો આ લડાઈ ડભોઈ પાસે થઈ હોવાનું નોંધ્યું છે, પણ તેઓએ એ માટે બરનીને બદલે ઇસામીનો હવાલો ટાંકયો છે (**Ibid., p. 103**). આમાં એમની સરતચૂક થયેલી જણાય છે. હકીકતે ઇસામીએ લડાઈ સરખેજ મુકામે થઈ હોવાનું નોંધ્યું છે (ફ઼ુતુહુસ્ સલાતીન, પૃ. ૪૮૨--૮૩) આ લડાઈ અંગે બરનીનું વૃત્તાંત વિશ્વસનીય જણાયું છે.

6. ફિરિશ્તાએ બરનીના મતનું ખંડન કરીને જણાવ્યું છે કે રા'ખેંગારે (ખેંગાર ૪ થાએ) સુલતાનની તાબેદારી સ્વીકારી લીધી હોવાથી સુલતાને જૂનાગઢ પર આક્રમણ કર્યું નહોતું ('તારીખે ફિરિશ્તા', પૃ. ૧૪૩). ફિરિશ્તાના મંતવ્યને સ્વીકારીને ડૉ. મિશ્રા જણાવે છે કે રા'ની તાબેદારીને સુલતાને પૂરતી ગણી હોવાથી જૂનાગઢ પર આક્રમણ કરવાનું પ્રયોજન રહ્યું નહોતું. અલબત્ત, સુલતાને જૂનાગઢની ઔપચારિક મુલાકાત લઈ ત્યાં દરબાર ભરેલો ( Rise of Muslim Power in Gujarat, p. 121 ). શ્રી. શંભુપ્રસાદ દેશાઈ મંડલિક મહાકાવ્યનો આધાર ટાંકી આ લડાઈ થયાનું જણાવે છે. તદ્નુસાર મુહમ્મદે જૂનાગઢ પર ચડી આવી ઉપરકોટને ઘેરો ઘાલ્યો. રા'એ ક્ષત્રિયોચિત સામનો કરવાનું નક્કી કર્યું. વધુ સમય કોટમાં ટકી ન શકાય એવું લાગતાં એણે દરવાજા ખોલી નાખ્યા અને તેઓ કેસરિયાં માટે બહાર પડયા. રા'ના યુવરાજ જયસિંહે પ્રબળ ધસારો કરી શત્રુ સૈન્યને છિન્નભિન્ન કરી નાખ્યું. દરમિયાનમાં તઘી જૂનાગઢમાંથી અન્યત્ર ભાગી ગયો. આથી યુદ્ધ બંધ થયું. રા'એ નઝરાણું મોકલી મુહમ્મદ સાથે સુલેહ કરી. જુઓ: સૌરાષ્ટ્રનો ઇતિહાસ, પૃ. ૩૨૫--૨૬; જૂનાગઢ અને ગિરનાર, પૃ. ૪૦.

7. ઝફરખાન ફારસીએ ઊનામાં ૧૪ રમઝાન, હિ.સ. ૭૬૮=૧૪ મે, ૧૩૬૭માં મુસલ્લાગાહ (મસ્જિદ કે ઈદગાહ) બંધાવી હોવાનું ત્યાંના લેખ ઉપરથી જણાય છે ( Epigraphia Indica, Arabic and Persian Supplement, 1962, p. 16, pl. Vb ). વળી એણે કપડવંજ ખાતે મસ્જિદ (આજની જામે મસ્જિદ) બંધાવી હતી. ( ibid., 1962, p. 17, pl. Va.)

8. શમ્સુદ્દીન દામગાનીના સમયનો હિ.સ. ૭૭૭ રબીઉલ્ અવ્વલ ૨૨ (=૯ ઑગસ્ટ, ઈ.સ. ૧૩૭૫)નો શિલાલેખ બેટ દ્વારકામાં છે. એમાં મલિકુશ્શર્ક શમ્સુલ્મુલ્ક વદ્દીન દામગાનીના આદેશથી જામે મસ્જિદના નિર્માણનો ઉલ્લેખ છે (Epigraphia Indo-Moslemica, 1939-40, pp. 1 f. pl. Ia.) એટલે એથી થોડા સમય પહેલાં આ બનાવ બન્યો હોવાની સંભાવના છે.

9. ઈ.સ. ૧૪૬૦થી ૧૪૭૨ના અભિલેખો (D. B. Diskalkar, Inscriptions of Kathiawad, No. 64-67) પરથી જણાય છે કે રાજા મંડલિક (=માંડલિક ૨ જો) નહિ, પણ તે વખતે તેનો નાનો ભાઈ મેલિગ રાજ્ય કરતો હતો. જુઓ: 'સલ્તનત કાલ', પૃ. ૧૦૦, પાદટીપ નં. ૭.

10. સુલતાન અહમદશાહે એ વર્ષે પરધર્મીઓ પર જજિયાવેરો નાખી તેની વસૂલાતમાં કડક નીતિ અખત્યાર કરતાં ઇસ્લામમાં ધર્માંતર કરનારાની સંખ્યા વધેલી—એજન, પૃ. ૭૬.

11. હરિરાય નહિ, પણ રાવ નારાયણદાસ જોઈએ. જુઓ: S. C. Misra, op. cit., p. 201; 'સલ્તનત કાલ', પૃ. ૧૮૦.

12. આ રાજા કાન્હા જાલોરનો હોવાનું ડૉ. મિશ્ર( op. cit., p. 191 )નું મંતવ્ય સ્વીકાર્ય જણાય છે.

13. પૂર્વ ખાનદેશમાં તંબોલ નામનો કોઈ કિલ્લો નથી. આથી એને સ્થાને વુલ્સેલી હેગે સૂચવેલ દખ્ખણ ખાનદેશની હદ પર આવેલ બતનોલ (The Cambridge History of India, Vol. III, p. 299 ) ખરું હોવાનું જણાય છે. ( Misra, op. cit., p. 196, n. 1 ).

14. રાવ નારાયણદાસ જોઈએ. જુઓ: 'સલ્તનત કાલ', પૃ. ૧૮૧.

15. આ રાજાનું નામ ગંગાદાસ નહિ, પણ 'ગંગદાસ' હતું.

16. ગંગાધર કવિ ગંગદાસનો સમકાલીન હતો. તેની 'ગંગદાસ-પ્રતાપ-વિલાસ નાટક' નામની સંસ્કૃત કૃતિમાં ૪ થા અને ૯ મા અંકમાં મુહમ્મદશાહના પાવાગઢ-ચાંપાનેર ઉપરના આક્રમણની વિગતો આપીને એમાં મુહમ્મદશાહને મળેલી નિષ્ફળતા બતાવવામાં આવી છે.

17. ગંગદાસ જોઈએ.

18. બંને પક્ષોના દાવાની વિગતો માટે જુઓ: J. Chaube, History of the Gujarat Kingdom, 1458-1537, p. 15.

19. કેટલાકને મતે એના કાકા હબીબખાનને તખ્ત પર બેસાડવા આમ કાવતરું કરી રહ્યા હતા. જુઓ: ibid., p. 32, n. 1.

20. આ સ્થાન ચુડાસમાઓની હકૂમતમાં હોવાની સંભાવના વિશેષ જણાય છે. જુઓ: 'સલ્તનત કાલ', પૃ. ૧૯૯, પાદટીપ નં. ૬૩.

21. ફિરિશ્તા મુજબ મહમૂદ બેગડા પહેલાં કોઈએ જૂનાગઢને સંપૂર્ણપણે જીત્યું નહોતું. બેગડાને આ માન જોઈતું હતું. તારીખે સોરઠ વ હાલારના કર્તા દીવાન રણછોડજીના મતે રાવના વજીર વિશળની પત્ની મનમોહની સાથે

રા' પ્રેમમાં પડયો, આથી વિશળે જ રા' પર વેર લેવા મહમૂદશાહને જૂનાગઢ પર ચડી આવવા આમંત્રણ પાઠવ્યું અને સહાય કરવા વચન આપ્યું. 'મિરૂઆતે સિકંદરી' અનુસાર જૂનાગઢ વિજયથી સ્વાભાવિક રીતે સોરઠનો આખો વિસ્તાર સલ્તનતમાં આવી જાય ને એ ફળદ્રૂપ પ્રદેશ તથા વેરાવળ, માંગરોળ, શીલ અને સુત્રાપાડા જેવાં ધીકતાં બંદરો પ્રાપ્ત થતાં સલ્તનત માલામાલ થઈ જાય.

આ બધાં કારણો કરતાં વિશેષ અગત્યનું કારણ તો મહમૂદ ઈસ્લામનો ફેલાવો કરવા માગતો હતો એ હતું. આથી રા'એ સુલતાન સાથે ઘણા સારા સંબંધ રાખ્યા હોવા છતાં સુલતાને જૂનાગઢ પર આક્રમણ કર્યું હોવાનું જણાય છે. આ ચર્ચાની વિગતો માટે જુઓ: J. Chaube, op. cit., pp. 43–45.

22. રા' માંડલિક ૩ જાએ ઈસ્લામ ખરેખર અંગીકાર કર્યો હતો કે નહિ એ મુદ્દો વિવાદાસ્પદ બન્યો છે. મુસ્લિમ તવારીખકારોએ અને તેમને અનુસરીને શ્રી. રત્નમણિરાવ જોટ, પ્રો. કોમિસરિયેત, ડૉ. ચૌબે જેવા અર્વાચીન ઈતિહાસકારો એણે ઈસ્લામ અંગીકાર કર્યો હોવાનું જણાવે છે. બીજી બાજુ સોરઠની સ્થાનિક અનુશ્રુતિઓને આધારે શ્રી. શંભુપ્રસાદ દેશાઈએ અને 'દ્વારકાપત્તલ' જેવા સંસ્કૃત કાવ્યને આધારે શ્રી. કે. કા. શાસ્ત્રીએ આ બાબત નકારી કાઢી છે. તેમની મુખ્ય દલીલ એ છે કે જો માંડલિક મુસલમાન થયો હોય તો એને મહમૂદે સોરઠનું રાજ્ય પાછું આપ્યું હોત. પણ એમ બન્યું નથી. એ સૂચવે છે કે માંડલિકે ઈસ્લામ અંગીકાર કર્યો નથી. આ સમગ્ર ચર્ચા માટે જુઓ: શં. હ. દેશાઈ, 'જૂનાગઢ અને ગિરનાર', પૃ. ૪૮; કે. કા. શાસ્ત્રી, 'સમકાલીન રાજ્યો', "સલ્તનત કાલ", પૃ. ૧૬૫-૬૬.

માંડલિકના પતન માટેની નાગબાઈને લગતી લોકકથાઓ અને ગુમાવેલું રાજ્ય પાછું મેળવવા માટે એણે કરેલા પ્રયત્નો વિશે જુઓ: શં. હ. દેશાઈ, ઉપર્યુક્ત, પૃ. ૪૮ તેમ જ તેમનો સૌરાષ્ટ્રનો ઈતિહાસ, પૃ. ૧૬૪ તથા ૩૭૯.

23. આ નિષ્ફળતાનાં કારણોની વિગતવાર છણાવટ માટે જુઓ: Chaube, op cit., pp. 142–146.

24. રાણા સાંગાનો પુત્ર ખંડણી લઈને નહિ, પણ ભેટસોગાદો લઈને શુભેચ્છા મુલાકાતે આવ્યો હતો. રાણા સાંગાએ કયારેય ખંડિયાપણું સ્વીકાર્યું હોય એ સંભવિત જણાતું નથી. જુઓ : ibid., p. 147.

25. સંધિની શરતો માટે જુઓ : ibid., p. 191.

26. રાજા સિલહદી પૂરબિયાના રાયસીનના કિલ્લાને જીતી લેવા માટે સામ્રાજ્ય-લાલસા ઉપરાંત બીજાં પણ બે કારણ આપાયાં છે. રાજાએ પોતાના જનાનામાં મુસ્લિમ સ્ત્રીઓ રાખી હતી. આથી આ બાબત અંગે અમીરોએ સુલતાનની કાનભંભેરણી કરતાં એ છેડાઈ પડેલો. આનાં કરતાં પણ વધુ વજૂદવાળું કારણ ઈસ્લામી રાજ્યનો વિસ્તાર કરવાની બહાદુરશાહની તમન્ના હોવાનું જણાય છે. જુઓ : Chaube, ibid., pp. 207–210.

27. હકીકતે ભૂપતરાય માળવા-વિજય વખતે બહાદુરશાહની સાથે હતો. સુલતાન રાયસીન જીતી લેવા માગે છે એવી એને ગંધ આવી જતાં તે પોતાના પિતા સિલહદીને સુલતાન સમક્ષ સત્વરે ઉપસ્થિત કરશે એવી ખાતરી આપી બહાદુરશાહની રજા લઈ એ વતન ઉપડી ગયો. સુલતાનના મનમાં ઉઠેલી સિલહદી પ્રત્યેની ગેરસમજો દૂર કરવા માટે ભૂપતરાયે એના પિતાને સમજાવીને સુલતાન પાસે મોકલ્યો. જુઓ : ibid., p. 211.

28. ૧૭ મી જાન્યુઆરી, ૧૫૩૨ના રોજ.

29. ૬ ઠ્ઠી મે, ૧૫૩૨ના રોજ.

30. તે પછી મિરાન મુહમ્મદશાહ આસિરીને એક સેના આપી આસપાસના પ્રદેશો જીતી લેવા રવાના કર્યો. થોડા વખતમાં ઈસ્લામાબાદ, હોશંગાબાદ, મંદસોર પણ એના અધિકાર નીચે આવી ગયાં. માળવા, રાયસીન તથા અન્ય નવા જીતાયેલા પ્રદેશોમાં વહીવટી તંત્ર ગોઠવી તેઓને ગુજરાત સલ્તનતના ભાગ બનાવ્યા.

31. 'સલ્તનત કાલ', પૃ. ૧૧૬ ઉપર આ તારીખ નવેમ્બરની ૬ ઠ્ઠી છપાઈ છે, પણ ત્યાં નવેમ્બરની ૧૬ મીએ જોઈએ.



32. સુલતાન બહાદુરશાહ કૂચ કરી માંડૂ પહોંચ્યો તે પછી એણે મુહમ્મદશાહ અને ખુદાવંદખાનને લશ્કર લઈ ચિતોડ પર આક્રમણ કરવા આગળ રવાના કર્યા. તેઓ મંદસોર પહોંચ્યા. નરસિંહદેવ અને મેદિનીરાય જેવા સરદારો

ચિતોડથી નારાજ થઈ બહાદુરશાહને પક્ષે થઈ ગયા હતા. આવી સ્થિતિમાં ચિતોડનો રાણો વિક્રમાજિત આ આક્રમણનો સામનો કરી શકે એમ નહોતો. તેથી એણે સંધિ કરવા કહેણ મોકલ્યું, પણ બહાદુરશાહે એ ઠુકરાવી દીધું ને કિલ્લો લેવાનો દૃઢ નિર્ધાર કર્યો. મેદિનીરાય એને રાજપૂતોની સ્થિતિ વિશે વાકેફ કરતો રહેતો હતો. જુઓ : Chaube, op. cit., p. 223.

33. આ વખતે બહાદુરશાહ શાહજાદા બહાદુરખાનની અવસ્થામાં દિલ્હી જતો હતો ત્યારે માર્ગમાં ચિતોડના રોકાણ વખતે રાણી કર્મવતીએ એનો જાન બચાવેલો એ વાતની રાણીએ સુલતાનને યાદ પણ દેવડાવી. જુઓ : 'મિર્આતે સિકંદરી', પૃ. ૧૪૦; Chaube, ibid., pp. 225 f., n 5.

34. કલમોની વિસ્તૃત ચર્ચા માટે જુઓ : R. S. Whiteway, 'The Rise of Portuguese Power in India', 1497–1550, pp. 338 ff. અને F. C. Danvers, 'The Portuguese in India', Vol. I, pp. 416 f.

35. 'સલ્તનત કાલ', પૃ. ૧૨૨ ઉપર અવસાનની તારીખ ૪થી મે, ૧૯૩૯ છપાઈ છે, પણ એ ૪ થી મે, ૧૯૩૭ જોઈએ.

## પુસ્તક પરિચય

પ્રસ્તુત પુસ્તકમાં ગુજરાતમાંની ઈસ્લામી સલ્તનતનો પોણાત્રણસો વર્ષોનો રાજકીય ઇતિહાસ અપાયો છે. શરૂઆતમાં દિલ્હી સલ્તનતની હકૂમત નીચે ગુજરાતમાં થયેલી રાજકીય હિલચાલોની છણાવટ સંક્ષેપમાં આપવામાં આવી છે. ત્યાર બાદ ગુજરાતની સલ્તનતની સ્થાપના, સ્થિરતા, ચડતી અને પડતીનું વિગતપ્રચુર વિશ્લેષણ કરવામાં આવ્યું છે. આ ગ્રંથ મુખ્યત્વે ફારસી ભાષામાં લખાયેલા મૂળ આધારગ્રંથોના આધારે લખાયો છે. આ વિષયમાં અર્વાચીન વિદ્વાનોએ કરેલ સંશોધન-વિશ્લેષણોનો વિનિયોગ સંપાદકીય નોંધમાં કરી લઈ ગ્રંથને અદ્યતન બનાવવામાં આવ્યો છે.

## ગુજરાત યુનિવર્સિટીનાં
## ઇતિહાસ / પ્રાચીન ભારતીય સંસ્કૃતિ વિષયક પ્રકાશનો

| ક્રમ | પુસ્તકનું નામ | લેખક | કિંમત રૂ. પૈસા |
|---|---|---|---|
| *૧. | ઇંગ્લેન્ડના બંધારણનો ઇતિહાસ | કે. સી. દેસાઈ | ૧૪—૦૦ |
| *૨. | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૧૨—૦૦ |
| ૩. | અઢારસો સત્તાવન | ડૉ. આર કે. ધારૈયા | ૫—૦૦ |
| ૪. | ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૧૨—૦૦ |
| ૫. | ઇંગ્લેન્ડના બંધારણનો ઇતિહાસ | કે. સી. દેસાઈ | ૨૦—૦૦ |
| ૬. | મધ્યયુગીન ભારત, ખંડ ૧ | ડૉ. સી. આર. નાયક | ૬—૨૫ |
| ૭. | મધ્યયુગીન ભારત, ખંડ ૨ | ડૉ. સી. આર. નાયક | ૧૦—૦૦ |
| ૮. | પ્રાચીન ભારતીય શિલ્પકલાસ્થાપત્ય | ડૉ. પ્રિયબાળા શાહ | ૧૪—૦૦ |
| ૯. | પ્રાચીન ભારત, ભાગ ૧ | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૧૦—૦૦ |
| ૧૦. | પ્રાચીન ભારત, ભાગ ૨ | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૧.—૦૦ |
| ૧૧. | ભારતીય ઇતિહાસની સાધનસામગ્રી | ડૉ. સુમનાબહેન શ. શાહ | ૪—૩૦ |
| ૧૨. | અશોક અને તેના અભિલેખો | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૬—૦૦ |
| ૧૩. | ભારતીય સંસ્કૃતિના વિકાસમાં વિદેશીઓના સંપર્કની અસર | ડૉ. વી. કે. ચાવડા | ૫—૫૦ |
| *૧૪. | તિબેટ | ડૉ. સુમનાબહેન શ. શાહ | ૧૧—૦૦ |
| *૧૫. | સિલોન | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૩—૫૦ |
| *૧૨. | ચીનમાં પ્રસરેલી ભારતીય સંસ્કૃતિ | ડૉ. હરિપ્રસાદ ગં. શાસ્ત્રી | ૫—૦૦ |
| *૧૭. | બર્મામાં ભારતીય સંસ્કૃતિ | ડૉ. સુમનાબહેન શ. શાહ | ૪—૦૦ |
| ૧૮. | ગુજરાત ઇન ૧૮૫૭ | ડૉ. આર. કે. ધારૈયા | ૮—૦૦ |
| *૧૯. | કંબોડિયા | ડૉ. પ્ર. ચી. પરીખ | ૬—૦૦ |
| *૨૦. | વિશ્વક્રાંતિ—રાષ્ટ્રિય આંદોલન | મંગુભાઈ રા. પટેલ | ૧૮—૦૦ |
| *૨૧. | ગુજરાતમાં બ્રાહ્મીથી નાગરી સુધીનો લિપિ-વિકાસ | ડૉ પી. સી. પરીખ | ૧૨—૦૦ |
| *૨૨. | સોલંકી કાલનું સાહિત્ય | નીલાંજના સુબોધ શાહ | ૬—૫૦ |
| ૨૩. | મધ્ય એશિયા | ડૉ. રસેશ જમીનદાર | ૭—૦૦ |
| ૨૪. | પ્રદેશ થાઈનો ઇતિહાસ | ડૉ. આર. એન. મહેતા | ૧૦—૦૦ |
| ૨૫. | અફઘાનિસ્તાન | ડૉ. જે. એમ શાહ | ૫—૦૦ |
| ૨૬. | વિયેટનામ | ચંદ્રકાન્ત પટેલ | ૪—૫૦ |

નિશાનીવાળાં પુસ્તક મેસર્સ ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ફુવારા પાસે ગાંધીમાર્ગ, અમદાવાદ—૧ પાસેથી મળી શકશે. અન્ય પુસ્તકો યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડની ઑફિસ કે મેસર્સ બાલગોવિંદ બુકસેલર્સ, ગાંધીરોડ બાલા-હનુમાન પાસે અમદાવાદ—૧ પાસેથી મળી શકશે.